# રીસ્તિસ્તાન

## યાને

# ગુજરેલાં જરતોસ્તીઓની ક્રિયાઓનું વર્ણન

લખનાર

**(મર્હુમ) એર્વદ શેહરિયારજી દાદાભાઈ ભરૂચા.**

મુંબઇ યુનિવર્સિટિના ફેલો, પ્રખ્યાત ધર્માભ્યાસી

અને ઘણુંએક ગ્રંથોના કર્તા.

મર્હુમ એ૦ શેહરિયારજી દાદાભાઇ ભરૂચાની ૧૮૮૨ માં રચેલી 'રીસ્તિસ્તાન' નામની ચોપડી એમનાં રચ્યા પછી ૩૫ વરસે બહાર પાડી છે. 'મરણ પછીના ક્રિયા-કામો'નું આ પુસ્તક તેના જાણીતા કર્તા તરફથી આઠ વરસની અથાગ મેહનત કરી તૈયર કરવામા આવ્યું હતું. આ એ૦ શેહરયારજીની જીંદગીનું એક સૌથી સરસ કામ છે. અને એક યાદગાર પુસ્તક છે, જેનું કદ લગભગ ૬૦૦ ડેમી આકટેવો પાનાનું છે.

આ પુસ્તક તૈયાર કરવામાં એ૦ શેહરયારજીએ કોઇ પણ અગાઉથી માની લીધેલા વીચારો દાખલ નહી કરવાની ઘણી સંભાળ લીધી છે. આ પોતાનું એક મોટું પુસ્તક 'પોતાની જીંદગી દરમ્યાનનું એક મોટું કામ છે,' એમ એવણ પોતાના અંગત મીત્રોને કેહતા હતા. ઇરાની સાહીત્યને લગતાં ૫૪ હસ્તપત્રો અને છાપેલી ચોપડીઓની મદદ સાથનું આ પુસ્તક એક અઠંગ અભ્યાસીની શોધખોળોનું એક પરીણામ છે,

આ પુસ્તકમાં જરતોશ્તી ધર્મની ઉત્પતી, આરોગ્ય વિદ્યા અને તવારીખ વિષે અગત્યનાં લખાણો આવ્યાં છે. મુખ્ય કરીને રવાન અને ફરોહર વિષેનું લખાણ જરતોશ્તી ધર્મની ફીલસુફીનો ઉત્તમ ખ્યાલ આપે છે.

એ ઉપરાંત જે કમયાબ હસ્તલેખોના ઉતારાઓના ગુજરાતી તરજુમાઓ આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે તે અગાઉ કેદે પણ પ્રગટ થયા નથી.'

શામશુલ-ઓલમાં ખાનબાહાદુર સરદાર દસ્તુર કેકોબાદે આ પુસ્તકનો દીબાચો મેહરબાનીની રાહે લખ્યો છે.

પ્રગટ કરનાર

**હોશંગ તે૦ અંકલેસરીઆ**

**કીમત રૂ૦ ૬—૦—૦   વી૦ પી૦ પી૦ સાથે ૬—૮—૦**

મર્હુમ વિદ્વાન શેઠ ખુ૦ રૂ૦ કામાજીનું

# જરથોસ્ત નામું

રચનાર:—

**મર્હુમ એરવદ તેહમુરસ દીનશાહજી અંકલેશ્વર્યા.**

આપણી કોમનાં ભલાં દીનદાર અને નીતિમાન જરથોશ્તી નર-નારીઓ તેમજ ઉધરતી કુમલી વયનાં બાળકોને પોતાના પેગમ્બર વખશુરે વખશુરાંન અશો સ્પીતમ જરથોશ્ત સાહેબ કોણ હતા, તેમણે પોતાંની જીંદગી કેવી રીતે ગુજારી હતી, તથા પોતાનો બરહક ધર્મ દુન્યાનાં લોકોમાં ફેલાવવા કેવી રંજ, અને મુસીબતો ખેંચી હતી, અને તે સઘળું છતાં તેવણ પોતાનાં એ મહા કીર્તીવંત કામમા કેવી ચીવટાઇથી વલગી રહી, સઘળો આધાર પોતાના પેદા કરનારા ઉપરજ રાખી સેવટે પોતાના મહાન કામમાં કેવા ફતેહ ફીરોજી-ભરેલા નીવડી પોતાની કીર્તી જગ આશકારા કીધી હતી તેનું ખુદ અવસ્તા પુસ્તકોને આધારે જે અસરકારક વર્ણન આપવામાં આવ્યું છે તે દરેક જરથોશ્તીએ વાંચી તે ઉપરથી પોતે પોતાની જીંદગીનું સાર્થક શોધવું જોઇએ છે.

**કીંમત રૂ૦ ૧-૮-૦**

**મળવાનું ઠેકાણું:—**
**ધી ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસ,**
**૧ પારસી બજાર સ્ટ્રીટ, કોટ મુંબઇ.**

# કીસ્સે સંજાણ

પોતાના પ્યારા પવિત્ર ધર્મની પાસબાની માટે ઇરાનથી હિંદુસ્થાન માંહી આસરો લીધેલા જરથોસ્તીઓની કહાણીનું આશરે ત્રણસો વરસ ઉપર લખાયલું એકપુરૂં દાસ્તાન. અસલ ફારસી બેતોમાં-ઇંગ્રેજી તથા ગુજરાતી તરજુમાં સુધાં તથા જરથોસ્તી ધર્મ જાહેરાણાને સમજાવનારા

## ૧૬ મશ્હુર સંસ્કૃત શ્લોક

તેના અંગ્રેજી તથા ગુજરાતી તરજુમાં સહિત

જાણીતા તવારીખનવેશ.

## મહુર્મ મી૦ જી૦ પે૦ કુરકુરયાએ

એક વિદ્વતાભર્યો દીબાચો લખ્યો છે. મી૦ રૂસ્તમ બ. પેમાસ્તર, બી. એ; એલએલ. બી. વકીલે એ કેતાબ એડીટ કીધી છે. એકેએક જરથોસ્તીએ ખરીદવા જોગ આ કીતાબ છે.

પ્રગટ કરનારઃ—હોશંગ તેહમુરસ અંકલેસરીઆ.

કીંમત રૂ૦ ૨-૦-૦

# ગુમાયલું ગોહર.

પારસી સંસારની વાર્તા.



લખનાર:—

હીરાંબાઈ શેરાબશાહ દારૂવાલા.

નખરાંબાઝ નસીબ, વગેરે વાર્તાઓનાં કર્તા.

પ્રગટ કરનાર:—

હોશંગ તેહમુરસ અંકલેસરીઆ.

નં. ૧, પારસી બજાર સ્ટ્રીટ, કોટ.

મુંબઈ.

૧૯૨૫.

કીંમત રૂ૦ ૨

# અર્પણ પત્રીકા.

અમારા કુટુંબથી નહિ ભુલાય તેવી યાદ પાછલ મુકી
જનાર અમારાં અસીલ વહાલાં નેક માતાજી

**શીરીનબાઇ ધનજીભાઇ ફેરામજી કુબારા**

જેવણુ
તા૰ ૧૮ મી એપ્રીલ ૧૯૦૪ માં
૩૭ વરસની ભરજુવાન વયે બહેસ્તનશીન થયા હતા

અને

અમારાં અસીલ રાંક ગરીબ સ્વભાવનાં વ્હાલાં બહેન

**જરબાનુ શાપુરજી કાપડયા**

જેવણુ

૩૯ વરસની ભરજુવાન વયે નાના બાળકોને મુકી
૧૮ મી ફેબ્રુઆરી ૧૯૨૫ ને દીને બહેસ્તનશીન થયાં હતાં

એ બે બતી વહાલાંઓની પ્રીયવંતી ભલી નેક યાદમાં
તેમજ સવર્ગા અનોશેહેરવાનોની અશો ગંભીર યાદમાં
આ મારી મહેનતનું નાચીજ ફળ ઉંડા
પ્યાર સાથે અર્પણ કરૂંછું.

હીરાંબાઇ શોરાબશાહ દારૂવાલા.
(શોલાપુર)

# મારી તરફના બે બોલ.

બહેનો અને ભાઈઓ,

ગુજરાતી સાહીત્ય ઘણા આકારોમાં આપણા જરથોસ્તી કર્તા-ઓની કલમથી બહાર પડયું છે. કોઇએ ઇતીહાસીક રૂપમાં, કોઇએ વૈદક રૂપમાં, કોઈએ કહેવત કથાના રૂપમાં, તો કોઇએ વાર્તાના આકારમાં પોતાની કલમ અજમાવી છે. મને પણ નાનપણથી લખવાની મજાહ ભોગવવાનો શોખ હોવાથી મારી કલમ મેં વાર્તાના આકારમાંજ શરૂ કીધી છે.

છેલ્લાં વીશ વરસની મારી એ કોશેશમાં જો મેં કઇબી ફતેહ મેલવી હોય તો તે માટે સૌથી પહેલો મારે તે કીરતારનો આભાર માનવો જોઇએ ને તે પછી મારાં માતપીતાનો કે જેઓનો કલમ તરફનો ભારી શોખ મારામાં ઉતરેલો હું માનું છું. ઘણા વરસોની વાતપર મારી નાની આંખોએ હું જોતી હતી કે મારાં મરહુમ નેક માતાજી શીરીનબાઇ ધનજીભાઇ દુબાશના લેખો તે વખતનાં જાણીતાં "સ્ત્રી બોધ"માં વંચાતા હતા તેમજ મુશ્કેલ ઉખ્યાણાંઓ પારખી ઇનામ જીત-નારાં શોખીન હતાં. તેમજ મારા માનવંત નેક પીતાજી ખાનસાહેબ ધનજીભાઇ ફરામજી દુબાશબી એક વાર્તાનવેશ અને કલમકસ હોવાથી મારી ફતેહને માટે હું એ લોકનેજ આભારી સમજુછું.

મને જાણીને ખુશાલી અને સંતોષ ઉપજે છે કે મારી વાર્તાઓ હરદમ મારાં વાંચકોની હોંસ ઉશ્કેરનારી અને મનપસંદ થઇ પડી છે. હું એવો ફાંકો રાખતી નથી કે મારી વાર્તાઓ તદન "ઓરીજીનલ" છે, તેમજ એક ચોપડી પરથી તેને મરડી મચડી ઉતારો કરવાનેબી હું નાપસંદ કરૂંછું; પણ ત્રણ ચાર ચોપડીઓ વાંચ્યા પછી તે દરેકમાંથી સારૂં પાત્ર લઇ ત્રણ ચાર પાત્રો સાથે ગુંઠવા દહાડાના દહાડાઓ ભેજું કસી એક ખુણાંમાં બેસી આપણા સંસારને લાયકનું મજેહદાર વણું ગુંઠવા પછીજ મને પુરો સંતોષ મલે છે.

હવે મારી હોંસ આગલ વધી. એ બધી વાર્તાઓ ચોપડીના આકારમાં બહાર પાડવા મને ઉલટ થઇ; પણ સંસારમાં ગુંટાયલા મારાં

ભાઇ બહેનોને સમજવાને મુશ્કેલ નહિ લાગશે કે મુંબઇથી દુર દેશાવર રહેનાર એક બાનુ લખનાર માટે તે હોંસ પાર પાડવી કેટલી મુશ્કેલ છે.

મારી વાર્તાની પહેલી ચોપડી "નખરાંબાઝ નસીબ" બહાર પાડવાને હું નસીબવંતી નીવડી હતી; અને માફ થઇ શકે તેવી મગરૂરી સાથે મને જણાવવું પડે છે કે, તે મારી ચોપડી એટલી સહેલાઇથી ઉંચકાઇ ગઇ કે તે માટે વધુ ઓરડરો મલતાં તે ભલાં વાંચકોને 'ના' લખવાની મને ફરજ પડી હતી, જે વખતે મારી દીલગીરી એજ હતી કે કાં નહિ તેની વધુ નકલો હું છપાવી શકી.

તેજ મીસાલ હું વાંચકોની ખીદમતમાં આ મારી બીજી વાર્તા "ગુમાયલું ગોહર" રજુ કરવાની રજા લઉંછું. અત્રે મારે ધી ફોર્ટ પ્રીનટીંગ પ્રેસના માલેક મી૦ હોશંગ તહમુરસ્પ અંકલેસરીઆનો આભાર માનવાનો છે કે જેવણનાં ઘણાંજ જુનાં અને જાણીતાં ફોર્ટ પ્રીનટીંગ પ્રેસમાં તેવણે ઘણી ઝડપથી અને સુંદર છપાઇ સાથે મારી વાર્તાનું આ બીજું પુસતક પ્રગટ કરવાનું માથે લઇ મને પુરતી સગવડ આપી છે.

પ્રીય બહેનો અને ભાઇઓ, આ મારી વાર્તા તમો સનમુખ મુકતાં હું ઉમેદ રાખુંછું કે જેવો આશરો મારી "નખરાંબાઝ નસીબ"માં આપી મને ખુશાલી પેદા કીધી હતી તેવોજ આશરો આ વખતેબી આપશો. હવે પછીની મારી બહાર પડનારી ચોપડીઓ માટે તમો તરફથી એવોજ દીલસોજ ઉત્તેજનની આશા રાખતી

દુવાગોર બહેન,

હીરાંબાઇ શેરાબશાહ દારૂવાલા.

(શોલાપુર)

તા૦ ૨૦—૧૦—૨૫.

c

# ચોરને ઘેર ચોર પરોણા

## એ કેહવત કેમ પડી?

આપણે વાત કરતાં અવારનવાર કોઇ કોઇ કહેવતો બોલ્યે છીયે, પણ તેનો અર્થ સમજતાં નથી, ને સમજવાથી આપણને એવડી ગમત લાગે છે. કહેવતોની ઉપર રમુજી વારતાઓને દલદાર પોથો

# કહેવત મુલ

બાહર પડયો છે. એકવાર વાંચવાની શરૂ કીધી તો બીલકુલ હાથમાંથી મુકવા ગમશે નહીં.

**કીંમત રૂ. રાા વી. પી. સાથે રૂ. ૩.**

પ્રગટ કરનાર:-હોશંગ તેહમુરસ અંકલેસરીયા

## ધી ફોર્ટ પ્રીન્ટીંગ. પ્રેસ,

પારસી બજાર સ્ત્રીટ, કોટ, મુંબઇ.

# ગુમાયલું ગોહર.

## પ્રકરણ ૧ લું.

## Welcome

• 'દાદી–હાઉસ'ના તે ભપકાદાર ડાઇનીંગ રૂમની સુંદર ટેબલ પર ફક્ત ચારજ જણાં બીરાજેલાં હતાં. હેડપર તે અસલી કારીગીરીની કીમતી ખુરશી પર 'હાઉસ'ના માલેક સર દાદીબા હોશંગ બીરાજેલા હતા. તેવણુના જમણા હાથ પર હમણાંજ સ્ટીમર 'મદુરા' માં લંડનથી આવી પુગેલો તેવણુનો વારસ ભત્રીજો બહેરામ કેકોબાદ હતો, જયારે ડાબા હાથ પર 'હાઉસ' માં નાનપણુથી પળાયલો તેવણુના મરનાર બહેનનો દીકરો ફરેદુન વકીલ હતો, ને સામે 'દાદી–હાઉસ'ના માનીતા અને મુહેનતુ સેક્રેટરી મી રૂસ્તમજી મહેતા બેઠેલા હતા. સૌનાં મહોડાં હસતાં ને ખુશાલ દેખાતાં હતાં.

"ખરૂં કહુંચ બહેરામ, તારો ચહેરો આપણાં કુટુંબની આબાદ નકલ છે ને તેબી સૌમાં સુંદર ને શોભઇતો લાગેચ," સર દાદીબા હોશંગે હાથમાંનો છરી કાંટો મુકી દઇ તે જવાન ગમ હરખથી ધારી ધારીને જોતાં કહ્યું.

તે જવાન મીઠાશથી હસ્યો પણ આ બોલવું તે શેઠના ડાબા હાથ પર બેઠેલા જવાનને ગમેલું લાગ્યું નહિ. આ ત્રણ જણાંની ખુશાલીમાં ચાલતાં ટાહેલાંમાં તે કશેબી ભાગ નહિ લેતાં અત્યાર સુધી ફક્ત 'સોપ' ખાવામાંજ રોકાઇ રહેલો હતો.

"કેમ રૂસ્તમજી, તમુને કેમ લાગેચ?"

"મને તો આબાદ તમારો પોતાનોજ નમુનો લાગેચ."

"હાહાહાહા—તેમ લાગવોજ જોઇએ, કારણુ એના બાવા કેકોબાદ ને હું બેઉ જોડયા ભાઇઓ થઇએ. એના બાવાએ ઉમ-રમાં આવા પછી પોતાના પીતાનું અપમાન કરવાથી પોતાનો હક

ખોહયો ને લંડનમાંજ હંમેશનો વસ્વાટ કરીને માર્ગે લાગા." આ બોલતાં તેવણુનો સાહદ ગડગડી ગયો.

"ને કાકાજી, તમે શું મોટાભાવાનું બધું કહ્યું કરતાતા કે ?" બહેરામે આતુરતાથી પુછયું, પણુ તેનો જવાબ આપવા સર દાદીબાએ આખી બે પળ ગાળી કહાડી.

"એ તો બધી નસીબની વાત છે; પણુ તે છતાં હું તેવણુને દરેક રીતે રાજી રાખવાની કોશેશ કરતો'તો. પણુ એ બધું જવા દે. મારા ભઈનું બચ્ચું મારી નજર આગલ મેં લીધું ને તે બીચારાને નહિ તો તેનાં બચ્ચાંને ઇનસાફ ને હક મલ્યોચ એટલે આજના જેવું મારૂં દીલ હલકું કોઇ દહારો નહિ ઉતું."

ફરેદુને એક જબરો લોહીનો ગોટ ગળી લીધો ને ઉકળી આવેલું દીલ શાંત કરવા પાસે પડેલું ગ્લાસ મોહડાં ગમ લીધું.

"વારૂ રૂસ્તમજી, આજથી હવે તમે મને બીલકુલે આશાયસ આપજો હંકે," થોડોક વાર ગુપચુપ ખાણું આગલ ચાલ્યા પછી સર દાદીબાએ પાછું ચલાવ્યું. "મારો આવો સરસ દીકરો મેં તમુને આજથી "નવા શેઠ" તરીકે ભેટ આપ્યોચ. હવે મને કંટાલો ના આપતા. જે હીસાબ કીતાબ આપવો લેવો હોય તે આજથી બધું મેં એનેજ માથે નાખ્યુંચ."

"આય તમારો વખત આશાયસ લેવાનોજ છે ને તે મારા 'નવા શેઠ' બરાબર સમજેચ." રૂસ્તમજીનાં આ વાકય પર બહેરામે હસીને "જરૂરજ!" બોલનો ટેકો આપ્યો ને ફરેદુને તેજ પળે તે હસતા જવાન ગમ કરડાં નેણુથી જોયું.

"કેમ બેટા ફરેદુન, તું તો આજે કંઇ બોલતોજ નહિ, શું છે ? એ તો જરા અંજાણું કરીને; બાકી બહેરામ, એ મારો ફરેદુન એક વખત તારી સાથે મલી જશે કેની તો ભઇભઇની કાની જીવ આપશે." રીતભાત ખાતર તે બેઉ જવાનોએ એકમેક તરફ હસીને જોયું— પણુ—પણુ—

અરે તે ચાર આંખોના મેલાપની અસરે તળેથી એક એવો

અજબ ઝનુની ચમકારો પસાર થઇ ગયો કે તેવો કદી કોઇએ જોયો હતો નહિ.

બીજી દશ મીનીટ ચમચા કાંટા સાથેજ ચુપકીડીમાં પસાર થઇ.

"દીકરા બહેરામ, તારી પધરામણીની ખુશાલીમાં મેં આજે સાંજે એક મેલાવડો ઉભો કીધોચ. કેમ રૂસ્તમજી, તેની ગોઠવણ બધી બરોબર થઇચની?"

"હાજી, તેને વરે તમે ફીકર રાખવી નહિ."

"આજના જેવી ખુશાલી મને કોઇ દહાડો લાગી નથી." તેવણે તે પાસે બેઠેલા જવાનનાં ખુલ્લાં માથાપરના ભુરા બાલો પર પોતાનો કરચલી વળેલો હાથ માયાથી મુકયો. "મારા દીકરા હું તુંને આજે, ઘણી ઘણી ઓળખાણો કરાવશ ને મારા ચેરાગ તરીકે તુંને જાહેર કરશ." તે દાદમર પાસે હું ખરાં જીગરથી ઇચ્છુંચ કે તું આપણી કોમનો એક માનીતો શેઠયો, સોસાયટીનો એક લાડકો જવાન ને રાજ્યનો એક વફાદાર માનવંત શેહરી નીવડે!" તેવણે મુરાદ ખરાં દીલથી ચાહી પણ તે પાર પડી કે નહિ તે આપણે આગલ ચાલતાં જોઈશું.

અહિં તે ખાણું ખલાસ થયું. સર દાદીમા પોતાના ખાનગી ઓરડા તરફ વળ્યા. બહેરામ રૂસ્તમજી સાથે વાત કરતો હોલમાં ગુંટાયો, ને ફરેદુન—તેનું મન બીલકુલ ઉચત હતું. તે લાયબ્રેરીમાં ધસ્યો ને તે લો-ચેર પર જોરથી થપકાયો. "શું મારૂંબી નસીબ છે! નાનપણથી હું મોટી મોટી આશામા ઉધર્યો ને છેક બારમે કલાકે મામાજીએ મને રખડાવ્યો. માયબાપ તો એક ઘેરનાં થેલાલાં સીવાય મારે વરે કંઇબી મુકી નથી ગીયાં. એ ડોકરાને રાજી રાખવામાં મેં મારી આખી જીંદગી અટવાવી ને આંય શું થઇ ગયું?" તે હવે ઝનુનથી ઉઠીને તે મોટી લાયબ્રેરીમાં આંટા મારવા લાગો. "થઇ ચુકું! મામાજી તો એને જોતાંને વારજ ખુશ ખુશ થઇ ગીયાય, કારણ તેવાતો માલ છે ને વગી આંખે ઉડી વળગે તેવો છે; પણ એક મ્યાનમાં બે તલવાર કદી હોયજ નહિ." તેણે દાંત પીસી નાખતાં પોતાના બેઉ હાથો જોરથી મસલ્યા. "જે બધું મારૂં હતું તેના આજથી એ ધણી થઇ બેઠાય ને મને એક રખડતા કુત-

રાની કાની બાજુ કરી નાંખ્યોચ. પણ હું એ ચાલવા દેવાનો નથી." તેણે તપી જતું મગજ જોરથી દાબ્યું ને તે નજદીકની તેબલને અઠેલી જમીન ટીકતો ઉભો. "મને એમ એકદમ ગભરઇ જવું નહિ જોઇએ. એના દમામપરથી મને નહિ લાગતું કે એ આંય ડોકરાની મારા જેવી તાબેદારી કરી શકે. બુઢાએ એને આજથીજ બધું સોંપી દીધુંચ પણ કોણે જાણેચ કે એ હથેલીમાં ચાંદ નહિ બતાવશે? હું એની પુઠેજ છેઉં, હું એનો જમ છેઉં. હમણાં બધો નવો દમ છે તેટલાં ઠીક ચાલશે; પણ પછી એવણના ભપકા પરથી એવણ બધું નીશાળે નહિ મુકે તેની ગેરંટી શું? પછી એની ગમ ફરેદુન વકીલ ઉભેલો છે. એક ખોટી દમડી હું એને પચવા દેવાનો નથી. બચ્ચા બહેરામ, તું જો સીધીસીધો મારી સાથે ચાલશે તો તેમ, નહિ તો તારો કાંટો કાઢતાં મને કાંઇ નથી આવડતું? હા–હા–હા" ઘણુંજ કડવું તે હસી પડયો. "આજની એની મારી તરફની રીતથીજ હું સમજી ગયોચ કે એ કોઇબી વાતમાં મારી સાથે એગ્રી થવાનો નથી." તે કંઇક વીચારમાં ગુંચવાયો, પણ બીજીજ પળે તે ફરીથી બેઉ હાથો પાટલુનના ગજવામાં નાંખી લટાર મારવા લાગો. "છટ, છટ! મારા જેવા માણુસે એનેથી બીહવાનું કંઇજ કામ નથી. બસ આય પાર કે પેલે પાર! હું ખાઉં કે એ ખાય! પણુ એ માણુસ મને એટલો અણુગમતો છે, એને જોઇનેજ મને એવું થાયજ કે બસ–" તેણે ધસી આવતા ભયંકર વીચારોથી પોતાનું કપાલ જોરમાં દાબ્યું અને ખુલ્લી હવાની શોધમાં તે ઝડપમાં ત્યાંથી બહાર નીકળ્યો.

બીજી તરફ બહેરામ રૂસ્તમજીથી વાત કરતો પરવારી પોતાને માટે તૈયાર રખાયલા તે ભપકાદાર ઓરડાની આરામ ખુરશીપર આવીને પડયો. "વાહ, ધાર્યા કરતાંબી કાકાજી તો ઘણુાજ પ્રસન્ન થઇ ગીયાચ. હું તો કંઇ ભલતાજ ખ્યાલો લઇને લંડનથી ઉપડયોતો કે કદાચ મારા પપાની નાફરમાનીના બદલામાં કોઇ મારી પાસે તાબેદારી કે માફી મંગાવવા ઇચ્છતું હોય; પણ નહિ, અહિં તો જાનફેશાંની સીવાય કું બીંજુ કશું જોતો નથી. અલબત એવણ મારા મુરબ્બી છે, એવણને

હું માન આપશ; પણ પેલો માણુસ-ફેરેદુન—જેમ પછવાડે પછવાડે ફરેચ ને તાબેદારી કરેચ તેમ કંઇ મારેથી થવાની નથી. એ ફેરેદુનને બસ પહેલી નજરથી હું ધીક્કારતાં શીખ્યોચ; જો કે હું એને ઓલખતો નથી, એને પીછાણ્યો નથી તોબી એમ કાંય હોશે ? એની આંખો સાથે હું મારી આંખો મેલવવા માંગતોજ નથી. અરરર એજ માણુસ સાથે કાકાજી કહેચ કે મને આંયજ 'હાઉસ'માં ભઇભઇઓ તરીકે રેહેવું પડશે. સીધો પાધરો રહયો તો રહવા દઇશું, નહિ તો મારા હુકમે એને સીધો રસ્તો દેખાડી બહાર કહાડશું," ને કંઇક ઠઠાથી હસ્તો તે હવે ઓરડામાંથી બહાર નીકલ્યો.

——:૦:——

## પ્રકરણ ૨ જું.

### "ગુલનાર તીરંદાઝ."

ખરેખર હયુઝરોડ પરનું તે 'દાદી—હાઉસ' ત્યાંના આખા લત્તા પરનું એક સૌથી સુશોભીત અને દમામદાર મકાન હતું. તેની ફરતી ગેલરી અને તેનો વીશાળ બગીચો તમામ બહારમાં જાણે આજે ખુશાલીથી પમરી રહયો હતો. જયાં જુઓ ત્યાં બસ "WELCOME" શબ્દ લખાયલો હતો. લાઇટોબી તેજ શબ્દોથી પ્રકાશી રહી હતી; વાવટાઓબી તેજ શબ્દથી લચી પડતા હતા. સર દાદીબા હોશંગને ખુદા તરફથી ઘણી નવાજેશ હતી; તેમાં લક્ષ્મી દેવી તો તેવણ પર જાણે કુરબાનજ હતી. રોજની હજારોની ઉથલપાથલ દર કલાકે ચાલુજ હતી. માન અને ઇજત તો તેવણનો દોસ્ત હતો; દોર દમામ તેવણના તાબામાં હતો, ને તેવા સુખમાં 'હાઉસ'ના નવા વારેસની આજની પધરામણીની અપાર ખુશાલીમાં તેવણે એક મોટું મીત્ર મંડળ આજે એકઠું કીધું હતું. પોતાનાં તાલેવંત દોસ્ત મંડળ સાથે તેવણ પોતાની ગરીબ અને અધ્યમ ઓળખો ચુકયા નહિ હતા. પોતાના દયાળુ અને ભલા ખવાસથી તેવણ દરેકને એકસરખાંજ ગણતા હતા. આહ, ગરીબ કે દોલતવાન બધાંને તેવણ પોતાનો નવો વારસ દેખાડવા જાણે તલપી રહયા હતા.

પોર્તીકોની બહાર જે મોટરો અને ગાડીઓની અસગાર લાગી હતી તે પરથી 'દાદી—હાઉસ'ની અંદરનો ઠાઠ સહેલથી સમજી શકાતો

હતો. પરોણુાંઓને આવકાર આપતાં અને તે વહાલા વારસની ઓળખાણુ કરાવતાં તેવણુ કદીબી ઠાકયા નહિ. ભવીશ્યના આ ભાગ્યવંતા 'બેર' ને જોતાંજ દરેક જણુ ઉલટ અને ખુશાલીથી તેની સાથે વાતે વળગતું હતું, ને તે જોતાં તેવણુ ખરે મને સંતોશ પામતા હતા. બેંડના મધુર અવાજે વચ્ચેના ખુશમીજાજી ટાહુકા ટુચકા અને 'નીર્દોષ રમત ગમત પછી હવે શ્રોતાજનો વચ્ચેથી એકેક પછી ગાયનો શરૂ થયાં. બે એક ગાયનો પુર્રાં થતાં ત્રીજું ગાયન ચાલતાંજ પરોણુાંઓમાં મોટી ચકચાર ચાલી રહી. સૌની નજર તે હાથમાં દીલરૂબા લઇને ગાતી સુંદર છોકરી તરફજ ચીટકાયલી હતી.

"રૂસ્તમજી એ ગીત ગાયચ તે છોકરી કોણુ છે?" સર દાદીબાએ આંખે આઇગ્લાસ ચઢાવતાં પોતાના સેક્રેટરીને સવાલ કીધો. તેવણુની નજર તે કોમળ નાજુક નાની છોકરી પરજ ટીંગાયલી હતી.

"એ તો મરહુમ જમશેદ તીરંદાઝની છોકરાની છોકરી છે; આપણી બંગલીમાં રહેચ તે."

"બરાબર, બરાબર; મને તેજ ધ્યાન આવેચ કે મેં એવો ચહેરો કેઠે જોયલો છે. ખચીત એનો બાપ ખુદાદાદબી આબાદ એવોજ ખુબસુરતીનો નમુનો હતો. જીવતું રહે કોઇનું બચ્ચું!" તેવણે હવે આઇગ્લાસ કહાડતાં એક નીસાસો બેંચ્યો. "ઇનશાનની ચડતી પડતી કેવી છે. એજ જમશેદે જુવાનીમાં ઘણો સારો વખત જોયલો ને વાજબી બોલું તો મારી શરૂઆતમાં મને એજ જમશેદે ઘણી બાબદમાં મોટી મદદ અને સલાહ આપેલી, ને આજે તેનુંજ બચ્ચુ દુન્યામાં એક બીમાર માતા સાથે નાવારેસ પડયુંચ. રૂસ્તમજી, એ માય દીકરી તદન સગવડમાં છેની?"

"હાજી, એ લોકની બંગલીનું ભાડુંબી મેં તમારા હુકમથી લેતું હવે બંધ કીધુંચ."

"તેમાં શું વળ્યું? એ કુટુંબ તરફની દરેક ફરજ મને બજાવવીજ જોઇએ. દર મહિને સો રૂપયાનું લવાજમ એ માય દીકરીને તમે પહોંચતું કરજો, કારણુ આપણે જાણુયેચ કે એ લોકને પાળનારૂં બીજું કોઇ નથી."

"જેવો તમારો હુકમ."

"કેવું અજબ જેવું છે કે એ છોકરીને મેં કદીબી આગલ જોય-લીજ નહિ."

"હાજી, અને આજેજ જાહેરમાં પહેલવહેલો સાડીમાં દેખાવ દીધોચ. હજુરતો એ નાનું બચ્ચું છે. સતરેક વરસ હોશે." હજીસુધી તે વૃધ્ધ ગ્રહસ્થ તે નાની બાળાને વખાણથી જોયા કરતા હતા.

ખરેખર તે એક જોવા લાયકજ પીકચર હતું. ક્રીમ કલરની કરબી સાડી, તેજ રંગનુ જયોર્જેટનું સાદું બ્લાઉઝ ને તે પર ખોસેલા તે નાના ગુલાબના બંચ સીવાય તે છોકરીનો બીજો કશોબી ઠાઠ હતો નહિ. હીરા મોતીમાં મઢાયલાંઓનો અને કીમતી ડ્રેશ સજનારાંઓનો તો ત્યાં ટોટો હતોજ નહિ, છતાં તે બધાંની વચમાં આવાં સાદાં કપડાંમાંબી તે પોતાનાં ગુલાબી ઘટમદાર ચહેરા સાથના ઉંચા મોહક આકારથી જાણે અંધકારમાં ચંદ્રમાં પ્રકાશે તેમ બધાંની વચમાં દીપી રહી હતી. કાળા કરચ્યાળા બાલો એવી તો સુંદરતાથી ગોઠવેલા હતા કે રૂપેરી કપાલ ને કમાનદાર ભવાં જોનારને વધારેજ ખેંચી રાખતાં હતાં. ફક્ત પહેલાજ જાહેર દેખાવમાં તે છોકરીએ આજે જાણે ખુદ તે મેલાવડાનાં 'હીરા'નેબી ભુલાવી નાખ્યો હતો. બસ તે ખુદાની એક એવી ઉત્તમ કારીગીરી હતી કે જેવી ધનશાનની નજર તેનીંપર પડતી કે તેમાંથી છુટવાને તેને આખી પાંચ પળ ગાળી કહાડવી પડતી.

આખરે ગાયન પુરૂ થયું ને તે મીઠો મધુર સરોદ બંધ પડયો. તાલી-ઓથી હોલ ગાજી રહયો. "ઘણું સરસ, ઘણુંજ સરસ! મને એ બચ્ચું ઘણું ગમેચ. રૂસ્તમજી તમે એ બચ્ચાં પર હમેશાં દયાની નજર રાખતા રહેજો," સર દાદીબાએ તાલીમાં ભાગ આપતાં રૂસ્તમજીને કહ્યું; પણ પીઠ પાછલની આવી મોટી દીલસોજી અને વખાણથી તદન બેખબર તે છોકરી તો છેક નાકેની બારી આગલ જઇને હવે થોભી.

"ઓ માય, હું ધારૂંચ કે મેં ઘણુ સરસ ગાયું. મને નહિ ખબર કે હું એટલી હીમત કરી શકશ," તે હવે બારી બહારની હવામાં ખ્યાલી આંખોએ ટીકતી બડબડવા લાગી. "મારાં મમા, એવણુ બીચારાં મને સાંભલતે તો કેવાં ખુશ થતે? ખુદા એવણુંની તબીયત તું કયારે સુધારશે!

એવણુ છે તે હું છેકું, નહિ તે મારૂં આંવ દુન્યામાં કોણ ? " અરેરે, આસપાસના આવા શોભીના અને સુખી હીંગામમાંથી તે છોકરીનાં મ્હોડામાંથી એક દુ:ખનો નાસાસો નીકલી પડયો. ગાલે ગલેફા મારી જાણે તે ત્યાં એકલીજ હોય તેમ બેદરકારીથી ઉભીજ રહી. કયારે પોતાનાં નાનાં સુતોષી ઘેરમાં જાય ને કયારે તે પોતાની પલંગપર પડેલી માતાને જોય–તેજ, ફકત તેજ ખ્યાલમાં તે ગુંટાઇ ગઇ; તેટલાં "બાનુ", એક નરમ હાંક તેણીને કાને સંભલાયો, ને તેણીએ પાછું. ફરીને જોયું. ઓહ તે ચોંકી! તેણીએ તેને તરતજ ઓલખ્યો, કારણ તે કોઇજ નહિ પણ આજના આ ભપકાદાર મેળાવડાનો 'હીરો' હતો, સર દાદીબાનો ભત્રીજો હતો, ભવીશ્યનો 'સર' હતો ! તેણીના જેવી એક અનાથ બાળાને ખાસ મલવા આવવાનું તેને શું કારણ હશે એ વીચારથી તે ગભરાતથી તડી થઇ તેની તરફ ફરી.

——:०:——

## પ્રકરણ ૩ જું

### ચાર આંખોની અસર.

" માફ કરજો બાનુ, હું તમારી શાંતીમાં જરાકબી ખલલ" કરવા માંગતો નથી." તે જરાક અટકયો, પણ તે છોકરી તો ગભરાયલી જેવી ચુપજ ઉભી રહી. "હું તમુને બે બોલ તેને વરે કહયા વગર મારૂં મન મારી શકતો નથી." તે ફરીથી ચુપ થયો.

કેવો મીઠો અવાજ હતો ને કેવી નરમાશથી ને માનથી તે બોલતો હતો ? તેણીએ તેની તરફ ઓશકથી એક પળ જોયું પણ કશું બોલી નહિ. તેણીનો ચહરો ગુંચવાયલો ખુલ્લો દેખાતો હતો. તે તેણીને શું કહેવા માંગતો હતો ? તેણીએ ફરીથી તેની તરફ ઉંચે જોયું.

"મારા દીલમાં તો ઘણુંબી છે પણ તમારી રજા વગર હું કહીબી બોલી શકું નહિ."

"માફ કરશોજી, હું તમારૂં બોલવાનું કંઇબી સમજી શકતી નથી," કંઇક ગભરાતાં તેણી એટલુંજ બબડી ગઇ.

"પણ હજુર હું કંઇ બોલ્યોજ નથી!" તે કંઇક મુછમાં એવું હસ્યો કે તે છોકરીને લાગ્યું કે આખા જનમમાં એવું હસું તેણે જોયું

કે સાંભલ્યુ હતું નહિ.

"હું તને જે ખાસ કહેવા માંગુચ તે એજ કે તમારાં ગાયને તમામ પરોણાંઓ સાથે મનેબી ઘણોજ ખુશ કીધોચ. મારા કાકાજી તો તદન છક થઇ ગીયાચ ને તેથી એ બધાં તરફથી વખાણના બે બોલ બોલવા હું તમો બાનુ આગળ કુદરતી રીતે ઘસડઈ આયોચ".

"તમારા સારા શબ્દોને વરે હું ઘણી ઉપકારી છેઉં," તેણી ફરીથી ધીમું બબડી.

"મેં ઘણાં સારાં સારાં ગાનારાંઓને સાંભળ્યાંચ પણ કદીબી એવો મીઠો હલક સાંભલેલો નહિ. મને લાગેચ કે તેને વરે મારી પાસે પુરતા શબ્દો છેજ નહિ." તે થોભ્યો, કે તે જીણા રાતા હોથોમાંથી તેણી કંઇબી બોલે; પણ નહિ, તે ચુપજ હતી. તે સામે ઉભેલા જવાનની હાજરીથી તેણીનો નાજુક જીવ ધડકતો હતો. તે ખુશાલી હતી કે બીહક હતી તે તેણી સમજી શકતી નહિ.

"મને તમુને ઓળખવાનું માન નથી તે છતાંબી તમુને થોડાક લાયક સખુનો કહેવામાં મેં કંઇબી ખોટું જોયું નથી."

તે ચમકી. તે તેણીને ઓળખવા માગતો હતો, તો શાને માટે તે તે નહિ જણાવે? "મારૂં નામ ગુલનાર ખુદાદાદ તીરંદાઝ."

તે જવાને ગેલથી ડોકું હોલવ્યું. "બરાબર–તમારે લાયકનુંજ નામ છે. ગુલનાર–ખચ્ચીત ઘણું ઘણુંજ બંધ બેસતું નામ છે. તમારૂં ઠેકાણું મને જાણવાની રજા છે?" તેણે ઘણીજ નરમાસથી પુછ્યું.

અરે ખુદા! શું એટલી બધી નરમાસ આવા મોટા માણસોમાં હોઇ શકે? તેણી હરખથી જાણે ગુંગલાઇ જતી હતી. "હું મારાં માયજી સાથે અહિ પાસેનીજ બંગલીમા રેહુંચ. દાદી હાઉસનાં કંમ્પાંઉંડમાંજ એક બંગલી દાદીબાએ ભાડે આપીચ તાંહ અમે રહીએચ. બીચારા દાદીબા અમારૂં ભાડું નથી લેતા. મારા બપાવાજી જમશીદ તીરંદાઝનો ઘણો સારો વખત ઉતો પણ આજે તો બીચારા દાદીબાની મહેરબાનીમાં અમે માયડીકરાં જીવ્હેચ. ખુદા સર દાદીબાને સલામત રાખો!" તેણી નહિ બોલી, નહિ બોલી, ને બોલી ત્યારે કેવું દયાજનક!

અરે, તે કેવી નીર્દોષિતાથી સાચ્ચો ને પ્રમાણીક એકરાર કરી ગઈ હતી ! તે જવાનની છાતીમાં એક જબરદસ્ત ચમટો તુટો. તેણે તેણીની તરફ એક પળ જોયા કીધું. અરેરે, આવી એક ઉત્તમ ખુબસુરતીને માટે એવી સાદી જીંદગી હોયજ નહિ !

"હું તો મારાં માયજીને હમેશાં કેહુંચ કે એથી સખાવતપર જીવવા કરતાં હું કંઇબી જાતની મહેનત કરીને તમુને પાળું, પણ તેવણ કહેચ કે તેને વરે હું હજુર ઘણી નાની છેઉં."

તે હસ્યો. આ સ્વમાન અને ટેકવાળી સુંદરતાના ખાલેસ એકરારપર તે ઘણી ખુશાલીથી હસ્યો. "તમારાં માયજી તદન ખરાં છે. મીસ તીરંદાઝ, કોઇનુંબી પાલણ કરવાને વરે તમે હજુર ઘણુંજ નાનાં છેઓ. ખુદા પર ભરૂસો રાખો; તે સાહેબ તમુને થોડાજ વખતમાં તમારાં સુરબ્બી માતાજીનું પાલણ કરવાની માનભરેલી ટક આપશે." તે પોતાની મરોડદાર મુછ સમારતો ચમકતી આંખોએ તેણીને મીઠાસથી જોતો થોભ્યો; પણ તે છોકરી તમામ અંજાણપણામાં ચુપજ ઉભી રહી. તેણીની ફીકર જુદીજ હતી. તે હવે તેણીની આગળથી જતો રહેશે ને તે સદા માટેજ જશે એ વીચારથી તે ગંભીર ચુપકીદીમાં હતી, તેટલાં તેણેજ પાછું ચલાવ્યું. "તમારૂં રોજ ફરવા જવાનું કેકાણું કીયું છે ?"

"કંઇબી ખાસ જરૂર વગર હું કેહેં નીકલતી નથી. મારી બંગલીનો બગીચો એવો સુંદર છે કે તાંહના મારા માનીતા 'સ્વીંગ'પર બેસીને મારૂં ગુંઠણુકામ કરતાં મંને ઘણુંજ ખુશ લાગેચ. ઘણોખરો વખત હું મારો બાગ બનાવવામાં રોકુંચ."

"ઘણુંજ ખુશકારક."

"તે ઉપરાંત મને વાંચનનો ને ગાયનનો શોખબી ઘણોજ છે."

"સાબાશ, હું પોતેબી એ બેઉ ચીજો પર ઘણોજ દીવાનો છેઉં. મીસ તીરંદાઝ, આવતી કાલે જો તમારી રજા હોય તો હું ચાર વાગે તમારાં માયજીને મલવા આઉં ?"

તેણીની કાળી ચલકતી આંખો તેની તરફ કંઇક અજાયબીથી ઉંચકાઇ. તેણીની બીમાર માતાને મલવા માટે આ જવાન કેવા કરમ-

રતા મીઠા અવાજથી તેણીની રજા માંગતો હતો ! અરે એકવાર ફરીથી તેને મલવાની આશામાં હરખથી તેણીના હોશ જડ થઇ ગયા.

"જો તમુને કંઇબી વાંધો હોય તો હું માફ માંગુચ."

"જરાકબી નહિ, તમે જરૂરજ આવજો. હું તમુને મારો બાગ બતાવશ. તે ઘણો નાનો છે પણ મારી મહેનતથી બનેલો છે."

"તાહરે તો હું તે ઘણી ખુશીથી તપાસશ."

"ને મારો હીંચકોબી તમુને દેખાડશ."

"તેના જેવી મોજ બીજી કંઈ નહિ."

"મારી નોવેલોબી તમે જોજો, ને મારૂં દીલરૂબાબી તમુને આપશ."

આ નાની પવીત્ર મુર્તીના મોહડામાંથી નીકલતી મીઠી બોલી માટે તે જવાન ખરાં જીગરની ખુશાલીથી હસ્યો ને તેજ પળે તે છોકરી કંઇ બહાણું કહાડી ત્યાંથી નાહસી ગઇ; એટલે આ ભવીશ્યનો 'સર' કંઇક દલગીર થયલો બીજાંઓમાં ભેળાઇ ગયો.

તે મોટા મેળાવડાની રચનાની એકજ બાજુ આપણે તપાસી; હવે બીજી બાજુનું એક ચીત્ર રજુ કર્યે. એક બાજુપર સોફાઓપર થોડાંક બૈરાંઓ બેસીને ટાહેલાં કરતાં હતાં. તે લોકને મનથી ત્યાં ચાલતાં ગાયનો કરતાં તે લોકની વાતો વધારે રસીલી હતી.

"દોસીબાઇ તમે આયાં તો ઘણું સારૂં થયું. આપરે ઘણે વખતે મલ્યાં" બીખઇજી ઝવેરાએ કાંગલાં થઇને કહ્યું.

"હારે માએ, આપરા દાદીબાએ તેડું કીધું તે કંઇ ના પડાએ ? બીચારા ઘણાજ ભલા" તે ઘણીજ પાતલી, શામલી ને દુબળી બૈરી ડોસીબાઇએ ચીબી થઇને જવાબ દીધો.

"હા, હવે તો નવા વારેસ આયાચ ને તેવણુને બધો કારભાર સોંપ્યોચ. કેમ કાશી શંગ જશે તે જોવાનું છે." વીલરબાઇએ ચપકો મુકયો.

"પણુ પેલો ફેદુન રખડી ગીયો," ડોસીબાઇએ ડોળા ચહડાવ્યા. "મને તો એ છોકરો ઘણો ગમેચ. દાદીબાએ એને નાનપણુથી આશા આપીને એમ રખડાવવો નહિ ઉતો."

"એમ તો શું કંઇ તેને એવણુ રખડતો મુકશે કે? તેનેબી કંઇ મલશે તો!" દીનાંમાએ ડહાપણુ વાપરયું. "કંઇ નહિ તો પરણાવીને ઘેર તો માંડી આપશે?"

"પણુ ખરા તમે લોક જાણોચ કે?" ડોસીબાઇએ કાન કરડયો. "પેલી મારી સાંમે ઇરાનીની દુકતી છેની તેનીપર એ ફરેદુનનો જીવ મણુ છે."

"હંકે! મરે તમે કેમ જાંણ્યું?" રતનબાઇએ રસ લેતાં પુછ્યું.

"તે એ ગુલનાર દુકતી એની માયની સાથે અહિ સાંમેજ રહેચ. માય ખાટલે પડેલીછે ને તે મસે એ ફરેદુન તાંહ ધકેલા ખાયા કરેચ."

"મરે એવું વાજું છે કે? પણ તમારી ચાંદણનું કાંય નહિ ગોઠવી દેતાં?"

"અરે માય બોલો ના, દુન્યાં એવીજ છે. મારી ચાંદન કેવી હીરો દીકરી છે. એવું મજાનું રાંધેચ કે જાણે તમે એને હાથનું ખાવાજ કરો. ઘેર તો એવું મજાહનું સાફ રાખે કે જાણે આરસી! આખો દહાડો એવું કામ કરે! અરે મારી ચાંદણુ દીકરી તો જાંહમીજશે તાંહ ચાંદરણુંજ કરશે. અસેમસે એક સારાં માણુસ પાસે મેં ફેદુનપર એને વરે કહેવરાવ્યું તે નરકોરૂં ચહડાવ્યું. મુવું બીલાડી ચાચ્યારા પાડે તેમ ધાંટાં કહાડીને ગાય વજાડે ને આલસુ હરામખોરોની કાની પઢીને પેલાં ચીઠડાં વાંચ્યા કરે તેવી દુકતી એને ગમે," ડોસીબાઇનો દમ ગુસ્સાને મારે ઘણો ઝડપથી ચાલતો હતો. "હમણુાંબી જોઇ કેની પેલી, બારી આગળ 'નવા શેઠ'ને લઇને ઉભેલી તે! તદન ઉછાછલી દુકતી છે. એ તો સારૂં છે કે હું એની દેખરેખ રાખુંચ તો એ જરાકબી મારેથી બીહેચ." ખરૂં જોતાં તો ગુલનાર આ ચાવાચીવી કરનારી અભણુ બૈરીને બીલકુલ કોઠું આપતીજ નહિ ને તેજ મુખ્ય વાતથી ડોસીબાઇનાં પેટમાં આડાંઉભાં આવતાં હતાં.

"પણુ દોસીબાઇ માએ, હમણુાનો જમાનો સુધારાનો છે. તમુનેબી તમારાં બચ્ચાંને એવા શોખોનુ શીક્ષણુ આપવું જોઇએ," બીખઇજીએ રોકડું પરખાવ્યું.

"હારે, મુવું રાંધે ને વાસણ ઉજારે તે કંઇ ફૈદુનને લાયક કહેવાએ કે?" ફૈનીએ આબાદ ફટકો માર્યો, ને આંય મોહડાંપરનાજ ટણકાઓથી ડોસીબાઇને બરડે તો પાણી ઉતર્યું.

"અરે મારી દીકરીને તો ગાવા ઘણુંજ ગમેચ, પણ મારી તબીયત બરે તે જરા કંઈ વાજાંનો અવાજ આયો કે મારા હાર્તમાં આંકરાં જેવું થઇ આવેચ. જરાક કંઇ ગડબડ થઇ કે મોટાર જોરમાં ચાલી જાય તો મારો જીવ બગડી આવેચ." ખરૂં જોતાં તો બીચારી ચાંદણના હલકનુંજ નામનીશાણ નહિ હતું તેમજ તેણીને તેવી રીતે કેળવવામાં આવીજ નહિ હતી. આ જાતનાં બૈરાંઓ પોતાનો વખત ચાલુ બીજાં માણસોની કાનાસોરી અને નીંદા કરવામાં ગાળતાં હોવાથી તે લોકનાં બચ્ચાંઓનેબી તેવોજ ટેસ્ટ લાગેછે; એટલે બીજી ઉમદા બાબદો મનપર લેવાનું કે શીખવાનું તે લોકને દીલ થતુંજ નથી. તે લોકનો શોખ ફકત લોકોની બૈધી તાજી છેલ્લી ખબરો મેલવી 'કહેચ કે,' 'કહેચ કે,' કરીને સહરાગાત કરીને નીંદા ફેળાવવાનોજ હોય છે.

"જેવ ગુસ્સો ના કરતાં, પણ તમે એ બીચારાં બચ્ચાંનું નામબી બદલી નાંખો, આપરાં લોકો જેવાં બચ્ચા તેવું નામ નથી રાખતાં."

"કાંય એવારૂંરે તમુનો" ડોસીબાઇનાં ભીંગ ફરી ગયાં; "તમારા પેટમાં કેમ મારૂં બચ્ચું ખુચ્યું?"

"અરે પણ એટલી ફફડી શાંની પરેચ? ચાંદ જેવી દીકરીબી પડી કેની તે ચાંદણ નામ રાખ્યું! વર જોઇએ તો એલાવ ગામમાં ખેતી કરતો મરવા પડે ને તું તો જાણે મારા જેવું કોઇજ નહિ! ગામડી માણસો થઇને એટલાં અફરાટ શાનાં જાઓચ?"

"હારે, દાદીમાને કંઇજ વીચાર નથી; જેને તેને બોલાવીને બજાર ભરેચ. મને માલમ હોતે કે તમે આવવાનાં છેઓ તો હું તો આવતેબી નહિ!" ફૈની ફફડી પડી.

"મુઇ દુન્યાજ ખરાંની નથી. મને તો જે ખરૂં લાગે તો હું બોલવાની. ઉંટ જેવી ઉંચી એમ્પલ જેવી દુકતી તેને વરી પાઉડર ને પટા!" ભીખઇજી ખુબ છેડાયાં "ઘેરમાં હાલ્લાં ઉજારે ને ચુલો ફુંકે

ને ફ્રેડુનપર કાજ મોકલતાં શરમ નહિ આવી! અરે લોક હસેય, જરા ભેજું ઠેકાણે રાખ. બીચારી મારી તેહમી કુમી કેની મજાહની શીખેથી ફેરવાયથી તે લોકના આજે ઉડાવ થવા ભારી પડેચ તો તારૂં આવું અભાણુ ગામડી બચ્ચું શું ફાવતુંતું!" આય તદન રૌકડું બોલનારી બીખયજી ખુબ છેડાઇને હવે ઉભી થઈ; તેની સાથે બધી જણીઓ ઉઠી ગેઇ. જો ખાનગીમાં આવી બાશીદરાજી હતે તો ડોસીમાંઇ એ બધી-ઓની આલબોલાદ ધોવામાં એકલી પુરી પડતે; પણ આજની સોસાયટી મંડળની હાજરી ધ્યાનમાં લઇ તે લોહીનો ગોટ ગળી ગઇ ને બીજી બાજુ ભેળાઇ ગઇ. આખરે ઘણો મોડેથી મેળાવડો ઘણીજ સારી રીતે બરખાસ્ત થયો.

———:૦:———

## પ્રકરણ ૪ થું.

**"બસ વરી તમે વચ્ચે બોલ્યા? મારા હુકમે તેને ચાલવુંજ જોઈશે!!"**

'દાદી હાઉસ' નો ફતેહમંદ મેળાવડો બરખાસ્ત થયો ને સૌ પોત-પોતાના બીછાણાંમાં ગયાં, પણ ફ્રેદુન વકીલના જીવને જપ હતી નહિ. આજે આખો દહાડો થયો તે જાણે વીચારોના ડુંગર તળે દબાઈ જતો હતો. સહવારે 'હાઉસ' ના નવા વારસને જોતાં તે કચવાયો. તે પછી કાકાજીની તેની તરફની દીલસોજીથી તે ફફડયો; પણ સાંજે તેજ જવાનને પેલી ગોલાબી છોકરી સાથે કલાક સુધી વાતે ચીટકેલો જોતાં તો તેનું લોહી જાણે તપી આવ્યું હતું. તેણે તે આખી સાંજ ઘણીજ ભારી દીલે તાસવીસ કરીને પસાર કીધી હતી; પણ હમણાં જ્યારે તે પોતાના ઓરડામાં એકલો પડયો કે તેનુ મગજ ભમવા લાગ્યું; તે બડ-બડવા લાગો.

"કુદરતેજ અમુને એક દુશ્મન તરીકે મુકેલા લાગેય. એ માઇ-લોના માઇનો દુરથી મારા હકપર તરાપ મારવા આયો હોતે તો હું મુગો બેસતે પણ એ જો મારી વરસોની ધારી રાખેલી તે છોકરીના રસ્તાની વચ્ચે આવ્યો તો હું તેનું ખુન કરશ. વરસો થયા મેં મારી ગુલનારને ધારી રાખેલી છે. પણ કેવું અજબ જેવું કે એક બોલ બી મેં હજુર તેની સાથે વાત કીધી તથી. મારૂં મન ઘણું ફફડે છે, મગરૂર છે.

મને તે છોકરી પસંદ છે; પણ-પણ-તેના સ્થીતી મને આગળ વધતી અટકાવતીતી; પણ આજે મેં મારૂં દીલ બરાબર પારખ્યુંચ. એ માણસને તેની સાથે વાત કરતો જોતાંજ દીલ બળીને ભસ્મ થયું. બસ હુંજ તેને જીતવાનો. હું વધારે વાર એવા ફારસ ચાલવા દેવાનો નથી. હું હમણાંજ એની આગલ જાઉં, એને જ માંડુ ને ખુલ્લું કહી દેઉં કે તે મારી છે. જો સીધિસીધો બાજુ થયો તો તેમ, નહિ તો આજ ને આજેજ તેનો ઝેરો પીસી હું ફાંસી જવા રાજી છેઉં," ફ્રેદુને ખુબ ઝનુનમાં બારણું ઉધાડી નાખ્યું ને બહેરામના ઓરડા તરફ ધસ્યો.

પણ એ શું ? તે અચકયો.

એવડી રાતે દાદીબાનો કોઇ સાથે વાત કરવાનો અવાજ તેને કાને ખુલ્લો સંભળાયો. તેણે તે બંધ બારણામાં કાન ખોસ્યા ને ચાલતી વાત ધડકતે દમે સાંભળવા લાગો.

"કંઇબી હોય, પણ રૂસ્તમજી મને તો એ મારા દીકરાને વરે એક બૈરી શોધવાનીજ છે. એ મારો વીચાર તમે નક્કીજ માનજો. નહિ—નહિ—બસ તમે એમ ઘડી ઘડી વચમાં બોલીને મારૂં મન આંધાધુંધી ના કરો. એ મારો દીકરો ઘણોજ ડાહયો છે સમજુ છે."

"સાહેબ મારૂં કહેવાનું એટલુંજ કે તેવણની મરજી ———

"ચટ-ચટ-ચટ તમે ઘણા જીદી થાઓચ," શેઠ ઉશ્કેરાઇ ગયા. "તમુને કહ્યુંની કે તે સમજુ છે. એ મારૂ કહેલું જરૂર સમજશે. મારો એનીપર જીવ છે તેથીજ હું એને પરણાવવા માંગુંચ. તમે બસ કાલને કાલ એ જીજીભાઇને ત્યાં જાઓ. મે કંઇ એની છોકરી જોઇ નથી પણ તમે જયારે એટલી બધી તારીફ કરોચ તો મારો તમારી પસંદગી પર પુર ભરોસો છે."

"પણ મારી પસંદગી તેવણને ———"

"બસ, વરી તમે વચ્ચે બોલ્યા ? તે મારા ખેતાબનો વારેસ છે, દોલતનો હકદાર છે, તો મારા હુકમે તેને ચાલવુંજ જોઇશે. ઘેરશોભીત, ખાનદાની હુશીયાર છોકરી હોય તો પછી એને ના કહેવાનું કારણજ શું છે ? વારૂં ચાલો જોઉં રૂસ્તમજી, તે છોકરીનું વર્ણન કરો, તે કેવી છે ?"

"સાહેબ, મધ્યમ સાઇઝની, ભરેલા બાંધાની, તનદરોસ્ત છોકરી છે; ઉમ્મર ઓગણીશ છે".

"વાહ, તદનરોસ્ત તો જરૂરજ જોઇશે!"

"રંગ તો તે બચ્ચાંનો તદન ગોલાબીજ છે."

"ઘણુંજ મજાહતું."

"દોલા તપકીરયા ને બાલ કસબ જેવા."

"બસ, બસ ઘણીજ સુંદર! વારૂ હુશયારીમાં કેમ છે?"

"દરેક સ્પોર્ટસમાં એ પહેલી છે. ઘણું ચાલાક ને શરમાળ બચ્ચું છે."

"રૂસ્તમજી, બસ તમે કાલને કાલ એ બાપ દીકરીને મારી પુર ખુશી ખુલાસાથી જણાવજો, ને બેઉ જણાંને પાંચ વાગે અહિ બોલાવી લાવજો. આપરે તેજ વખતે એ લોકોને વીંટીઓ પ હેરાવી દઇશું."

શેઠ તો પુર ખુશાલીમાં ચકચુર હતા પણ સેક્રેટરીનો ચહેરો તદન ગંભીર હતો. કંઇ વાતનું ઠેકાણું નથી; કોઇને કોઇએ જોયાં નથી; ખુદ પરણનારની મરજીની દરકાર નથી, ને લાગલી લટીયાં પહેરાવી દેવાની વાત આવી! એ તેવણની અક્કલમાં ઉતરી શક્યું નહિ; પણ શેઠે તેવણને વચમાં બોલવાની મનાઇજ કીધી એટલે હવે નાચારીથી તેવણ "હાજી, વારૂંજી!" કહીને ઉઠયા, અને બરાબર બાર વાગે તે શેઠ વાણોતર છુટા પડયા. રૂસ્તમજી પોતાની ખોટી થતી નાની ગાડીમાં બેસી ઘેરે ગયા અને 'દાદી હાઉસ' ના માલેક હવે આ મકાનને શાદી રામશનીથી ગાજી વાજી રહેલું જોવાના ખુશ સ્વપના જોતા બીછાણે પડયા. પણ સૌથી વધારે ખુશ તો ફરેદુંન હતો. તે બહેરામનો ટોરો પીસ્વા ધસ્યો હતો, પણ આ ચાલતી વાત સમજી તે પુર શાંતીથી પોતાના ઓરડાની લો–ચેર પર આવીને પડયો હતો. "ચાલો, ટાઢે પાણીએજ કાસલ પતેચ. તો ઠીકજ છે. મામાજી પોતેજ એને પરણાવવા જીદ લઇ બેઠાચ તે હવે કોઇનું ચાલવાનું નથી, ને તેઓ વરી કોઇ મીસ જીજીભાઇનીજ સાથે કાલે અત્યારે તો બહેરામજીઆ વીંટીબી પહેરી રહેશે. યથા તારી મદદ! હવે જરા જોવાની મજાહ છે કે એ બે વચ્ચે કેમ છુટેચ. હું નહિ ધારતો કે મામાજી પોતાનો બોલ બાજુ મુકે;

તેમ આંય તીસમારખાં મામાજીનુ કહ્યું એક્કે આલે માથે ચહડાવે એમ બી ધ્યાનમાં નથી ઉતરતું. કોઇબી રીતે હવે ગુલનાર બાજુ થઇચ એ નક્કી છે, એટલે મારો જીવ નચીંત છે; પછી આખી દુન્યા જહાનમ કાંય નહિ જતી. મને તેની સાથે શું છે?" ને અહિં તે હવે નચીંત જીવે નીંદમાં પડયો.

———०———

## પ્રકરણ ૫ મું.

## નાનાં જીગરોની મોટી આશાઓ.

મહેરબાનુ તીરંદાઝ એક નબળી દેહની અઘોર બાનુ હતી. પહેલાં સુખી ઝલકતો વખત જોયા પછી મોતના ફટકાઓ અને ગરીબાઇના દુંખથી તે એક તદન આજેજ થયલી બાઇ હતી. હવે તેણીની દુન્યા ફકત તેણીનાં પાંસામાં બાકી રહેલાં એક ખીલતાં ગુલાબમાંજ સમાયલી હતી.

ગુલનાર તેણીનો જીવ જીવનગાળો હતી. તેણી જે જીવતી તે ફકત તે એકપુરાં બચ્ચાંજ માટે એમ તે ખાતરીથી માનતી હતી.

"માંયજી, તમારી તબીયત વરી આજે કંઇ ઠીક લાગતી નથી," તે આરામ ખુરશીપર લેટેલી માતા પર પ્રેમથી વાંકી વલતાં તે છોકરીએ કાળજીથી કહ્યું.

"હા દીકરા, જરા જીવ ધ્રુજેચ; પણ મારી ખાત્રી છે કે ખુદા મને તેડશે નહિ. મારાં ગુલાબ, તારાં જેવા હોશાનને આય પાપી દુન્યામાં તદન રખડતી કરી મુકે એવો ખુદા ઘાતકી નથી. દીકરા, કાહરે એક લાયક માણુસના હાથમાં તારૂં પાંખડું હું આપું કે મારા આય દુખી જીવનો શાંતીથી છેડો આવે."

"બસ કરો માયજી, તમે આજે ઘણાં દાઝી ગીયાંચ."

"નહિ; સમજ દીકરા, ફરેદુન ઘડી ઘડી આવીને મારી સાથે ટાહેલાં કરેચ તે પરથી મને લાગેચ કે એની મરજી તારે વરે છે".

"જાઓ જાઓ માયજી, ભરૂસે ના રહેતાં. એ માણુસ એટલો મગરૂર ને મીજાસી છે કે હજુર સુધી મને એને એક ડોકાંનુબી માન નથી આપ્યું; ને એના જેવા એક બેઅદબ માણુસને હું કદીબી પરણુવાની નથી."

તે માતા ચુપ થઇ. તે બચ્ચાંનું બોલેલું તદનજ ખરૂં હતું. તેથી પોતેબી ફ્રેદુનની એવી રીતભાતથી ઘણી ગુંચવાતી હતી.

"જા દીકરા, મને જરા પડવા દે. તું બહાર ખુલ્લી હવામાં બેસ. હું જરા સુવુંચ, મને જગાડતી ના." તેછોકરીએ માતાને માયાથી પંલગ પર પોઢાડી ને હવે કંઇક આશાભર દીલે તે બહાર પડી.

"હજુર તો સાડા ત્રણ થયા," તેણી કંઇક અધીરાઇથી બબડી, "આપો અર્ધો કલાક બાકી છે" કંઇક ગેલથી તે ઉંચા તે વેલાની મોટી ડાંખલીપર તેણી કૂદીને બેઠી. કુદરતની લીલાથી ઉર્ગેલાં તે ખુશબોદાર વેલામાં આ ખીલતી કળી જાણે ભેળાઇ જતી હતી.

ખુલ્લા રંગની ગોલાબી સાડી નીચેનાં સફેદ બ્લાઉઝ સાથે તે મરોડદાર ગરદનપર ગેલ કરતા પડેલા તે ઝુલતા લાંબા ચોટલા સાથના તેણીના ગોલાબી ચહેરાથી જાણે ત્યાં ખીલી રહેતા ગોલાબોબી શરમાઇ જતા હતા. તેણીની કાળી ચમકતી આંખો અવારનવાર બાગના તે નાનાં દરવાજાપર પડી જતી. આજે ઘડીયાલ કેમ ચાલતું નથી, એજ તેણીની અજાયબી હતી. આખરે ચારનો થોકો થોકાયો ને ગુલનારનું નાનકડું જીગર અંદરથી ગુપ્ત હરખથી ઉછળવા લાગ્યું.

બીજી પાંચ મીનીટ થઇ કે તેજ—આહ, કાલવાળો તેજ શોભીતો, દમામદાર નરમાશવાલો જવાન તેણીની સામે આવીને ઉભો.

"હું બરાબર વખતસર છેઉંની?"

"કોણ જાણે, પણ હુ તો તમારી વાર કાહરની જોઉંચ," તે છોકરી એક કુદકા સાથે નીચે ઉતરી પડતાં બોલી.

"તમે મારી વાર જોઇ? શાને વરે?" તેણે હસતે ચહેરે પુછ્યું.

"મને એમ લાગું કે તમે આવશો તો મને ઘણું સોહવાશે; પણ એ તમારા હાથમાં શું છે?"

"ચોપડીઓ છે."

"કોણુની છે? મને તો ચાર્લ્સ ગાર્વીસની નોવેલ ઘણી વાંચવા ગમેચ." તે તે બોલતી છોકરીની વધારે નજદીક આવ્યો.

"હું કંઇ બોલું તે તમે માનશો?"

"તમે કદીબી ખોટું બોલો એમ હું માનતી નથી."

"તાહરે સમજો, મને પોતાનેબી એ લખનાર પસંદ છે ને તેથી તેનીજ બે ચોપડીઓ હું તમારે વરે લાયોચ." તેણીએ હરખથી તે લીધી.

"તમારો ને મારા વીચારો, શોખો દરેક વાતમાં એકસરખા છે. ગુલનાર હું તેમાં ખુદાનો હાથ માનુંચ," તેણે આ વખતે તેણીને નામે બોલાવી પણ તેમાં તે છોકરીએ જરાકબી વાંધો લીધો નહિ.

"હુંબી તે સાહેબનો આભાર માનુંચ કે મારી આવી એકલવાઇ હાલતમાં તમારા જેવા ઉમદા ને એકજ વીચારના જીવ સાથે મારી ઓળખાણ પાડી; બાકી ખરૂં કહુંચ કે પેલા ફરેદુન વકીલ માયજી આગળ આવેચ ને તેવણ સાથે ઘણીબી વાતો કરેચ પણ મને તો જાહરે તેવણ જાયચ તાહરેજ જીવને કળ વળેછ."

"તે માણસ તુંને શું સમજાવેચ?"

"ઓ માય, તેવણ મોટા માણસ ને હું તો ગરીબ છોકરી; તેવણ કંઇ મારી સાથે વાતબી કરે? તેવણે મને હજુર સુધી એક ડોકું કરવાનીબી દરકાર કીધી નથી. માયજી આગલ જાયચ, બેસેચ, વાત કરીને સાધા જાયચ; જાણે હું તો તેવણને મનથી ઇનશાન છેઉંજ નહિ!" તે છોકરીની લાગણીભરી ફરયાદથી તે જવાન દલગીર થયો, તો જો કે આ ખબર તેને વરે ઘણી સારી હતી. તે માણસનું આ તરફ ધ્યાન નથી, દરકાર નથી, એ ખબરથી તે ખરે મને નીરાંત બન્યો.

"તમે લોક હયાં કેટલો વખત થયાં રહોછ?"

"પાંચ વરસની વાતપર મારા બાવાજી ગુજર્યાં પછી સર દાદીબાએ અમારી દાદ લીધીચ તે આજની ઘડી સુધી તેવણનેજ આશરે છઇએ," તેણી એક પળ થોભી. "દરેક જણ એ વાતમાં ખુશી છે, પણ અહીં સાંએ પેલી ડોસીબઇ એલાબ્યા રહેચ તે એ સાંખી શકતી નથી. ઘડી ઘડી સર દાદીબાને મલવાને મસે જઇને અમારી વીરૂધ સમજાવેચ પણ તેવણ મનપર લેતા નથી."

"એમ તમુને કોણે ખબર આપી?"

"ફરેદુન વકીલ પોતેજ આવીને માયજી આગલ તે દહાડે વાત કરી ગીયા કે એ ડોસીબઇએ પોતાની દીકરી ચાંદણને વરે એવણ મર

કહેરાવ્યું પણ એવણે સાફ ના કહેરાવ્યું; ને પછી એ બનાવપર તેવણ ઘણા ઠઠાથી હસ્વા લાગા."

"એ ચાંદણ કેવી છે?"

"ઘણીજ તાર જેવી લાંબી, પાતલી, સામલી ને ઘટમ વગરની છે."

"ચાલે માંડી વાલ; આવ આપરે તારાં માયજીને મલ્યે. મને તેવણ સાથે ઓલખાણ કરાવ".

"માફ કરજો, પણ તેવણ જરા તબીયત બરાબર નહિ હોવાથી સુઇ ગયલાં છે. તેવણ તમુને બીજી વખતે મલશે."

"પહેલી તબીયત તપાસ્વાની. હું ઘણો ખુશ છેઉ કે તમે તેવણુની એટલી બધી સંભાલ લેઓચ, ગુલ. જેમ આપરા વડવાઓ એકમેકને પહેલાંથીજ ઓલખતાંતા તેમ તે લોકનાં આપરે બચ્ચાંઓબી એકમેકને એટલી સારી રીતે મલી ગીયાંચ તેથી ખુદાબી રાજીજ થશે." તેણી ચુપજ રહી. "બોલ, તું તેમાં ખુશ છે?"

"હું શું બોલું? મને તો એમજ લાગેચ કે જાણે ઘણાં ઘણાં વરસો થયાં આપરે એકમેકને ઓલખતાં હોઇએ."

"ખરેખર તો આપરે હજુર કાલેજ મલ્યાંચ."

"હા."

"ને તોબી હું તુંને એક વાત કહેવા માંગુંચ, તું મનમા ખોટું નહિ લાવશે?"

"દુન્યામાં સૌથી સારા, ભલા ને વીશ્વાસુ માણુસ હું તમુને ગણુંચ."

"તું મારામાં વીશ્વાસ મુકશે?"

"મોટી ખુશાથી."

"સમજ ગુલ, આપરે હજુર નાહલ્લા છઇએ, છતાં મને એવુંજ લાગેચ કે આજેજ આપરે આપરાં ભવીસ્યની નક્કી ગોઠવણ કરી લઇએ"

"કેવી રીતે?"

"લગનને વરે."

તેણીએ શરમાઇને જમીન તરફ જોયું.

"નહિ મને તારો સાચ્ચો જવાબ જોઇએચ. બસ તું મને

એટલુંજ કહે કે જાહરેબી આપરે લગનનો વીચાર કર્યે તાંહવેર એકમેકને વરે આપરે ખોટી રહીશું; ફકટ મને તારો શબ્દ આપ."

"તેમ હું કેમ કહીબી શકું ?" તેણી કંઈક ગુંગલાતાં બબડી. "તમે તો ભત્રીશ્યના એક 'સર' છેઓ, જયારે હું—હું તો એક ગરીબ એકલવાઈ છોકરી છેઉં. તમે મારે વરે ખોતી રહી શકોજ નહિ."

"ખુદા ખાતર એમ ના બોલ. મને મારામાં પુર વીશ્વાસ છે; હું એક એવાં ખાનદાનનું બચ્ચું છેઉં કે મારો બોલ મને મારા જીવ કરતાંબી પ્યારો રહેશે. મારામાં વીશ્વાસ મુક, ગુલ; ફકત એટલુંજ બોલ કે તું મારે વરે ખોતી રહેશે."

"તમુને મારેથી શરમાવુ પડે તેવું હું કદીબી કરૂં નહિં. તમારે લાયકજ સાથી તમુને મલવો જોઇએ."

"ગુલ, તું મારે મનથી એટલી પવીત્ર, એટલી કીમતી લાગેચ કે હું તારે લાયક નથી એમ હું તો માનુંચ. તે છતાંબી હું હીમતથી કહુંચ કે ગુલ, હું તુને દરેક રીતે સુખી કરશ. તું મને હા કહે."

"આપરી ઓલખ ફકત બેજ દહાડાની છે. તમે હમણાં ઉતાવળેથી પુછોચ પણ પછવાડેથી એવા પગલાને વરે પસ્તાશો."

"કદી નહિ–કદીજ નહિ." તે જરા થોબ્યો ને કંઇક થપકાથી તેણીની તરફ તેણે જોયા કીધુ. "તારૂં ધ્યાન કદાચ કોઇને તું આપી ચુકી હોશે ?"

તેણી બીહધી, પણ પછી તેણીની કાળી ચલકતી આંખોમાં એવી કાકલુદીની અરજ પ્રગટી રહી કે તે જવાને તેને વધારેજ માયાથી ટીકયા કીધી. "મારૂં તમે માનો. હું કાલની મારા દીલને થપકો આપુંચ કે મારા જેવી એક એવા ઉંચી આશાઓ રાખવી નહિ તે છતાંબી મારૂં દીલ હું ભાંગી નાખશ. આ મારૂં માનો, હું ખરાં દીલથી તમુને ચાહુંચ તેથીજ તમુને ના કેહુંચ કે તમે એક તફાવતનાં લગનની શરમીંદગી માંથી બચી શકો, લોકની ચકચારમાં નહિ આવો".

"લોકો ? લોકોની હું દરકાર કરતો નથી, તફાવત હું સમજતો નથી. છોકરી, તું જો મને જીવતો જોવા રાજી હોય તો આય ઘડીએ મને હા કેહ."

"બેહરામ, હું પાક ખુદાનાં નામથી ખરૂંજ કેહુંચ કે તમુને જોયા ત્યાદથી હું તમુને ચાહતાં શીખીચ, ને તમારે વરે હું હમેશાં ખોટી રહેવશ".

"ગુલ તુને તારામાં વીશ્વાસ છેની? તારૂં દીલ હોએ તોજ ને તેમ બજાવી શકવાની હોએ તોજ તું મને હા કહેજે," તેણે ફરીથી છોકરીને સમજણ પાડી.

"મારો શબ્દ તમે સાચ્ચો માનજો, બહેરામ. હું તમારે વરે મારી આખી જીંદગી સુધી ખોટી રહેવશ," આ સુખી શબ્દો સાંભલતાં તે જવાનનો ચહેરો ખુશીથી ખીલી રહયો ને જાણે આ જવાબના ઉપકારમાં હોય તેમ ધીરેથી તેણીનો નાનો ગોલાબી હાથ પોતાનાં રોણુંકદાર મજબુત સફેદ હાથમાં પકડયો.

આખી પાંચ મીનીટ હર્ષની ચુપકીદીમાં પસાર થઇ. હવે તે કંઇ તેણીને થોડાક મીઠા શબ્દો કહી સંભલાવે તેટલાં ——— તે બેઉ વચ્ચે ફરેદુન વકીલ કઠોર ચહેરેગુસ્સાથી આંખો ચમકાવતો આવીને ઉભો.

——:o:——

## પ્રકરણ ૬ થું.

### "કાકાજી, હું હજુર પરણવાને વરે ઘણો નાનો કહેવાઉં."

આવી સૌથી સુખી પળમાં, આશાઓની ઘડીમાં, આ સૌથી અણુગમતા માણસને ઓચીંતો સામે આવી ઉભેલો જોતાંજ બહેરામ કેકોબાદનો ચેહરો એકદમ ચહડી ગયો. ગુલનારે શરમથી પોતાનો નાજુક હાથ તે જવાનના મજબુત કબજામાંથી છોડવી લીધો, ને એ રીતથી તો ફરેદુન તરફ તે જવાને ઘણુંજ ઝનુનથી જોયું.

"તમારૂં અહિં શું કામ હતું?"

"મારૂં તો અહિં રોજનું કામ છે. મહેરબાનુ તીરંદાઝને મલવા હું આજે વરસો થયાં અહિં વગર રજાએ આવનારો છઉં." તે કંઇક કઠોરતાથી હસ્યો.

તેણે તે છોકરી તરફ જોયું પણ તે તો હાથમાંની ચોપડીઓનાં પાનાં ફેરવવામાં ગુંટાઇ ગઇ. તેણે ફરીથી તેની તરફ જોયું. "હમણાં મહેરબાનુ સુતેલાં છે, જાઓ."

"મને હમણાં તેવણુ સાથે કંઇજ કામ નથી. હું તો તમુને બોલાવવા આયોચ."

"હું હમણાં રોકાયલો છેઉં, મારેથી બનશે નહિ, ચાલી જાવો." આ દમામથી થયલા હુકમ તરફ ફ્રેદુન ઠઠાનું કઠોર હસ્વું હસ્યો.

"સર દાદીબા તમુને હમણાં તરતજ મલવા માંગેચ," હાથે કરીને તે ચેષ્ટાથી સેહજ નમ્યો. "તેવણે કહેવરાવ્યુચ કે તમારે વરે તેવણુ ખોટી છે."

બહેરામનો ચેહરો એકદમ ઉતરી ગયો. તે નારાજીથી ઉભો થયો અને તે છોકરી તરફ ફર્યો: "હું જાઉંચ."

"તમે જાઓચ?" તે ધીકરી પુછવા લાગી.

"હા —આપરે પાછાં મલશું." તે તેણીની તરફ નમ્યો અને ધસારામાં ત્યાંથી ગુમ થઇ ગયો.

ફ્રેદુન ત્યાં એકલોજ રહયો, કારણ તે છોકરીબી તે નાની બંગલીમાં જતી રહી હતી. "વાહ, કેવી ચાલાકી છે? જે કામ હું આજ વરસો થયાં બનાવવાને ત્વરે ખોતી છેઉં તે એવણુ કાકા એ દહાડામાં બનાવી બેઠા. જાણે એ તો મને બધી વાતમાં નડવાજ પુરી નીકળ્યોચ! આજે દસદસ વરસ થયાં મેં આંય નાની ફરેકવાલી છોકરીને મારાં મનમાં ઉછરવા દીધીચ ને તે આશા હવે એવી તો મક્કમ રીતે મારા દીલમાં ઠસી બેઠીચ કે એવા બાર બહેરામ મારી સામે આવશે તો હું તે લોકને ફાવવા દેવાનો નથી. આય બાગનું પંખેરૂ ફકત મારૂંજ છે. એ એના કાકાની દોલતપર કુદવા ને ખેનાબ લેવા હકથી આયો હોય, પણ આય જગાપરનાં મારા ધારી રાખેલા ખજાનાપર નજર નાંખવાનો એને કંઇજ હક નથી." તે ઘણોજ ઉશકેરાયલો દેખાતો હતો. "એ છોકરી ખોહવા કરતાં હું એને મારીને મરવા તૈયાર થઇશ."

હવે ધીમે ધીમે તે હાઉસ તરફ વળ્યો. "હુંબી શું મુર્ખ જેવો ક્યારનો બબડયા કરૂંચ? હમણાં તો બહેરામજીબા પોતાના કાકાજી તરફથી મોતનો સેનતેન્સ સાંભલતા હોશે. હે હે હે હે!" તે તે મોટી સીડીઓ ચહડતાં ઠઠાથી હસવા પડયો. "આય કરતાં કે પેલાં બાપ દીકરી આવી

લાગશે ને તાહરેજ ખરો નાટક જોવાનો મઝશે. બસ, બસ, હું મારા મામાજીને બરાબર ઓલખુંચ. એ બહેરામને તેવણુનો સખુન માથે ચહડાવવોજ પડશે. પેલાં શીરીનબાઇની વીંટી કબુલ રાખવીજ પડશે ને આય મારૂં.ખુલ્લમુલ્લ મારેજ વરે એને રાખવું પડશે હે હે હે હે!" તે હવે પાછો લાયબ્રેરી તરફ વળ્યો.

× × ×

દાદી હાઉસમાં સૌથી શોભીતો તેનો ડ્રોઇંગરૂમ હતો. સર દાદીબા ત્યાં પોતાનાં સેક્રેટરી રૂસ્તમજી મહેતા સાથે કંઇ ગુફતેગોમાં ઘણાં ધ્યાનથી રોકાઇ ગયા હતા. તેટલા કંઇક તોરમાંજ બહેરામ ત્યાં દાખલ થયો: તે જવાનનો ચેહરો દેખીતી રીતે ઘણો નારાજ થયલો લાગતો હતો. જીંદગીની કેવી સુખી પળે પેલો માણસ આવી લાગ્યો હતો તે તે હજી વીસરી શક્યો નહિ, ને તેને મોકલનાર આ તેના કાકાજી હતા એ વીચારતાં તેણે આવતાં સાથે રોબમા પુછ્યું, "કેમ—તમે મને બોલાવ્યો?"

તે બેઉ ગ્રહસ્થો તેની તરફ ફર્યા ને આ પોતાનાં શોભીતા ભત્રીજાને જોતાંજ દાદીબાએ પ્રીતથી તેનાં ખભાંપર હાથ મુકયો. "હા દીકરા, જરા મને તુંને બે બોલ કંઇ કહેવાના છે."

"તમારા દરેક બોલને હું મારે માથે ચહડાવવા તૈયાર છેઉં," કાકાજીની આવી માયાભરેલી રીતથી બહેરામે તદન નમી જતાં બોલી દીધું, ને આ વાકયથી તેવણ એટલા ખુશ થયા કે પોતાના સેક્રેટરી તરફ તેવણે કંઇક વડાઇથી જોયું.

"કેમ રૂસ્તમજી, શું ધાર્યું, મે તમુને શું કહેલું"? તેવણ હવે તે જવાન ગમ ફર્યાં ને તેને તે મખમની સોફા તરફ લઇ જઇ પોતાની પાસે બેસાડયો. "બેસ, મારૂં જરા સાંભલ દીકરા; તું હવે મારો વારસ કહેવાય ને તુનેજ મારા ખેતાબનોબી હક છે. તું મારા ભઇનો દીકરો છે પણ હું તુને મારો પોતાનોજ દીકરો ગણુંચ ને તેથી એક બાપ તરીકેની દરેક ફરજ મને બજાવવીજ જોઇએ."

"તમેજ મારા મુરબ્બી છેઓ."

"તાહરે હું તુને પરણાવવા માંગુચ, તું મારો બોલ રાખશે?" તેવણે આતુરતાથી પુછયું.

"હું તે ખુશીથી કબુલ રાખુંચ" તે કંઇક હસીને બોલ્યો.

"સાબાશ, હું જાણુનોતોજ કે તું એક ઉત્તમ બચ્ચું મને મલ્યુંચ. દીકરા, આટલાં આટલાં વરસો મેં ઘણુંજ એકાંત ને શાંત-રીતે કહાડયાંચ, પણ હવે મને એક વાજતું ગાજતું ઘેર જોવાની હોંસ થઇચ. ખુદાએ તારા જેવો એક ઉમદા દીકરો મને બખશ્યોચ તો હવે એક નમુનેદાર વહુ મારા દાદી હાઉસમાં હું લાવવા માગુચ".

તે જવાન છુપી ખુશાલીથી મલકાઇ જતો હતો. "કાકાજી, મારે વરે તમે એટલી મોટી કાલજી ને માયા રાખોચ તેથી હું ઘણોજ ખુશ છેઉં. બીજું કંઇ કહેવાનું છે ?" તે હવે ઉતાવળેથી પાછો જવા ઉઠયો.

"અરે સબુર બેટા, હમણાં તારેથી અહિંથી ખસાય નહિ".

"કાંય ?"

તેવણે તેને માયાથી પાછો બેસાડયો, "જો સમજ, મેં તારે વરે એક ઘણીજ સુંદર બૈરી શોધી કહાડીચ."

"તમે શોધી કહાડીચ ?" તેણે કપાલપર કરચલી ચહડાવી ને આ પળે રૂસ્તમજીએ પોતાના શેઠ તરફ જોઇ ગભીરતાથી ડોકયું હલાવ્યું.

"હા, મે શોધી કહાડીચ. તારી બાજુ શોભાવવા તે પુરતી ખુબ-સુરત છે; આપરૂ ખાનદાન જાલવવા તે પુરતી દમામવાલી ને ટેકવાલી છે; તારો સંસાર નીભાવવા તે પુરતી કેળવાયલી છે; તુંને સોસાયતીમાં ભેળાવવા તે ઘણીજ ચંચલ ને મલતાવડી છે; બરાબર તારે લાયકની છે; એથી વધારે તુંને શું જોઇએ ?" તેવણ હવે તેની તરફ ટીકતા મુંગા રહયા. તેવણે ઇચ્છયું કે તે જવાન પોતાનો જવાબ કંઇભી રીતે જણાવે, પણ તે તો તદન ગંભીર અને મકકમતાથી સ્થીરજ બેસી રહયો.

"બહેરામ, મેં આજે એ જીજીબાઇ બનાજીને ને તેની છોકરીને ખાસ તેડું મોકલ્યુંચ. એ લોક હમણાં આવતાં હોશે. ખાસ મેં તારે વરેજ તે લોકને બોલાવ્યાચ. બસ મારી મરજી છે કે જે રીતે મેં તુંને ઇનસાફ આપ્યોચ, મારૂં બધું તુંને હવાલે કીધુંચ, તેજ પ્રમાણે તું મારો એટલો સખુન રાખી આય છોકરીને કબુલ કરજે."

"કાકાજી, હું હજુર પરણવાને વરે ઘણો નાનો કહેવાઉં; એ વાત હમણાં મુલતવી રાખો," તેણે કંટાલાથી વાત ફેરવવાની કોશેશ કીધી.

"નાનો છે? મને યાદ ના દેવરાવ. એ નાની ઉમરમાંજ મારી મરજી છે કે એક લાયક ઠેકાણે તું મારા દીકરાને હું ઠેકાણે પાડી દેઉં, કારણ-કારણ," તેવણ પોતાની મોટી કોશેશ છતાં આગલ કંઇભી બોલી શકયા નહિ. "ખુદા ખાતર મને વધારે ના બોલાવ. તે એક લાયક ઠેકાણું છે ને આપરે લાયકનીજ છોકરી છે. મારો વીચાર છે કે તું તેને જોજે ને આંય વીંટી તેને આંગલે નાખજે." તેવણે તે જવાનનો હાથ પોતાનાં હાથમાં લીધો ને તેની છેલ્લી આંગલીએ એક ઘણીજ કીમતી હીરાની વીંટી સેરવી દીધી.

તે જવાન દીગમુધ જેવો બેસીજ રહયો. આ શું બનતું હતું તેપર કંઇભી વધારે વીચાર કરે, વધારે ખુલાસો કરે તે અગાઉ તો દરવાજાપરથી એક અવાજ સંભલાયો.

"બનાજી શેઠ આવી પુગાચ."

આ ખબર સાંભલતાંજ સર દાદીબા અને રૂસ્તમજી ઉભા થયા પણ બહેરામ તો જેમનો તેમ ઠંડાઇથી બેસી રહયો.

"ઉઠ દીકરા, હુશયાર થા. તે લોક આવી પુગાંચ. તું જરા.થાયો થોડો થઇને પછી આવજે, તેટલાં હું એ બાપ દીકરીની સાથે વીત કરશ." તેવણે તેને માયાથી ઉઠાડયો ને સ્ટોનની પછવાડે સુધી ચલાવી લાવ્યા. "જા, ખુદા તુને સુખી રાખે! આવે તાહરે વધારે ઉલટભર્યો ને હસ્તા ચેહરાથી આવજે." આ બાજુથી બહેરામ સટકયો કે પેલી બાજુથી મી૦ અને મીસ બનાજી 'દાદી-હાઉસ'નાં મોટા હોલમાં દાખલ થયાં. સર દાદીબાએ અને સેક્રેટરી રૂસ્તમજીએ તે લોકને ઘણો સારી રીતે આવકાર આપ્યો.

——:o:——

## પ્રકરણ ૭ મું.

### "તો ચાલી જાઓ—જેવા આયા તેવા પાછા જાઓ!"

આહ, પહેલી ઓળખાણમાં તે છોકરીને શેકહેંડ કરતાં બહેરામે ખરેખર તેણીને વખાણી. શીરીન બનાજીને જોવા તે મોટા હોલમાં જવા અગાઉ તે જવાને એક આખો અર્ધો કલાક ગાળી કહાડયો હતો, ને તે જ્યારે ત્યાં દાખલ થયો ત્યારે મક્કમ પગલે અને દઢ ઠરાવેજ

આગલ વધ્યો; પણ તોબી જ્યારે તેણે તેણીને શેકહેંડ કીધી ત્યારે ખરેખર વખાણી. "કાકાજીના બોલવામાં વજુદ હતું. તે એક સુંદરતાનો નમુનો હતી એમાં શક નહિ." એ તેના વીચારો હતા; પણ તે છતાં બી પહેલી ઓળખાણ પછી તે જ્યારે તે નરમ સોફાપર જઇને ગોઠવાયો ત્યારે તદન ઠંડો, સુસ્ત અને બેદરકાર હતો, ને બીજી પાંચ મીનીટ પછી તેને એમ ખાત્રીથી લાગ્યું કે જો આખી દુન્યાબી તે ઘુંડી ફરે તો ગુલનાર જેવી એક નીર્દોષ મીઠી છોકરી તે કદીબી મેલવી શકનાર નથી.

જીજીભાઇ બનાજી ખરેખર ઘણાજ મલતાવડા અને બોલકણા હોવાથી એકજ મુલાકાતમાં તેવણે ઘણી સારી રીતે સર દાદીબાનું મન જીતી લીધું, તે એટલે સુધી કે તેવણને લાગ્યું કે એવા વહેવાઇ અને એવી વહુ તો કેઠેબી નહિ મલતે! જીજીભાઇ તો આ ભવીશ્યના જમાઇજીને જોઇને મનમાં મલકાઇ જતા હતા; પણ શીરીન ---તે છોકરી તો ઠંડા માટલાંની કાણી રૂસ્તમજી સાથે એલારપેલાર ટાહેલાં ચલાવ્યા કરતી હતી.

આખરે મુલ બાબદનો છેડો લાવવા સર દાદીબાએ બહેરામ ગમ જોયું. " દીકરા બહેરામ, આંય આપરી મીસ બનાજી સોસાયતીની એક માનીતી પુતલી છે. હું એ દીકરીને મારી વહુ કરવા માંગુચ. ચાલ આજને સપરમે દહાડે તું એને વીંટી પહેરાવી મને ખુશ કર." તે છોકરાએ ટગરટગર તે બોલનાર તરફ જોયા કીધું. તે આ વખતને માટે તદન તૈયાર થઇનેજ આવ્યો હતો. તેનાં મગજમાંથી હજારો વીચારો કયારના પસાર થઇ જતા હતા. આ સામે બેઠેલી છોકરીની સાથે તે કયારનો પેલા અણદીઠ ખુબસુરત આકારની સરખામણી કરી રહયો હતો. આ એક ટેકદાર, ઠસ્સાબાજ બ્યુટી હતી; હા, એક ભવીશ્યની 'લેડી' થવા તે બીલકુલ લાયક હતી, પણ તેજ પળે તેણે પોતાની આંખો મીંચી દીધી, ને પમરતા બગીચાની ગુંચવાયલી ડાંખલીઓપર ચહડી બેઠેલી સાદા લેબાશની તે પવીત્ર મુની પોતાની કાળી ચમકતી આંખોએ ટીકતી જાણે તેને પોતાના 'કોલ'ની યાદ આપી રહી હતી. તે જાગ્યો! તેને લાગ્યું કે તે છોકરીની બરાબર કદીબી કોઇ થઇ શકવાનું નથી.

"બહેરામ, એટલો લાંબો વીચાર કરવાની કંઇજ જરૂર નથી. એનાં કરતાં સારી છોકરી તું કદીબી શોધી શકવાનો નથી." સર દાદીબાના અવાજથી તે વધારે તટાર થયો ને આ નાપસંદ વાતનું કોઇબી રીતે સેવટ લાવવા તે ઝડપથી ઉઠયો.

તે છોકરી જાણે કશું બનતું નહિ હોય તેમ હાથમાંની 'આલબમ' કયારની ફેરવ ફેરવ કરતી હતી. તે તેણીને માટે એક ઘણીજ બારીક પળ હતી. ખરેખર બોલ્યે તો આવો એક શોભીતો, દોલતવાન, ગુંણવંતો, ખેતાબી ધણી લેવા તે પોતે તો ખુશી હતી, પણ તોબી જોઇએ તેટલી ઉલટ તેણીનામાં દીસ્તી નહીં.

તે જવાન તે છોકરીની સામે જઇને ઉભો. "મીસ બનાજી, મેં તમુને આજે પહેલવહેલાજ જોયાચ ને ખરેખર હું તમુને વખાણુંચ," તે ઘણુજ માનથી બોલ્યો, ને આ વાકયથી સર દાદીબાએ ખુશાલીથી આંખો ચમકાવી. જીજીબાઇથી હસાઈ હસાઇ જવાતું હતુ; પણ તે છોકરા તો કંઇક હસ્તે ચહેરે ઉપકારના નમનમા તેની તરફ જોઇ ફરીથી આલબમ જોવા મંડી. "હું તમુને વખાણુંચ ને મારા મુરબ્બીની આવી સારી પસંદગી તરફ હું ઘણાં માનથી જોઉંચ; પણ——પણ તે છતાંબી, હું જરાકબી અચકાયા વગર તમુને ખુલ્લાં દીલથી કહી દેઉંચ કે હું કદીબી તમુને પરણી શકવાનો નથી."

"શુઉઉઉઉઉ!" સર દાદીબાની એક જોરાવર બુમ ત્યાં ઓચીંતી સંભલાઇ. "પરણી શકવાનો નથી! એટલે શું?" તેવણ તે જવાનની સામે આવી ઉભા, પણ આવા મોટા ગુસ્સાની જરાકબી દરકાર વગર તે જવાન બીલકુલ ડગમગ્યો નહિ. તેણે પોતાનો ટેક અને ગંભીરતા જરાકબી છોડયા નહિ. તે પુરતાં માન સાથે સર દાદીબા તરફ ફર્યો.

"કાકાજી, મેં મારા મનથી પુરતો વીચાર કીધોચ, ને તેનું સેવટ એજ આવ્યુંચ કે હું એવણુને પરણી શકનાર નથી."

"બસ ચુઉઉપ! આંય સારાં માણસોને અપમાન કરતાં તુંને એકદમ અટકવું જોઇએ."

"કાકાજી, હું પોતે ખાતરીથી માનુંચ કે મેં એ લોકનું જરાકબી અપમાન કીધું નથી."

"એ લોક મારાં તેડાંને માન આપીને અહિ આવેલાં છે ને એ લોકને માન આપવાની ને મારો હુકમ બજાવવાની તારી ફરજજ છે."

"કાકાજી એ બે ચીજ મારે કબુલ છે. હું એ લોકને માન આપવા આતુર છેઉં ને તમારો હુકમ બજાવવા બંધાયલો છેઉં."

"તાહરે આંય છોકરીને કબુલવાનો હું તને હુકમ કરૂંચ."

તે જવાન ઘણો કચવાયો. તે કંઇબી વધારે બોલવા માંગતો હતો નહિ. કશાંને ખાતર નહિ તો તે જવાન બાનુને ખાતરજ તે વધારે બોલતો અટકયો. "કાકાજી, હું તમુને હાથ જોડીને અરજ કરૂંચ કે હવે એ વાત બંધ કરો."

"કદીબી નહિ; મારો એ ઠરાવ સેવટનો છે, ને તુને તેને તાબે થવુંજ પડશે," ને આ ગુસ્સાથી તપી આવેલા શેઠની શાંતીને ખાતર હવે રૂસ્તમજી ઉઠીને તે જવાનની નજદીક આવ્યા.

"બહેરામજી ધ્યાન રાખો, એવણ તમુને એક દીકરા તરીકે ગણયાચ; ને તેથીજ એવણ તમારૂં ભલું ચાહેચ. એવણની મરજી રાખવામાં તમે કંઇબી ખોહતા નથી પણ એક સારે રસ્તેની જીંદગી શરૂ થશે. તમે શાંતીથી વીચાર કરો."

"મેં તુને મારો વારસ કીધોચ. ભવીશ્યનો તું સર છે એટલે લાયક ઠેકાણે તુંને ગોઠવી દેવાનો મારો વીચાર તદન નકકી છે." રૂસ્તમજીની શાંતીભરેલી સમજાવતમાં કર દાદીબાએ ફરીથી ઉશ્કેરાઇને તે જવાન સામે ઘુરકવા માંડયું. "બસ, તુને આંય છોકરી સાથે પરણવુંજ પડશે."

તે જવાને કચવાઇને પીઠ ફેરવી. તે હવે નરમ પગલે તે નજદીકની બારી આગળ જઇને ઉભો ને આંય તેની રીતથી તેને કંઇક નમેલો સમજતાં તેવણે હજુરબી પાછું ચલાવ્યું "જો છોકરા સમજ, તારા બાપે નાદાન ઉમરમાં એક નાલાયક લગનથી પોતાનો બધો હક ખોઇ દીધેલો ને જનમ સુધી દેશવટો ભોગવ્યો ને તેથીજ તેનાં

બચ્ચાંને બચાવવાની મારી ફરજ હું સમજુંચ. તું હજુર નાદાન છે, તુને મારીપર ભરૂસો રાખવો જોઈએ. મેં તુને ઇનસાફ આપ્યોચ તો મને હવે ખુશ કરવાની તારી ફરજ છે."

"શુ બોલવું તે મને સુજ પડતું નથી," આવે નાજુક વખતે પોતાના પીતાની બાબદ નીકલવાથી તેણે કરાજીથી મોહડું કુમલાવ્યું. એક બાનુ ની હાજરીમાં તે જવાન પોતાનું મોહડું બીલકુલ ખામોશ રાખવાની પુરતી સંભાલ લેનો હતો. "કાકાજી હું તદન ગુંચવાઇ ગીયોચ."

"એમ છે તો હુ તુને બે આખા દહાડાની મુદત આપુચ. તું તેપર વીચાર કરજે પણ સેવટે મને ખુશીનોજ જવાબ આપજે."

"કદી નહિ," તે જોરમાં બોલી પડયો. "હું તમુને કોઇ બી રીતે ખોટી આશામાં રાખવા માંગતો નથી. હું એવા ઢચુપચુ મનનો આદમી નથી. કાકાજી, જેમ તમે નકકી ઠરાવપર આયાચ તેમજ મારોબી જવાબ નકકીજ સમજજો. મેં તમો મુરબબીને સદા માન આપવા ને એક તાબેદાર દીકરા તરીકે રહેવાનો વીચાર કીધેલો પણ આ એકજ બાબદમાં હું તમારાં મતને મલતો થઈ શકતો નથી તેથી દીલગીર છેઉં, પણ ફરીથી કેહુંચ કે હું તમારી પસદગી કબુલ રાખી શકતો નથી."

"કબુલ નથી થતો તો આંય સીધો રસ્તો!" સર દાદીબાએ ગુસ્સાથી તરાશો કીધો ને આ સેવટપર "જરા થોભો! થોભો!" કરતા જીજીભાઈ અને રૂસ્તમજી તેવણુની નજદીક આવ્યા. "ઓ સાહેબ, એ શું બોલોચ?" તે ભલા સેક્રેટરીએ તેવણુના બરડાપર હાથ ફેરવતા કહ્યું. "શાંત થાઓ, આપરે એ વાત ધીરેથી બજાવશુ".

"હવે એ વાત લંબાવવાનું કંઇજ કામ નથી." જીજીભાઇએ હવે જવાની તૈયારી કરતાં કહ્યું. "વાંક, સર દાદીબા, તમારોજ છે, કે પરણુનાર છોકરાની મરજી પુછયા વગર તમે આંય બાનુને ને મને નાહક ખરાબ સંજોગમાં મુકી દીધા; પણ તે છતાંબી ચાલો બની તે બની; એક દોસ્ત તરીકેજ હું અહિંથી જાઉંચ ને તેમજ તમે લોકોબી એ મતફેરી ભુલી જઇ આગલીજ પ્રીતીથી એક બાપ દીકરા તરીકે રહો એવું હું ઇચ્છુ ચ."

હવે તે જવાન છોકરી તેવણુની નજદીક આવી. તેવણે ઘણી

લાગણીથી તેણીને પોતાની દલગીરી જણાવી; પણ જ્યારે તે તે બારી આગલ ઉભેલા જવાન આગલ ગઇ ત્યારે ખુલ્લી દયા તે ગોરા ચહેરા-પર પ્રગટેલી દેખાઇ આવતી હતી. "મારે લીધે આંય ઘેરમાં મતફેરી જાગી તેથી દલગીર છેઉં. કોઇબી રીતે ઉતાવળું પગલું ભરતા ના" એવી તો દયાળુ કરગરતી રીતે તેણીએ તે શબ્દો કહી સંભલાવ્યા કે તે ખરાં દીલનાં માનથી તેણીની તરફ નમ્યો.

"બાનુ, મારી તરફ એટલી બધી ભલી લાગણી ધરાવવાને વરે હું તમારો ઘણો ઉપકારી છેઉં", ને અહિ તે બાપ દીકરી રૂસ્તમજીને મલીને ત્યાંથી ઝપાટામાં નીકલી ગયાં.

"જરા ડોલા ફોડીને જો કે કેવી દયાળુ ઉમદા છોકરી તેં ગુમાવીચ ! તારા એવા જુઠા આભાર માનવા વગર કંઇ તે છોકરી બેસી નહિ રહેલી. સમજ, હું તુને કેહુંચ તે સમજ, યાતો આંય છોકરીને પસંદ કરી મને માન આપ ને નહિ તો આંય ઘડીએ તારી નાફરમાનીનાં બદલામાં મારૂં આય મકાન છોડી ચાલી જા".

"હું તમારા હુકમને માન આપીને તમારૂં ઘેર છોડી જવા તૈયાર થવશ, પણ વગર દીલનાં લગન કરીને આવો એક ભલી છોકરી નેહું કદીબી ઠગશ નહિ"

"તો ચાલી જાઓ-જેવા આયા તેવા પાછા જાઓ !

"અરે સાહેબ, આટલી વાતમા એટલા કરડા ના થાવો!" રૂસ્તમજીનાં વચ્ચે પડવાથી તેવણ વધારેજ છેડાયા.

"બસ તમે મુંગા રેહો. મેં જેને મારો વારેસ બનાવ્યો, બધો હક આપ્યો તેણે મારી તાબેદારી કરવીજ જોઇએ."

"સાહેબ, તે મારેથી કદીબી નહિ બનશે. હું તમુને માન આપી શકું પણ તાબેદારી મારેથી કદી થાય નહિ."

"તો તેવી તારી તુંડાઇ હું સાંખવાનો નથી. હું પોતે સર દાદીબા હોશંગ છેઉં; મારા બાપદાદા ટેક અને મગરૂરીમાં પહેલા ઉતા. પોતાનો શખુન ઉંચે રાખવા તે લોક પોતાનો જીવ કહાડી આપતાતાં."

"તો સાહેબ, તમે આજે તમારી ઉતાવલી રીતભાતમાં ભુલી જાઓચ કે હુંબી તેજ ખાનદાનનો એક બેટો છેઉ. જે જાતના ગુણો-તમારામાં છે તેજ ગુણો હુંબી ધરાવવાને વરે મગરૂર છેઉ. મારી કમનસીબી એટલીજ છે કે જે તમારા ગુણોને તમે વખાણોચ તેજ મારા ગુણો તમે ઉલટી બાજુથી જોવોચ. જેમ તમારી મરજી. જે ઘેરના માલેકનો મારીપર ચાહ નહિ તે ઘેરનું પાણી પીવાબી હું હવે થોભનાર નથી. હું જાઉંચ; પણ જતી વખતે તે મારા ખુદા પાસે હું એટલીજ અરજ ગુજારૂંચ કે તમે આજે મને જે ઉતાવલમાં ગેરઇનસાફ કરોચ તે તમારી ફરસુદને વખતે મને માફ કરશો," ને આંચ પળે પેલી હીરાની વીંટી પોતાને આંગલેથી સેરવી કાકાજી આગલ મુકી કંઇબી વધારે બોલ્યા કે સાંભલ્યા વગર તે ત્યાંથી ઉતાવળે બહાર નીકળી ગયો.

તેનુ ત્યાં હવે કામજ શું હતું ? જે બધું તેને આપવામાં આવ્યું હતું તે તો તેવણુનુંજ હતું કે જેવણે તેને વગર તકસીરે ઘેરની બહાર કહાડયો હતો. તેમાંની એક કગરસબી લેવી એ તેને મનથી મોટી નામોશી હતી.

તે ટુંક વખતની સાહેબી ભોગવનાર પોતાના ભપકાદાર ઓરડામાં ધસ્યો ને જે એક 'બેગ' સાથે તે આ મકાનમાં દાખલ થયો હતો તે 'બેગ' સાથે તે ફરીથી આ દુન્યામાં એકલો અટુલો થઇ ગયલો બહાર પડયો.

તે એક મકકમ મનનો હીમતવાન જવાન હતો. કોઇબી રીતે પ્રમાણીકપણે મહેનત કરી સચ્ચાઇમાં જીવવા તે તૈયાર હતો; પણ એકજ વીચાર તેનું મન તન કોતરી ખાતો હતો. પેલી સુંદર વ્હાલી છોકરીને આ પોતાનાં પગલાંથી તેણે સદાની દુર કીધી હતી. ફકટ એ જુદાઇનાજ વીચારથી તેનુ દીલ દાઝો જતું હતું; હવે તે જરાકબી અચકયા વગર તે નાની માનીતી બંગલી તરફ ધસ્યો.

——:o:——

## પ્રકરણ ૮ મું

"પ્યારે પરદેશ ન જાઓરે, ઓ સાજના,
નયનાં બીન પ્યારે તજકર ધીર મોરા
નીર બહાવે—પ્યા.રે."

તપ — તપ — તપ

"કોણ?" બારણાંપર ટકોરા સાંભલતાં તે છોકરી ઉતાવળમાં બહાર આવી; ગુલનારને તે જવાનના ગયા પછી જાણે કંઇ ગમ્મુંજ નહિ. તે તેનાજ વીચારમાં હતી, તેટલાં આટલે અવારેથી કોઇના બારણાંપર ટકોરા સમજી તે તેનીજ આશામાં ઉતાવળેથી દોડી આવી. "બહેરામ, તમે કેની! હા મેં એમજ ધાર્યું કે તમે હશો."

"ગુલ, હું એક ઘણીજ અગતની વાત તુને કહેવા આયોચ," તે ઘણીજ ગંભીરાઇથી બોલ્યો, ને તેની આવી રીત જોઇ તેણી ખરેખર ગભરાઇ.

"માયરે, ઘણી અગતની તે શું હોશે? –પણ બહેરામ, હું જાણુંચ કે મને બીહવા જેવુ કંઇજ નથી; કારણ તમે મારી નજર આગલ સારી કાની ઉભેલા છેઓ; મને એથી વધારે બીજું કંઇજ જોઇતું નથી"

તે જવાન પોતાની ગમે તેવી ગમગીનીમાંથી આ છોકરીની અથાગ પ્રીતી જોઇ મનમાં મલકાયો. "ગુલ, હું તુને ટુંકમાંજ કહી દેઉચ કે હમેશને વરે હું અહિથી ચાલી જાઉંચ?"

"ઓ ખુદા—તમે શું બોલોચ?" તે છોકરીનું ગોરૂં ગોલાબી મોહડું તદનજ ફીકકુ પડી ગયું. "શુ તમે જાઓચ?"

"હા, રાકાજી સાથે મને જરા બોલચાલ થઇચ ને તેવણે મને કહાડી મુકયોચ."

"અરે પરવર, તમે તેવણુને કાંય છેડયા? જો વરી બહેરામ, હજુ-રબી મારે ખાતર તેવણુ સાથે તમે નાંખતી કરો."

"ગુલ, તારે ખાતરજ હું તેવણુની સાંમે થયોચ."

"મારે ખાતર? મારા જેવી ગરીબ છોકરીની વાત 'દાદી-હાઉસ' માં થાયજ કેમ? ઓ ખુદા ખાતર મને ના ટવલાવો, મને બધું સમજાવો!"

"સમજ," તેણે તેના કાળા ચલકતા બાલો પસવારતાં માયાથી સમજાવવા માંડયું. "હું તુને પરણવાનું વચન આપી ગીયો."

"મે તમુને કહેલુંજ હતું કે તમે ઉતાવળ ના કરો."

"હું તે વચનને વરે જરાકબી પસ્તાતો નથી. ગુલ, તારી સાથનું વચન તો હું જીવશ તાંહસુધી પાલશ. આગલ સાંભલ. કાકાજીએ મારે વરે કોઇ મીસ બનાજી નામની છોકરી શોધી કહાડી ને લાગલાં તે બાપ દીકરીને બોલાવી 'હાઉસ' નાં હોલમાં લાવીને બેસાડીબી દીધાં. મને અહિંથી બોલાવી મંગાવ્યો તેબી તેજ કારણુને વરે; ને કાકાજી મને તે છોકરીના દેખતાંજ તેને કબુલ કરીને તરત વીંટી પહેરાવી દેવાની હઠ લઇ બેઠા. હું ઉઠયો ને મેં તે છોકરીને ખુલ્લું જણાવીં દીધું કે મારેથી તેવણુને પરણી શકાવાનું નથી. આંય મારા જવાબથી કાકાજી ખુબ છેડાયા ને તુરતજ 'દાદી-હાઉસ છોડીને ચાલી જવાનો હુકમ કીધો. હું તેવણુના હુકમને માન આપી આંય મારા 'બેગ' સાથે બહાર પડયોચ."

"બહેરામ, મારૂં માનો. હું તમુને છુટા કરૂંચ. તમે તમારે લાયકની છોકરી લેઓ. મારે લીધે તમે તમારૂં સુખ ના મુકો, ભવીશ ના બગાડો," તે ઘણીજ કાકલુદી કરવા લાગી. "હજુરબી જાઓ ને બગડેલો મામલો સુધારો. હું તમુને છુટા કરૂંચ."

"ગુલ — ગુલ — બસ મુગી રહે," કંઇક થપકાથી તે બોલ્યો. "તારા શબ્દોથી હું વધારે દુખી થાઉંચ. હું તુને આપરાં વચનમાં જરાકબી ઘીલી પડેલી જોવા ઇચ્છતો નથી. જોજે, યાદ રાખજે, મેં તારેજ ખાતર મારૂં આખું ભવીશ, દોલત, ખેતાબ બધું છોડી દીધુંચ, ને તે બધાં કરતાં તુને વધારે કીમતી ગણીચ; તેમજ તુનેબી હું ચેતાઉચ કે ગમે તેવી મુસીબતમાંબી તારે મારી રાહ જોતું બેઠી રહેવું. ગુલ, મને કદીબી ભુલતી ના! હમેશ યાદ રાખજે કે તારેજ વરે હું જીવતો હોવશ, તેમજ તારેબી મારેજ વરે જીવવું જોઇશે."

તેણીનાં ડચકાંઓ તે અંધારામાં ખુલ્લાં સંભલાતાં હતાં. આંખો-માંથી કીમતી આંસુઓની ધારો બેઅખત્યાર વહેતી હતી. ને ઘણું બોલવા માંગતી પણ ગળાંમાંજ અવાજ અટકી જતો હતો. શરૂ થતા જોરાવર પ્યારની આ ટુંકી કારકીર્દીનાં આવાં ગજબનાક સેવટ માટે તે કદાપી તૈયાર હતીજ નહિ. તેણે તેણીને માથાથી પટાવીં. "મને હીમત આપ, ગુલ. તારા છેવટના મીઠા શબ્દોપરજ હું હવે જીવવાનો છઉં."

તેણીએ ઉકળાઇ જતાં દીલે પોતાનાં બેઉ હાથો તેનાં મજબુત ખભાં પર મુક્યા. "બહેરામ, હું મારો જાન જશે તોબી તમારા સીવાય કોઇનીબી સાથે પરણવાની નથી!"

"બસ, એટલુંજ મને જોઇતુંતું. હવે વધારે વખત હું તેવણુની જમીન પરબી ઉભો રહેવા માગતો નથી. ગુલ, આપરાં વચનને વધારે જોરાવર બનાવવા લે મારી તરફની આય વીંટી તું કબુલ કર," તેણે પોતાને આંગલેની એક વીંટી કહાડી તેણીનાં નાજુક સફેદ આંગલાંમાં પહેરાવી. "હું જાણુંચ કે એ તારે લાયક નથીજ, પણ ખુદા મને તુને ગમની પહેરાવવાની ટક આપે તેટલાં એટલી મારી તરફની યાદ દાખલ તારે આંગલે રહેવા દેજે, ને આય તારે આંગલેની તું તારેજ હાથે મને પહેરાવ." આખોમાં આંસુ સાથે તેણીએ તેના ફરમાવ્યા પ્રમાણે કીધું. "ચાલ, હવે મને જવું જોઇએ."

"ઓ ખુદા, શું હજુરબી એવું નહિજ બને કે તમે મારેથી દુર નહિ થાવો?"

"ધીરજ રાખ, તું મારી વીશ્વાસથી વાર જોજે. હું મારા પગ-પર મજબુત ઉભો રહી મારાં ખભાંના જોરે કમાઇ તુંને પુરતા સુખમાં રાખી શકું એટલું જોતાંજ હું હવે પછીની કોઇબી પળે તારી આગલ દોડી આવશ. તેટલાં ગુલ-મારી ગુલ—સલામ!" તે જવાને મક્કમ પગલે પીઠ ફેરવી: પણ તે છોકરીનાં મોટાં ડચકાંઓએ તેને ફરીથી અટકાવ્યો. "ખુદા ખાતર મને એક વખત તારો હસતો ચેહરો જોવા દે તોજ હું શાંતીથી ને હીમતથી જીવી શકશ?" હજુરબી તેણી રડતીજ હતી.

"ગુલ, તુંને દલગીર થવાનું કંઇજ કામ નથી. હું જલદીથી પાછો આવશ."

" ઓ તમે નક્કી આવજો, ને આવો તાહરે મારી તરફ એવાજ હેતવંત રહેજો." તેણે તેણીને પટાવી લીધી ને તેનાં સરી પડતાં આંસુઓ હેતથી લુંછી નાખ્યાં.

"મારો બોલ તે મારા જીવથીબી પ્યારો સમજ, ગુલ. હું નક્કી પાછો આવશ, ને આવશ તાહરે આજના કરતાં તુને વધારે પ્રીતથી પુંજતો આવશ. મારી તરફ જો." તે છોકરીએ ઉંચે જોયું અને સૌથી પહેલી એક કીસ પછી તે ત્યાંથી ઝડપમાં ગુમ થઇ ગયો.

× × ×

સામેની તેબલપરથી વીહસ્કીના પેગપર પેગ ચહડાવતો તે જવાન ક્યારનો પોતાની રૌકીંગ-ચેરપર પડેલો હતો. "આખરે ધારેલું તેમજ બન્યું." તેણે હાથમાંનુ ગ્લાસ તેબલપર મુકયું. "કાકા કહેજે ચાંદ ને ભત્રીજો કહેજે સુરજ ! બેઉની એવી લાગી કે બહેરામજીબાને પાણીચું મલ્યું ને બેઉની મારામારીમાં આપુને મજાહ પડી ગેઇ ! નવા વારેસ આયાબી, ગાજ્યાબી ને સધાવ્યાબી ! ચાલો, એની ખુશાલીમાં એક બીજો પેગ !" તેણે ફરીથી ગ્લાસ ભર્યું ને પીવા માંડયું.

" પણ ખરેખર, એ કોઇ મીસ બનાજી ઘણી સરસ છોકરી ઉતી! ભલા આદમીએ બે દહાડામાં માય દીકરાંની રમત કીધી ને રખડી ગયો. હું જો એની જગે હોઉં તો કદીબી એવું પગલું ભરૂં નહિ. પણ ખરેખર, પ્યાર એવીજ બુરી ચીજ છે; તેની આગલ પૈસા શું ચીજ છે?" તેણે ગ્લાસ પુરૂં કીધું ને ફરીથી બડબડવા માંડયું.

"કોઇબી રીતે બનવાનું તે તો બની ચુકયુચ ને મોરો રસ્તો પાછો સાફ થઇ ગયોચ. સેવક પાછા સર દાદીબા હોશંગના વારસ બન્યાચ, ભવીશ્યના સર થવાચ ને મારી ગુલનારના હકદાર બન્યાચ. વધારે શું જોઇએ ?" તે જરા વાર શાંત થયો; તેની આંખો કેફને લીધે મીચાઇ જતી હતી પણ કંઇક હદબેહદ હરખમાં તે હજુર ત્યાંજ બેસી રહયો.

" હે હે હે હે હે !" તે ખુબ ગેલથી હસ્યો. "એ મરેરે પેલી દોશીબાઇની થતી ! બસ ખાઇપીને મારીજ પુંઠે લાગીચ. એની પેલી લાંબટાંગ ચાંદણને પહેરાવવાની બધી અંધાધર છે તે મને માલમ છે. કાલેબી

વીકા પાસે કહેવરાવ્યું કે શેઠને કહીએ કંઇ ઘણા દહાડા થયા આવતા નથી, તે શું છે ? હે હે હે હે હે ! બીચારીને મારા વગર ભુખબી નહિ લાગતી હોશે? અરે દુન્યા, દુન્યા! બધો મતલબનો તમાશો છે બા ! એ તો હું મહેરબાનુ આગલ જાઉંચ કેની તેથી એને અબીતરી આવતી હોશે. પણુ આહ, મારૂં તે કયાની પરાની બાગનું બુલબુલ કાંહ ને એની ગામઠી અભણુ દુકુતી કાંહ !" તેણે હવે એક અત્રાચી ખાધી.

"ચાલો, હવે મામાજીનો ગમ ભુલાવવો પડશે,"તેના વીચાર હવે બીજી બાજુ દોડયા. "ભત્રીજાને પેંડો પકડાવ્યો ને પછી પોતે આજે ભુખાજ સુઇ ગીયા. એ ધાંખરાને હવે જરા પુઠે પુઠે ફરીને પાછો બહેલાવવો પડશે, નહિ તો સીકબીક પડયો તો આંય રૂસ્તમજી આઠરૂંમીઠું ભભરાવી પેલાને પાછો ઉભો કરશે. એવણુ જીવીજીવીને હવે કેટલું જીવવાના છે? તેટલાં એવા રમાડી લેઉંચ કે ફરીથી હવે કોઇ વારસ ફારસની હોંસ કરેજ નહિ. એકવાર સુખ દેખીયે તો ફીર, આઇઓ ! હા હા હા હા !" તેના પગ ગેરયો રમવા લાગા. તે હવે ધુમ હસ્યો, બીછાણે પડયો ને ઉંચા ભવીશ્યના ખુશ સ્વપના જેવા મંડયો.

કુદરતની ગતી આગલ ઇનશાન શું ચીજ છે ! હજારો આશા અને ઉમેદમાં ઉભેલો ઇનશાન ઘડીની વચમાં એક પાનાંના મહેલની માફક કરરરરભુસ થઇ જાયછે; તે બધું છતાં દરેક માણુસ ફરેદુન મીસાલ ઘણી મક્કમતાથી પોતાનુ ભવીશ્ય પોતાના હાથમાં લઇને ફરવાની મગરૂરી લે છે. પણુ ફરદુનજીબા જરા ધીરા પડો, હજી તો આગલ ઘણું ચાલવાનું છે.

——:०:——

## પ્રકરણ ૯ મું.

## "મરે, હું કોણુને કહેવાની છેઉં !"

કંઇબી નવું જુન્નું 'દાદી-હાઉસ' માં બન્યું હતું એવો સંસારો કાને આવતાંજ ડોસીબાઇ એલાવ્યાના જીવને મોટી ચટપટ થતી હતી. આખી રાત તેવણુને જરા થઇને ઉંઘ આવી નહીં. કયારે તે તાજી તફડતી ખબર જણાય કે વળી બે ઘેર મલવા જવાને મસે જરા રસ ગળતી

વાતો કરવાની મલે ! તેવણુ ખાભરખોધામાં પડયાં હતાં. સહવારના પહો-રમાં ઉઠીને એનીગમ પેલીગમ ડોકાં બારી કરતાં હતાં તેટલાં વીકા સામે થયો. વીકો આજે પચ્ચીસ વરસ થયાં હાઉસમાં નોકરી હતો. શેઠના પૈસાટકા લાવ લઇજાવ વગેરેમાં તે ઘણો વીશ્વાસુ હતો.

"અરે અહિં આવ વીકા, અહિં આવ તો," ડોસીબાઇએ સાહદ માર્યો.

"બાઈ જરા અગતનુ કામ છે. પછી આઉંચ."

"અરે જરા આવી જા, પેહલાં આવ," તેવણે જબરીથી તેને રોકી લીધો. "કુંઇ જાઓચ આવોચ તે સીધાજ—કંઇ આવનાબી નહિ?".

"હાજી, જરા કામકાજમાં હમણાં ફુરસદ મલતી નથી, ને પાછી તબીયતબી જરા પાધરી નથી."

"હારે, મુઇ રૂતુજ હમણાં જરા એવી છે." એટલું બોલતાં ડોસી-બાઇએ મજાહના પમરતા મસાલાની બાટલી સામે લાવીને મુકી, એટલે વીકાજીનો ચીહલો ઉતરી ગયો ને લહેરમાં આવી ગયા. "લેઓ, જરા જીવ હુશ્યાર થશે.

આવી મહેરબાનીના બદલામાં વીકો તો થોડો થોડો થઇ ગયો.

"ખરેખર દોશીબાઇ માય, તમે ઘણાંજ માયાલુ છેઓ. એમ આજે કોણ પારકાંનાં દુખની દરકાર કરેચ?" તેણે ખાસ્સો ટકોરો ચહડાવ્યો.

સમજે તેજ સમજે કે આજે ચોકકસ બાતમી મેળવવાની ચટ-પટમાંજ તે બૈરીએ વીકાને ખુશ કીધો હતો. "મરે એ તો દુન્યાઇ ફરજજ છે. તું કાંહ બીચારો મારે તાંહ ઘડી ઘડી આવેચ?" બે વખત ગલાસ ખાલી થયા પછી તેણીએ ધીમેથી વીકાનો કાન કરડયો.

"પણ આપરે વીકા, મેં સમજયું કે પેલો નવો છોકરો ચાલી ગીયો? મરેરે આયો શું ને ગીયો શું—કાંય પણ થયું શું? જરા મને તો કેહ."

"અરે બાઈ બોલો ના; બીચારા શેઠે તો ઘણોબી નવાજયો ને ઘણુંબી સારૂં કરવા ચાહ્યું, પણ તે પોર્યાંનાં નસીબમાંજ આટો તેમાવો કાંહથી જમે ! દોલત ખેતાબ સાથે કેવી મજાની રૂપાંનાં પતરાં જેવી છોકરી બતાવી તે એનાંનને નહિ ગમી, તે કહેજે હું એને નહિ પરણું !"

"મરે હું કોણુને કહેવાની છેઉં. વીકા મને કહેની, તે કોણુ છોકરી!"

"કોઇ જીજીભાઇ બનાજીની છોકરી શીરીનબાઇ."

"હં હં તે? તેબી વાજું કાંહ પાધરૂં છે! પણુ ઠીક ઉતી. અરે વીકા તું નહિ સમજે. એ તો બધુ હું જાણુંચ; તુને શું માલમ? એવણુની નજર તો પેલ્લી ધરાનીની પોરીપર ઉંતી. મને પુછની, હુ બંધી તુને તાજી ને નવી ખબર આપું."

"અરે બાઇ શું બોલોચ? મારા મોટા શેઠ કઇ એવી છોકરીને પસંદગી કરે કે? શેઠના પગારે તો એ લોકો બીચારાં જીવેચ." તેણે થોડો બીજો પીધો. "તેનાં કરતાં તો આપરાં ચાંદનબાઇપર શેઠ કઈ વીચાર કરી શકે."

આંય વાકયથી તો તે બૈરી થોડી થોડી થઇ ગઇ. "આ એવી અકકલ આજે કોણુને આવેચ? મારી ચાંદણુ 'દાદી હાઉસમાં' આવે તો દહાડોજ ફેરવી નાંખે. મુવા બબરચીએનાં ભોપાળાં બધાં બહાર નીકલે. એક જાલુંબી ભીંતપર દેખાય નહિ ને ચોકચાંદણુ તો એવાં કરે ને બીચારૂં ગુજરેલાંઓનાં લોબાન પાણીબી એવાં મુકે કે તે લોકબી મદદે આવે. બોલ ના વીકા, આજે કોઇબી ગુણુ જોતું નથી, સૌ ચાઇચાઇ જોયચ."

તે તો શરાબની ગુમમાંજ કંઇ બડબડતો હતો.

"મેં સાભલ્યુંચ કે તું તો શેઠનો ઘણો માનીતો છે. ગમે તો કોઇ વખતે જરા શેઠની મરજી જાણી લેજેની, ને મારી દીકરીના બધા ગુણુ-પર એવણુનું જરા ધ્યાન ખેંચજે. આય ફરેદુન મને ઘણો ગમેચ. જો વીકા, તું એ કાજ કરી આપે તો દર મહીને મારી ચાંદણુ તુને સો રૂપીયાનો પગાર જીવે જાગે તાંહ સુધી બાંધી આપશે."

"અરે થવા તો દેઓ. હું તો શેઠ આગલ જરૂર વાત કરશ; પણુ તેવણુના ધ્યાનમાં ઉતરવું જોઇએની? કંઇ ગુસ્સો ના કરતાં, પણુ તમારાં ચાંદણુબાઇ ઘણાંજ બાંબટાંગ છે તે કઇ શોભનાં નથી, ને સામ-રાંબી ઘણાં છે."

ડોસીબાઇનો ચેહરો ઉતરી ગયો. તેવણે તેને 'મસાલો' પીવાડયો ને તેની બહારમાં વીકાએ રોકડું બોલી દીધું હતું, જ્યારે તે પોતાની

હુસ્યારીમાં તો એ માય દીકરીને હમેશાં તમે આસ્માને ચહડાવતો હતો. તે હવે ઉઠયો.

"તમે કઇ ફકર ના કરતાં. હું એ વીશે જરૂર શેઠ સાથે વાત છેડશ ને તમુંને જણાવશ."

"ચાલ ચાંદણુ. આજે હમકારાનો દહાડોબી છે ને આવે મોટે ઘેર તારી વાતબી ચરવાઇચ. બસ મને તો લાગેચ કે તારૂં જરૂર થશે." માએ દીકરીને ઓવરણાં લીધા, ને બેઉ હરખમાં હસ્યાં.

× × ×

વખત પાછલ વખત પસાર થવા લાગ્યો. વૃધ શેઠયા સર દાદીબા હોસંગ માટે તે ઘણોજ કાતીલ હતો.

ખરેખર તે એક ઘણોજ સખત ફટકો હતો. વરસોની ધારી રાખેલી આશાઓ અને ઉમેદોનો એ ઘડીના ગુસ્સામાં તમામ નાશ થયો હતો! આપવા ધારેલા ઇનસાફથી તેવણનું શાંત થયલું અંતઃકરણ ફરીથી પાછું કોતરાઇ જતું હતું! પોતાના વડા ભાઇને પોતાના પીતા તરફથી થયલો ગેરઇનસાફ ઘોઇ નાખી તેનાં બચ્ચાંને વારસ બનાવી પોતાનાં બેચેન મનને રાહત આપવાની તેવણની બધી હોંસ ભાંગી ગઇ હતી! સીધા ઉતરી આવેલા વંશમાંજ ખેતાબ રાખવાની તેવણની ઇચ્છાનો નાશ થયો હતો!

એજ એક દીકરાને તેવણે મનમાંજ ધારી, મનમાંજ ઉમારી, મોટો કીધો હતો, ને જયારે તે આખોમાખો નજર સામે આવીને ઉભો ત્યારે નહિ ધારેલા મીજાસમાં તેને પાછો પોતે ફેંકી દીધો હતો એ વીચરથી તેવણનું દીલ જળી જતું હતું. એક સ્વપના માફક બધું બની ચુકયું હતું. તે આવ્યો, પાછો ગયો, ને તેબી હમેશને માટે ગયો!

બસ, ચાલુ દુખભરેલો તે વીચાર તે બુઢા શેઠયાનું જીગર કોતરી ખાતો હતો. શું કામ તેવણે એવું પગલું ભર્યું? એ પસ્તાવો તેવણને દર પળે વધુ ને વધુજ કોતરી ખાતો હતો. આસપાસનાઓ તેવણનો જીવ મનાવવા ઘણીબી તજવીજ કરતાં પણ દેખીતી રીતે તેવણ ઝુમી જતા ખુલ્લા માલમ પડતા હતા.

ફ્રેદુન તેવણુને અર્ધઘડી વીહલા મુકતો નહિ; તેવણુની આગલ નો આગલ રહી કંઇ કંઇ વાંચનથી, કંઇ કંઇ ગામગપાટાથી તો કંઇ-કંઇ રાગણીઓથી તેવણુને ખુશ રાખવાની હદબહાર કાલજી લેતો હતો, ને તે તેવણુ પુરતી રીતે સમજતા હતા. એ બચ્ચુંબી તેવણુને વહાલું હતું—પણ કુદરતી રીતે પોતાના વારસ દાખલ તેવણુ તેને કબુલ કરી શકતા નહિ.

રૂસ્તમજીબી પોતાના શેઠનો ઝુરાપો ઘણીજ બારીક ચગોર નજરથી તપારતા હતા ને તેવણુને વરે ઘણુજ મુંઝાતા હતા. આ ભલો સેક્રેટરીબી પોતાનું ઘેરબાર છોડી ઘણોખરો 'શેઠ' આગલજ દીલાસા તરીકે રહેતો હતો.

તે વિપરાંત જીજીભાઇ બનાજી ને શીરીનબી સર દાદીબાની શાંતીને માટે અવારનવાર 'હાઉસ'માં ઉતરી પડતાં હતાં, ને શીરીન તો ઘણી ખરી તેવણુને બહોંસહોંસ કરીને સાથે ફરવા લઇ જતી હતી. તેમ કોઇ કોઇ વખતે આખો દહાડો તેણી તેવણુ આગલજ 'હાઉસ'માં રહેતી હતી તેણીએ ખુલ્લી આંખે જોયું હતું કે ફકત તેણીનેજ ખાતર આ જુદાઇનો કારી જખમ તે વૃધ્ધ શેઠયાપર આવી પડયો હતો, તો તે રૂજાવાની તેનીજ ફરજ હતી, ને તેજ કારણથી તે દયાની દેવી ઘણોખરો વખત તેવણુની સાથેજ રહેતી હતી, ને ખરૂં બોલ્યે તો સર દાદીબા આ છોકરીની હાજરીથી થોડા ઘણાબી શાંત રહેતા હતા એ સૌને મનથી ખુશીનીજ વાત હતી.

———:०:———

## પ્રકરણ ૧૦ મું.

## નસીબનો લીલો.

બહેરામ કેકોબાદ એક નસીબનો લીલો જવાન હતો. એક માતાનો છાંયો તો તે પોતાના જનમથીજ ખોઇ બેઠો હતો; પીતાનેબી આજે વરસ દહાડો થયો ગુમાવી બેઠો હતો; ને જયારે એક માયાળુ મુરબ્બી કાકાનો આશરો મેલવવા તે માઇલોના માઇલો દુરથી ઘસડાઇ આવ્યો

તો તેવણુંમી તેને આજે સદાનો તજી દીધો હતો. ઘણેજ નખાઇ ગયલે જીગરે તે જવાન કયારનો બોરીબંદરનાં સ્ટેશન પર તે ટીકીટ ઓફીસની આગલ માણુસોની ગીરદીમાં ખાલી આંખે ટીકતો ઉભેલો હતો.

કશાબી વીચાર વગર તે ત્યાં આવીને ઉભો હતો પણ હવે જવુ કયાં ? એક તદ્દન અજાણું શહેરમાં, અજાણ્યાં લોકમાં તે ગાફેલ બની જતો હતો. તેનું મગજ ચાલુ વિચારોના બોજાથી જાણે ફાટી જતું હતું. તેની આસપાસ શું બનતું હતું તેનું તેને કશું ભાન હતું નહિ. છાતી પર માથુ નમાવી ખાલી આંખે જમીનને ટીકતો તે હજુરબી ત્યાં ઉભેલો ને ઉભેલોજ હતો; જયારે કોઇ બે દોસ્તો કયારના તેની સામેજ વાત કરતા ઉભા હતા તેનુંબી ભાન હતું નહિ. "બાઇ જોય, આય હુ શું જોઉંચ !"

"કેમ, કેમ, શું છે પેંડી ?"

"અરે જો– જો–, આ સાંમે ઉભેલા માણુસ તરફ ધ્યાનથી જો. હું તુને જોઉંચ ને તેને જોઉંચ તાહરે મને લાગેચ કે ખુદાએ તમો બેમાં એક જરા– જરાકબી– ફરક રાખ્યો નથી!" ને આંય પોતાના જાની દોસ્તનાં બોલવાથી દીનશાહ કુપરે તે આકાર ગમ એકચીતે ધારીધારીને જોયા કીધુ. ખરેખર આખો પા કલાક તે જવાને તે આકારને બારીકીથી જોયા કરવામાંજ ગાળી કહાડયો.

"પેંડી, હું તો જાણે મારો આકાર આરસીમાં જોતો હોઉં તેમજ મને લાગેચ."

"બસ, બસ, હું ખરૂં કહેચ કે એ જો મને રસ્તામાં મલે તો હું તો એને તુંજ સમજું. હું પારખીજ નહિ શકું કે તું છે કે એ." પેંડી રાઇતે જોરમાં પગ થોકતાં કહ્યું. "મેં કદી એવુ મલતાપણું જેયુંબી નથી ને સાંભલ્યુંબી નથી"

"પણ એમ હોયબી તો તું એટલો અફ્લાઇ શીકાઇ શાનો જાયચ ?" દીનશાહે છુટથી હસી પડતાં પુછ્યું. "તે કોઇ બરેલી દાળ લઇને ઉભોચ ને તેની સાથે મને કાંય દોહવેચ ? ચાલ ચાલ, નકામા પારકી પંચાતમાં

ત્રેન ચુકી જઇશું." તે બેઉ જવાનો નજદીક વધ્યા ને દીનશાહે બુમ પાડી "બે-સેકંડ-બેંગ્લોર!"

તે ઘણા વખતનો સુસ્ત ઉભેલો જવાન આ ધાડા મોટા અવાજથી જાગ્યો. ત્રેન ઉપડવાને તૈયાર ઉભી હતી. આ કોઇ બે સારા માણસોએ બેંગ્લોરની ટીકીટ માંગી હતી. વળી તેમાં એક પારસી હતો. તે ઉલટમંદ બન્યો. કેઠેઓ હવે જવાનું તો હતુંજ. તેણેબી એક બેંગ્લોરની ટીકીટ લીધી ને હાથે કરીને તે બેઉ દોસ્તોની પુઠે જઇ તે લોકનાજ ડબ્બામાં ચહડી બેઠો.

બહેરામે હવે પોતાની જગ્યા રોકી લેતાં એક નાની ચોપડી કહાડી તેમાં મુડું ખોસ્યું. પેલો યુરેઝીયન જવાન તો બસ દુન્યાદારી છોડી આ કુદરતનાં કાંટાથી દંગ થઇ બહેરામ અને દીનશાહને વારાફરતી તપાસ્તાં તે લોકનું એકમલતાપણું આટલી હદે જોતાં જાણે ચકભમ થઇ જતો હતો.

બેઉ જવાનો ઇંગ્લીશ ડ્રેસમાં ખુલ્લે માથે બેઠેલા હતા. બેઉના બાલો ભુરા અને સુંવાળા હતા. બેઉ લગાર ઉંચા અને તનદોરસ્ત, શોભીતા બાંધાના હતા. બેઉના ડોળા કોળા અને લાંબા પાપણ શોભી રહયાં હતા. તે ગોરા ચહેરાપરનાં શોભીતાં નાક અને જીણા હોથોનું એકસરખાપણું જોતાં પેંડી રાઇત ફરીફરીથી હેરત થઇ જતો જેમનો તેમજ બેસી રહયો; પણ દીનશાહ કુપરને કંઇ માલુમાયું નહિ. પેંડીને તો ધકેલાપર ધકેલા મારતાંઓ બસ દાંતમાં આંગલુ ઘાલી કંઇ એવા વીચારમાં બેસી રહયો કે દીનશાહનું પાકી આવ્યું ને પેલો સામે બેઠેલો જવાન તો ચોપડીજ વાંચ્યા કરતો હતો.

નહિ બસ, તેને દીલમાં વાહરું આવ્યું ને એકદમ ને બહેરામની સીટપર કુદી બેઠો. "માફ કરજો, પણ મને તમારા વગર ચાલે તેમ નથી. મારો જીવ તમારી સાથે વાત કરવામાં ભરાઇ રહયોય".

"શાને વરે ?" બહેરામે કંઇક અજાયબીથી પુછ્યું, તો જો કે તે પોતેબી દોસ્તી પાડવા આતુરજ હતોં, કારણ તેજ જવાનન ભરોસે તેણે બેંગ્લોરની ટીકીટ લીધી હતી.

"મેં જયારથી તમુને જોયાચ ત્યારથી તમે ઘણાજ ગુંચવાયલા ને દુખી દેખાઓાચ. આપરે બેઉ જરથોસ્તી છઇએ; એકમેકને મદદગાર થવાની દરેકની ફરજ છે; તેમાં મારૂં ખરૂં માનજો કે તમુને જોયાચ ત્યારથી મારૂં દીલ કુદરતી તમારી તરફ ખેંચાયુંચ. જો તમે તમારી કોઇબી રીતની મુશ્કેલી મને જણાવશો તો હું કંઈબી તમુને કામનોજ થઇ પડશ."

"મનેબી તમારી અગત છે" બેહરામે ધીમેથી કહ્યું. "પણ," તે થોભ્યો, તેનાં મોહડાંપર રમુજનું હસતું ફરી વળ્યું. "મારી મુશ્કેલી એવી છે, કે તે એક આફત ગણાય, ને તે આફત કોઇથીબી સુધરી શકે તેમ નથી."

"એટલું બધું?"

"તેમાં વરી આ મુલકથી હું તદન અંજાણો હોવાથી હું તદન ગુચવાઇ જાંઉચ"

"પણ તમે બેંગ્લોર જાઓાચ એટલે કોઇબી સગુંવહાલું, ઘેર ઠેકાણુ હોશેજ કેની ?"

"કોઇ ચીજ નહિ. તમુને બેંગ્લોરની ટીકીટ લેતાં સમજી મેંબી લીધીચ."

"તેમાં ફીકર કરવા જેવું કંઇજ નથી. હું તમુને મારે ઘેરે રાખશ; પણ તમારી મુશ્કેલી મને જો કંઇ વાંધો નહિ હોય તો જણાવો." તે ફરીની અરજથી બહેરામનું દીલ પીગળ્યું.

"તમે જાણુવા માંગોચ, પણ તે એક લાંબી કહાંણી છે."

"હું તે જાણુવા ઘણોજ આતુર છેઉં."

જો ખરૂંજ બોલ્યે તો હવે જાણે બહેરામ પોતેબી પોતાની હકીકત ફરીથી યાદ કરી જવા આતુર હતો. તેણે હાથમાંની ચોપડી બાજુમાં પટકી ને તડો થયો. આ, દીલમાં ચાલતી જોરાવર લડાઇ જો ત્યાં કોઇ નહિ હતે તો પવનનેબી તે કહી સંભલાવતે; પણ અહીં તો એક હમજાત ભાઇ તેને દયાથી પુછનો આવ્યો તો કાં નહિ તે પોતાની કહાંણી તેને કહી સંભલાવે ?

"મેં મારો આખો જનમ મારા બાવા સાથે લંડનમાંજ પસાર કીધો; પણ વરસ દહાડાપર બાવા ગુજરી ગયા ને મારા કાકા,

જેવણુ મુંબઈમાં સર દાદીબા હોશંગ કરીને ઓળખાયચ, તેનણે મને પોતાના વારસ તરીકે બોલાવી મંગાવ્યો".

દીનશાહે પોતાના દોસ્ત પેંડી તરફ જોયું તો તે તો પોતાની બોયના કફપર કંઇ લખ્યો જતો હતો.

"કાકાની મરજીને તાબે થઇ મેં આખરે બધી સેવટની ગોઠવણ કરી નાંખી ને લંડન છોડયું," તેણે દલગીરીથી એક ડચકું ગળ્યું. "કાકા તો મને જોઇને થોડા થોડા થઇ ગીયા, ને જતાંને વાર બધું મારે હવાલે કરી દીધું."

ફરીથી તે થોભ્યો ને દીનશાહની નજર મશતાંજ પેંડીએ "વાહ!" નું ડોકું હીલાવ્યું તે પહોંચેલ માણુસ બધું સમજી શકતો હતો., પણુ ગુજરાતી ભાષા બોલી શકતો નહિ

"મને તેવણે બધો હક આપી દીધો ને ભવીશ્યના સર દાખલ એક મેલાવડો કરી મને સેંકડો નવી ઓળખાણો કરાવીને બસ મારી પર જીવપ્રાણુ નાંખી દીધો."

"હું ઘણોજ અજબ થાઉચ કે એટલું બધું છતાં તમે આજે આ હાલતે કેમ પુગ્યા હશો."

"તે તમે સાંભલશો ત્યારે જાણુશો. દાદી હાઉસ માં ફકત મારૂં નસીબ બેજ દહાડાનું હતું, પણુ તે બે દહાડામાં એવા મોટા બનાવો બની ગીયા કે તેવા મારા બાબમાં અત્યાર સુધી બનેલા નહિ ને બનશેબી નહિ. પણુ તે બે દહાડા મારા સોથી સુખી સોનેરીજ થઇ ગયા."

"અહંહ, એટલુ બધું ?"

"તે મેલાવડામા મને એક એવી ઓલખાણુ પડી કે તે મારી જીંદગી સુધીની નક્કી થઈ ચુકાચ."

"એમ તો મને કંઇ સમજ નહિ પડતું." દીનશાહ ચોખો થયો.

"દાદી હાઉસની સાથની તે નાની બંગલીમાં હું મારો જીવ મુકીને આયોચ. સતર વરસની તે એક પવીત્ર નીર્દોશ છોકરી છે" તે કંઇક લાગણીનાં જોશમા ધ્રુજતે અવાજે બબડવા લાગો. ફકત મને તે સુખી કરવા ને પોતે સુખી થવાજ ખોટી થતી જીવેચ. તે મેલાવડામાં તેનાં મીઠા હલકનાં ગાયન પછી હું તેને મલ્યો ને તેની ખાલેસ ખુબસુરત નુરાની

પર હું મારૂં દીલ ખોહી બેઠોચ." તે જવાને પોતાનું કપાલ જોરથી દાબ્યું ને એક હાય તેનાં ગળાંમાંથી નીકલી પડી. તે બેઉ દોસ્તોએ આ તેનાં નીસાસાપર એક રમુજી ઇસારત પોતાની આંખોથી પસાર કીધી પણ બેધ્યાનપણે બોલ્યા જતા બહેરામે તેની કશીબી દરકાર વગર આગલ ચલાવ્યું.

"તેનુ વર્ણન હું કરી શકતો નથી. કવી નમુનેદાર ખુબસુરતી! ઉંચી, પતલી પણ તનદરોસ્ત તે ગોલાબી છોકરીને તમે એક લાખમાંથીબી પીછાણી શકો; કારણ તેણીના ડોળા, આહ! તેવા કાળા ચલકતા ડોળી તમે કદી કેહેં જોયા નહિ હોશે."

"ખરેખર તમારી પસંદગી ઘણીજ ઉત્તમ હોશે," દીનશાહ હવે વાત આગલ ચલાવવાની મતલબથી બોલ્યો; પણ નહિ, બહેરામનું દીલ એટલાંથી શાંત થયું હતું નહિ.

"મારી પસંદગી?" તે વધારે જુસ્સાથી બોલ્યો. "હું તો શુ પણ કોઇ ભલો કવીબી તેને બરાબર ઇનસાફ આપી શકશે નહિ કે કોઇ અચ્છો ચીતારો તેને ચીતારી શકશે નહિ."

"એ બધું કબુલ કીધું, અને એમબી કબુલ કીધું કે તમે તેના પ્યારમાં પડયા," હવે દીનશાહે કંટાલાથી તે બાબદ સમાપ્ત કરવાની ખુલ્લી મરજી બતાવી.

"અલબતને તેને વરે હું મગરૂર છેઉં." તે હવે શાંત અને ચુપ થયો. આખી દશ મીનીટ દીનશાહ અકરતકરે ખેંચી કહાડી પણ બહેરામ જાણે પોતાની કાહાંણી ખતમ કીધી હોય તેમ ચુપજ બેસી રહયો.

"હું તમારી વાતપરથી સમજી ગયો કે તમારી ખુશી એક છોકરીપર થઇ ને તમારા કાકાએ બીજી છોકરી બતાવી. તમે તેને નાકબુલ કરવાથી તેવણે તમુને ઘેરની બહાર કહાડી મુકયા. પણ તમે આગલ શું બન્યું તે નથી કહ્યું," દીનશાહે ઉભા કાન કરતા પુછ્યું.

"જો તેવણે મને ખાનગીમાં 'તે છોકરીને વરે પુછ્યું હોતે તો–"

"તો તમે કદાચ વીચાર કરીને કબુલ કરતે?"

"નહિ–કદી નહિ–પણ એટલો ફાયદો થતે કે હું તેવણને શાંથીતી

મારૂં દીલ સમજાવી શકતે. પણ તેવણે તો તે બાપ દીકરીને મારી સામે લાવીને બેસાડયાં. બસ મેં તે બાનુને સાફ ખુલ્લું કહી દીધું કે તેવણને હું કદીબી પરણી શકવાનો નથી, ને તે વાતપરથી કાકાજી મારી સાથે ઉશ્કેરાઇ ગયા."

" પણ એવી કોઇ બેડોળ છોકરીને લાવીને બેસાડવા માટે તેવણે ખરેખર શરમાવું જોઇએ".

" એમ ના ધારતા. તેબી એક જોવાલાયક છોકરી ઉતી. જો મેં એકજ દહાડો અગાઉ મારી ગુલનારને જોઇ નહિ હોતે, મેં તેને પાછાણી નહિ હોતે, તો હું જરૂર આંય શીરીન બનાજીને હા કહેતે."

"શુ તમારૂંબી નસીબ છે! વારૂં પણ તમે ચાલી આયા ને પેલી તમારી છોકરી તો બીચારી વાર જોયાજ કરશે?"

" તેને સેવટના બે શબ્દો કહયા વગર કંઇ હું બહાર નીકલીબી શકું ? હું તે બીચારીને મલ્યો. તેનાં ગરમ આંસુઓ મેં પ્રીતથી લુછયાં; તેના ડચકાઓપર મેં પ્યારથી દીલાસો દીધો; તેની ફીકરને આશાઓનાં શબ્દોથી ધોઇ નાખી; અને અમે અમારે આંગલેની વીંટીઓ એક બીજા સાથે બદલી કરી લીધી." તેણે પોતાનાં સફેદ આંગલાંપરની તે માનીતી વીંટી હેતથી ફેરવી. " એને હું મારા જીવની કાની જાલવશ."

બીજી પાંચ માનીટ તેણે તે વીંટી ટીકયા કરવામાંજ ગાળી કહાડી.

"અજબ કે તેને તમુને છોડયા?" પેંડીની ઈસારતથી દીનશાહે ફરીથી કહ્યું.

" તે બીચારીએ ઘણું ઇચ્છયું કે હું 'હાઉસ'માંજ હજુરબી ચોભું. તે તો મને પોતાનાં વચનથી છુટો કરી કોઇબી રીતે મારો હક નહિ ગુમાવવાની જીદ લઇ બેઠી; પણ મેં તેને થોડા વખતમાં પાછો ફરી તેણીનેજ સુખી કરવાની આશા આપી, મારે વરે ખોતી રહેવા સમજાવી ત્યાંથી સરભોગ નીકલ્યો."

તે ફરીથી ગયલા બનાવપર વીચાર કરતો ચુપ રહયો.

" પછી ——"?

"પછી શું—આંય આપરી મુસાફરી—ને તે પછીની વાત તો ખુદા જાણે." હવે તે જાણે કેવુંએક મોટું કામ રીને પરવાર્યો હોય.

તેમ ઉઠયો ને તે બારી બહારનાં ધસ્યાં જતાં જંગલો અને દેખાવો જોતો પોતાના ખ્યાલમાં શાંત ઉભો રહયો.

દીનશાહ કુપરે પોતાનાં શોભીતા બાલોનો ફાંકડો સેંટો ખોલી નાંખતાં આખી વીસ મીનીટ ગાલી કહાડી, જો કે તે આખો વખત તેના જાનની દોસ્ત પૅડી રાઇતની આંખો સાથે તેની આંખો મલેલીજ હતી; અને ખરૂં બોલ્યે તો મોહડેની કઇબી ભાષા વગર તે લોકે ઘણી આસાનીથી પોતાના વીચારો એકમેક સાથે આપ લે કરી લીધા. બેઉના વીચારો એકસરખાજ ઉતર્યા. એક પળે તે બેઉની નજર બહેરામના બેગપર પડી ને જાણે કઇ ઘણુંજ સહેલું કામ તે લોકે માથે લીધું હોય તેમ બેઉ હવે ખુશાલ ઉભા થયા ને તે પછીનાં બીજાં સ્તેશનપર તે બેઉ દોસ્તો નીચે ઉતરી લટાર મારવા લાગ્યા. તે વેટીંગ-રૂમમાં તે બેઉ દોસ્તો એકલાજ હતા. કઇક ઝડપી ગુસગુસ પછી તે લોક હવે એકજ સેવટપર આવ્યા હોય તેમ ખુશાલ હસ્તા બહાર નીકલ્યા, અને જયારે તે ડબ્બામાં તેઓ પાછા ચહડયા ત્યારે તે લોકો તે દુખી દલગીર જવાન બેહેરામ સાથે વધારેજ કાલજીવંતા થઇને ભેલઇ ગયા; તો જો કે કાર્ડ રમવાની તેમજ વીહસ્કી લેવાની તે લોકની ઘણી બજીદઇ છતાં બહેરામે તો તે સાફ નાજ પાડી-પણ તે લોકની વાત ચીત તથા ટાહેલાંમાં તે ખુશીથી ભાગ લેતો દેખાતો હતો.

× × ×

તે આખી મુસાફરી ઘણી સારી પસાર થઇ હતી. કોઇબી રીતે હવે તે અંજાણ્યા ઉતારાનુ મથક નજદીક આવતું હતું, તેમ તેમ તે પેલી મીઠી છોકરીને પોતાથી ઘણે દુર ફેંકી આવ્યો હતો. તે તેણીને પાછી કયારે જોઇ શકશે? આ કયારે તે પોતાને રસ્તો લેતો થઇ કંઇમી સારી રીતે કમાતો થાય કે તેણીનું ને તેણીની બીમાર માતાનું પાલણ કરી શકે? પોતાને માટે તો તેને ફીકર હતીજ નહિ. બેંગ્લોર કે આનડામાન, પીઠાંનો મોહલ્લો કે લંડન, ગરમ આફ્રીકા કે નોર્થ પોલ તેને મનથી બધું સરખુંજ હતું. જયારથી તે વહાલી છોકરીને પોતાની પછવાડે છોડી આવ્યો ત્યારથી તેને મનથી આખી દુન્યાજ ડુબી ગઇ હતી.

અરે રે! લખો વીચારોથી ઉઠલાઇ જતાં મગજે તે તે બારીમાંથી દુર જોતો તદન બેધ્યાનપણે ઉભો હતો!

"કેમ શું વીચાર? ગયલો વખત કદી પાછો આવવાનો નથી," પેંડીએ દીનશાહનું ખભું જોરમાં હીલવી નાંખ્યું.

તે જવાન તો મુંગે મોહડે તેને ટીકવાજ મંડયો.

"જો હજુરની સમજ—આંય સુજનાં જેવી ટક જશે તો ફરીથી જીંદગીમાં પાછી મલવાની નથી. હીમત પકડ, કામ ઘણુંજ સહેલું છે ને ઇનામ ઘણું મોટું છે."

"તું કહેચ તે તદન ખરૂં છે, પણ-પણ-કોણ જાણે શું છે તે પણ એની તરફ મારૂં દીલ ખેંચાયચ. મારેથી એ નહિ બનશે. પેંડી, પેંડી, મને માફ કર!"

તેણે કઇક છેડાઇને દાંત કચકચાવ્યા. "એવા વાહીયાત ખખારા બીલકુલ છોડી દે. જોજે, સુન્નામાં રમશે, સરની ખુરશીએ બેસશે; પછી તુને કોણ કહેવાનુ છે કે તુ એક-એક——"

"શ શ શ શ શ શ!" દીનશાહે ડોળા ઘુરકયા.

"બસ ઉલટ પકડ, ફકત એકજ મીનીટનું કામ છે. જો હમણાં તુમકુર સ્તેશન આવી લાગશે. ખુદા ખાતર જલદી કર. વખત ચાલી જાયચ. જો તે તાંહ આબાદ ઉભેલો છે. કઇંજ કરવાનું નથી." તેણે દીન-શાહને જોરથી ધકેલો મારીને તેની બેઠકપરથી ઉઠાડયો.

ખરેખર તે દયાહીણુ કામ ફકત એક મીનીટનુંજ હતું. તે જોરમાં ધસની જતી ગાડીની બહાર જોતા બેધ્યાનપણે ઉભેલા બહેરામને પગ પકડીને બહાર ઉઠલાવી નાંખવા માટે ફકત દીનશાહને એકજ મીનીટ લાગી. બસ બની ચુકું! તે ડબ્બામાં તે કમનસીબ જવાન હવે હતોજ નહીં! તેનો બેગ તેની ફકત યાદ આપતો ત્યા પડેલો હતો.

દીનશાહે હવે ગાફેલ થઇ તે દોસ્ત તરફ જોયું. "હવે થયું તે થયું; હીમતથી ઉઠ." તે બેઉ જણાએ ફરીથી કઇ ગુસગુસ કરવા માંડી.

"અરે જો જો, કુદરત તુંને મદદ કરેચ. સીગનલને વરે ગાડી થોભીચ. નકકી કર." હવે દીનશાહને વધારે કહેવું પડે તેમ હતુંજ નહિ. તેણે એક ઘણો ભયભરેલો કુદકો તે બીયાબાન જગાપર માર્યો, ને

પછવાડેથી ફેંકાયલો તે બેગ લઇ તેણે હવે એક છેલ્લી નજર તે દોસ્ત પર ફેંકી ત્યાંથી તે ગુમ થઇ ગયો.

———:૦:———

## પ્રકરણ ૧૧ મું.

"છોકરી તારૂં નામ તો ઘણું મીઠું છે,
પણ તું જબઆબરાક મગરૂર લાગેચ."

વાંચનાર, આપણી વાર્તાની વચમાં આખા છ મહિના પસાર થઇ ગયા. એટલી મુદત ગુજનાર તીરંદાઝને મનથી એક મોટા દુ:ખી જમાના જેવી પસાર થઇ હતી. તેણી ફકત તેને જોવાની આશામાંજ જીવતી હતી. ખરેખર, તેણીના દેખાવપરથી કોઇ ખુલ્લી રીતે જાણી જતું કે તે એક આગલાનું બાગમાં ને વેલાઓમાં કુદતું ખુશાલ પંખેરૂં હવે રહયું હતું નહિ, પણ ગમીનાં એક પુતલાં જેવો તેનો અવતાર હતો. જ્યાં બેસે ત્યાં તેણી તેનાજ ખ્યાલમાં મીનીટો પછી કલાકો, કલાકો પછી દહાડાઓ, દહાડાઓ પાછલ મહિનાઓ આશાઓમાં પસાર કરતી હતી. તે વ્હાલી માતાની બીમારીનો બોજો તો તેના મગજપર સદાનો હતોજ; તેમાં વળી હવે તો પેલો ફરેદુન વકીલ મહેરબાનુને જોવા રોજ ચાલુ તે નાની બંગલીમાં ધક્કેલા ખાયા કરતો હતો, એ તે છોકરીને મનથી મોટી પીડા હતી! પહેલાં તો તે છોકરીને તે બીલકુલ 'નો નોટીસ' કરતો હતો, પણ હવે તે આવતાં ને જતાં તેણીને નમીને ડોકું કરતો હતો.

રખે એથીબી વધારે તે જવાન કંઈ આગલ પગલું ભરે તેની પુરતી ચોંપ સાથે ગુલનાર ફકત તે ડોકાંનો એક 'બાઉ' માં જવાબ આપવા સીવાય કશીબી રીતની ટક આપતી હતીજ નહિ. જોકે તેણીનો અવાજ સાંભલવા તે જાગતી હાલતે કે સ્વપનામાંબી આતુર રહેતો, પણ અફસોસ કે તે છોકરીએ કદી તેને તે સંભલાવ્યો હતો નહિ; ને મોટી અજાયબી એ હતી કે ફરેદુનબી તેણીની ચાલતી જમીન પુંજવામાંજ સતોષ પકડી તેણીને પોતાની મરજી પ્રમાણે દુરજ રહેવા દેતો હતો.

એ છ મહિના સર દાદીઆએ ઘણા મોટા પસ્તાવામાં ગુજાર્યા હતાં. તેવણુનાં કોતરી ખાતાં દીલને રાહત આપવા ગમે તેવી કોશીશ કરવામાં આવતી પણુ તેવણુ એક પળબી પોતે ભરેલાં તે મુર્ખાઈભરેલાં ઉતાવળાં પગલાંને ભુલી શકતા હતા નહિ.

સોસાયટી મંડળ, ફરવું હરવું, હસવું બોલવું, દોસ્ત આશનાવ, પાર્ટી મેળાવડા બધું તેવણે છોડી દીધું હતું. હવે ફક્ત તેવણુ શાંતીનીજ શોધમાં સદા એકાંત ફરતા હતા; બહારનાંઓની મુલાકાત તો તેવણુ ઘણી મુશ્કેલીથી લેતા હતા; પણુ રૂસ્તમજીનેબી તેવણે ચેતાવેલા હોવાથી ઘણીજ અગતની બાબદ સીવાય તેવણુબી તેવણુને અડચણુ કરતા નહિ. બસ પોતાની આરામ ખુરશીપર પડી વાંચવામાં કે પોતાના તે મોટા વીશાળ બગીચામાં અહિંથી ત્યાં ભટકવામાં તેવણુ પોતાનો વખત પસાર કરતા હતા.

આજેબી શીરીન બનાજી આવીને ઘણુંબી સમજાવવા છતાં તેવણુ તેણી સાથે ફરવા નહિ જતાં હાથમાંની તે લાકડી સાથે પોતાના બાગમાં આ કયારામાંથી પેલા બાજતપર ને પેલાં ઝાડ આગલથી આ વેલા તરફ કયારના પોતાના ગુંચવાયલાં મગજ સાથે ભમ્યા કરતા હતા. ગમ અને પસ્તાવામાં તેવણુની તબીયત ઘણી લહડી જતી હતી. ફેમીલી ડોકટર મારટીને તેવણુનું તે તરફ રોજ ધ્યાન ખેંચવા છતાંબી તેની બીલકુલ દરકાર કરતા નહિ.

આખો એક કલાક થયો ફરતાં ફરતાં હવે તેવણુ નબળી દેહને લીધે થાકી ગયા, પણુ ઘેરમાં જઇને તેજ વીચારોથી ગુંગલાવા કરતાં હજીબી થોભ્યા તેવણુ આગલ ને આગલજ વધ્યા.

એક મોટો અંધકાર સર દાદીબાની આંખ આસપાસ ફરી વળ્યો ને ચકકર આવી જતાં તેવણે તે મોટું ઝાડ પકડી લીધું. કોણુ જાણે કેટલીબી ઘડી તેવણુ એમ એદાંમ પડી રહેને પણુ તેટલાં એક કોમળ હાથ તેવણુનાં ખભાંને લાગતાંજ તેવણુ જાગ્યા.

"જી તમુંને શું છે? મારૂં ઘેર અહિંજ છે. અંદર આસાયેશ લેવા આવોચ?" તે મીઠા અવાજની માયાળુ માંગણી ગમ સર દાદીબાએ કંઇક આભારથી જોયું.

"તું — તું — કોણ?"

"હું ગુલનાર તીરંદાઝ. તમારી ભાડુત."

"ઓલખી; તું આબાદ તારા બાપનીજ સબી છે. હું તુને કેમ ભુલું? મને તું યાદ છે."

"તમે ઘણીવાર ના ઉભા રેહો. મહેરબાની કરીને અંદર આવો."

"નહિ નહિ, તું મારી ફીકર ના કર. હું હવે તદન બરાબર છેઉં."

"હું ઘણી ખુશી છેઉં. પણ આવો હું તમુને તમારી સીડી વેર પહોંચાડી આઉં"

"નહિ હજુર તો ઘણું સકકારૂં છે. ઘેરમાં મારે વરે શું બર્યું ચે? મને અંદર કંઇ સોહવાતું નથી. ચાલ જરા અહીં આંય પથરાપર એસીને જરા મારી સાથે કંઇ ટાહેલું કર; મને તે ગમશે."

તે કંઈક અચકાઇ.

"તુંને ઘેરમાં કંઇ કામ તો નથીની?"

"નહિજી. હું તો મારા બાગમાં બેસીને વાંચતીતી, તેટલાં તમુને મેં ચાલી આવતાં જોયા. કોઈ દહાડો નહિ ને આજે આંય બાજુ તમુને જોતાં મેં અજાયબીથી જોયા કીધું વો તમુને ફેર આવતા હોય તેમ મને લાગું. તમે ઝાડ પકડી લીધું ને આંખે હાથ દીધો, તે જોઇને હું તમારી આગલ દોડી આવી કે તમુને કંઇ મદદ કરૂં; પણ મારી મદદની તમુને કઇ જરૂર નહિ પડી તેથી હું ખુશીજ છેઉં."

તે દયાળુ છોકરી તરફ તેવણે કંઇક માયાથી જોયું. "સારૂં થયું કે હું આંય તરફ આયો કે તું મને મલી શકી." તેવણ તે મોટા સુમારા પથરાપર બેસી ગયા. "ચાલ આવ બેટા, મારી આગલ બેસ."

તે તાબેદારીથી બેઠી.

"વાહ, પેલાં દુરથી રેડ ક્રાસ દેખાયચ તે કેટલાં સુંદર લાગેચ ને ક્યારાની રચનાબી ઘણી ફાંકડી છે. પેલાં ફર્નસની ગોઠવણબી ઘણી ઉત્તમ છે. છોકરી, તારો નાનો બાગ તો બે ઘડી મને જાણે રોકી રાખેચ."

"જી મને એનો ઘણોજ શોખ છે. મારો પુરસદનો બધો વખત હું એનીજ પછવાડે રોકુંચ. બાકીનો વખત મારાં માયજીની જતન કરૂંચ; તેમાંબી વખત મલેચ તો વાંચુંચ, ભરૂંચ, ગાઉંચ, વજાડુંચ."

"વાહ, ઘણીજ ડાહી દીકરી લાગેચ."

"શાની ડાહી ? મારાં માયજીનું હું પોતે પાલણ કરી શકું તાહરેજ હું પોતાને ડાહી દીકરી તરીકે ઓળખી શકું," તે કંઈક થોભરો ચઢાવી બોલી પડી.

આટલો વખત તો એક નાતવાન માણુસને મદદ કરવાની ધુંધમાં તે બધું ભુલી જઇ શકી હતી, પણ હવે તેણીના વીચારો ઘણે દુર નાહસવા લાગ્યા.

આજ તે જીવ હતો કે જેણે તેના બહેરામને કેવાં ઝલકતાં ભવીશ્યને છોડાવી એકદમ ઘેરની બહાર કહાડયો હતો. આજ તે કાંટાખોર માણુસ હતો જેણે તે ભલા જવાનને એક દહાડો 'ભવીશ્યના સર' દાખલ જાહેર કરી બીજે દહાડે ભીખારી અવતારમાં દુન્યાની દયા પર છોડી દીધો હતો. ઓ, રોજ તેણી આ સર દાદીબાને પોતાનાં નાનાં જીગરથી ધીકકારવા શીખી હતી ને આજે તે શાને માટે તેવણુની નજદીક આવીને બેઠી હશે? તે છોકરીએ પોતાપરના ગુસ્સા માટે પોતાના જીણા રાતા હોથો જોરથી પીસી નાંખ્યા.

જયારથી તે જવાનને આ શેઠે હાંકી કહાડયો ત્યારથી તેવણુ તરફની મદદનેબી તેણી એક ગુનાહ સમજતાં શીખી હતી. અરે, તેણી ખરાં દીલે ઇચ્છતી હતી કે સર દાદીબાની મદદ મેલવવા કરતાં તેણી પોતે દીન અને રાત સખત મજુરી કરીને પોતાની માતાને જીવાડી શકે; પણ તે સમજદાર માતા તેણીના કાળા બાલો માયાથી પસવારી આ દુન્યામાં એકલાં બહાર પડવા કરતાં આવા એક મહસ્સના આ ચરામાં રહેલું કેવું સારૂં હતું તે પ્રીતથી સમજાવતી હતી. પણ આજે ઓચીંતી રીતે સર દાદીબાની સામે આવી જતાં તે છોકરીના દીલમાં ઘણું જોરાવર જંગ જામી રહયું. અરેરે, ઘણી વખત તેણીએ ઇચ્છયું હતું કે દાદી-હાઉસમાં જઈ તે એક વાજબી તકરાર તે દુર પડેલા જવાન માટે કરી શકે; પણ નહિ, તેમ કરતાં તે ખાનગી પવીત્ર વચનો જાહેર થાય. વારંવારના ઝનુની જુસ્સાઓને તેં આવતી આશાઓના વીચારોથી શાંત કરતી થોભી હતી. પણ આજે તેજ વૃધ્ધ શેઠયાને ચાકી ચલાવી ને ટાહેલાં કરવા બેઠેલા જોતાંજ તે છોકરીની લાગણી કુદરતી રીતે

રીતે દુખાઇ હતી.

"હું હવે તમારો ઓશીયાળો ટુકડો ખાવા જાણે ધીઃકારંચ. મારા માયજીને હું રોજ સમજાઉંચ કે મને કોઇબી કામે લગાડો, પણ એવણ સમજતાં નથી."

"અરે દીકરા, તુ હજુરતો આટલું સરખું નાદાન બચ્ચું, તું શું તારી માયનું પાલન કરતીતી ? ગાંડી છોકરી, આ તારા આવા ખુબસુરત દેખાવ સાથે તું દુન્યામાં ટદીબી એમ હુલડાઇથી બહાર પડતી ના; એ મારી શીખામણ જરૂર યાદ રાખજે."

"તાહરે શું તમારે ઓશ્યાળીજ જનમ સુધી પડી રહીએ ?"

"તુંને માલમ નથી. તમે બેઉ માય દીકરાંનો મારીપર પુરતો હક છે. તારા બપાવા જમશીદે મને ચાલતા વખતમાં ઘણી મદદ કીધેલી ને તે શરૂઆતની મદદથીજ મેં મારી વેપારી જીંદગી શરૂ કરીને આજની આબાદ હાલતે પુગેલો છેઉં." તેવણે તેણીના ચેહરા તરફ જોયા કીધું. તે લગાર ચહડેલા થોભરામાં વધારેજ તેજસ્વી લાગતો હતો. "ગુલનાર ! તારૂં નામ તો ઘણુંજ મીઠું છે, પણ તું જરાઆઆક મગરૂર છોકરી લાગેચ; પણ તું તારા મનમાં ખાતરી રાખ કે તમારા લોકનો મારી પર પુરતો હક છે."

——:o:——

## પ્રકરણ ૧૨ મું.

### "એક સુંદર નાનો નાજુક બેરીસ્ટર."

પાંચેક મીનીટ પછી તે મુગી બેઠેલી છોકરી તરફ સર દાદીબાએ વધારે કાલજીથી જોયું. "બેટા હું જેમ એકાંત ભોગવુંચ તેમજ તુંબી એકલીજ છે. તું કાંય નહિ હાઉસમાં આવતી?" ગુલનારના જરાક રતી શાંત પડેલા જીવને આ વાકયે ફરીથી ઝટકો માર્યો.

"તમારે ઘેરે? નહિરે બા, લોકો કહેચ કે તમે ઘણા આકરા છેઓ."

તેથી શુ થયું ? હું શું તુંને કંઇ અપમાન કરવાનો છેઉં ? તું જરા મારી આગલ આવ, બેસ, વાંચ, હસ બોલ, મારો વખત જશે; તુંબી મારૂં એક બચ્ચું."

"નહિ—બચ્ચાંઓ તમુને ગમતાં નથી. મેં એમ સમજ્યું કે તમારા જે ભાઇના છોકરાને તમે ઘેરબેઠાં બોલાવ્યો, જેને વરે તમે કેવી રીતે ખુશાલી જાહેર કીધી તેને તમે ઘડીની વચમાં ગુસ્સાથી ઘેરની બહાર હાંકી કહાડયો."

અરેરે ! આજસુધી કદી નહી તુટેલો ચમટો સર દાદીબાને લાગો. તેવણુને બેરડે પાણી ઉતર્યું. તે નાની બાળાની આબાદ ફરીયાદથી તેવણુને ખરેખર ઘણું લાગી આવ્યું.

"તું જે બોલીચ તે ખરૂં છે. પણ તું ખરી વાત જાણુતી નથી. તે એક જુદીજ વાત બનીચ. ગુલ, તું શું જાણે કે તે મને બીલકુલ નાતાબેદાર નીવડયો ? તું વીચાર કે ફકત તેના 'હાઉસ'માં આવી પુગવા સાથેજ મેં તેને મારૂં જે કંઇ હતું તે બધુ અર્પણ કીધું. મેં તેને મારૂં બધું વહાલ પ્રીત રેડી દીધી પણ તેના બદલામાં તેણે ફકત મારો એક હુકમ માનવાની સાફ નાજ પાડી. હવે તેવાં બચ્ચાં તરફથી હું વધારે શું આશા રાખું?"

"એવો તે કેવો હુકમ ઉતો? "

"એક છોકરીને પસંદ કરવાનો?"

તે છોકરી એવા તો ઠઠાથી હસી પડી કે સર દાદીબાએ ફજેત જેવા થતાં બીજી ગમ જોયું. "જી તમે ગુસ્સો ના કરતા, પણ મને બોલવાની રજા આપો કે દરેક માણુસને લગનની પસંદગી કરવાનો પોતાને પુરતો હક છે."

હા ખરી વાત; પણ નાદાન ઉમરે મલેલો એ હક કોઇ વખતે મોટી નામોશી ને શરમીંદગીમાં લાવી નાખેચ. એ મારા ખેતાબનો વારેસ, એટલે મને એક લાયક ઘેરની છોકરીજ જોઇએ. વડાં માણુસનું કહયું એને માનવુંજ ઉતું."

"તાહરે શું તમે દેખાડો તેજ છોકરી સાથે એવણુને પણુવું જોઇએ? જો એમ હોય તો તે ખરો જુલમજ કહેવાય," ગુલનારે આંખો ચમકાવતાં કહયું.

"છોકરી, મારી તરફ તું ઘણી બેદીલ થયલી લાગેચ. પણ સમજ; મેં જે છોકરી તેને દેખાડી તે કંઇ ખોડીખાપરી નહિ ઉતી. તારા જેવીજ તબી એક સુંદર છોકરી ઉતી."

"ને તે છતાંબી તેવણે ના કહ્યું? તાહરે તમુને સમજી જવું જોઇતું 'તું કે— કે—"

"બોલ—બોલ—અચકા ના! તું મારી સાથે એમ ખુલ્લાં દીલે વાત કરેચ તેથી મને ઘણો આરામ થાયચ, શાંતી મલેચ. બોલ જોઉં, તું મને શું કહેવા માંગેચ?

"એટલુંજ કે તેવણુ કોઈ બાબદમાં એટલા ચોકકસ હોશે તાહરેજ તેવણે મકકમ મનથી પોતાનો બધો હક છોડી દીધો, આખું ભવીશ બગાડયું. મને લાગેચ કે તેવણુ ઘણુાજ એકવચની ને મકકમ વીચારનાં હોશે."

"અરે બોલ ના—એનબી એના બાપનોજ વારસો ઉતર્યોચ. તેણેબી એક ઉતાવલાં લગન કરીને દેશવટો લીધેલો ને તેનાં બચ્ચાને હું ઇન-સાફ આપવા નીકળ્યો તો તેબી બાપનાંજ લખણુ લેતો આયો." તેવણે એક નીસાસો નાંખ્યો. પાંચ આખી મીનીટ પસાર થઇ ગઇ.

"કંઇબી હોય, પણ હું ખરૂં કેહુંચ કે મને મારા બહેસમ વગર ચાલશે નહિ"

"ખરૂં?"

"હા, મને મારાં પ્રગલાંને વરે ઘણો પસ્તાવો થાયચ."

"પસ્તાવો થાયચ તો સુધારતા કાંય નહિ?"

"હવે કેમ સુધારૂં? હુ તેનો પત્તો જાણુતો નથી. ખુદા તેનાં દીલમાં દયા લાવે ને કોઇને ખાતર નહિ તો મારે ખાતર તે પાછો આવે!"

"મને ખરૂં કેહેવો, તમે શું તેવણુને પાછા બોલાવવા માંગોચ? જો વરી, ખરૂં બોલો; તમે તેવણુને માફ કીધું?" એક નાના બાળકની માફક કગળતી તે છોકરી એવી તો આતુરતાથી તે વૃદ્ધ શેઠયાના ચહેરા તરફ વાંકી વળી કે સર દાદીબાએ તેણીની તરફ અજાયબીથી જોયું. તે ખુબસુરત ચહેરો આશાઓથી એવો તો ગોલાબી થઇ આવ્યો હતો કે તેવણે તેણીને વખાણુથી જોયાજ કીધી.

"છોકરી, તુંને આ વાતમાં એટલી બધી આતુરતા બતાવવાનું શું કારણુ છે? શું તુંને તેની દયા આવેચ?"

"જી નહિ—હા—નહિ" તે તદન ગુંચવાઇ ગઇ, શરમાઇ ગઇ; પણ તે ફક્ત એકજ પળ, બીજી પળ તેણી તટાર થઇ. એક ભલું કામ શરૂ થઇ ચુકું હતું; તે દુર થયલા જવાનને મારી મળી ચુકી હતી, તો હવે તેને કોઇબી રીતે પાછો બોલાવવાની વાત પોતાની ગુંચવણને લીધે માંડી વાલવા તેણીનો જીવ ચાલ્યો નહિ.

તેણી થોડું હસી; એવું મીઠું હસી કે સર દાદીબાને તે ઘણુંજ ગમ્યું. "સાહેબ, મેં તેવણુને તમારી પેલી પાર્ટીમાં જોયલા. કેવા મજાના ખુલ્લાં મનના પ્રમાણીક દેખાવના ભલા માણુસ લાગતાતા ને તેવા માણુસને આવો મોટો ગેરઇનસાફ થયલો સાંભલી મારા દીલમાં ચટપટ લાગ્યાજ કરતીતી, તેમાં તમે આજે મલી ગીયા તેથી હું તેવણુને વરે બે બોલ બોલીચ. મને માફ કરશોજી."

આ સડસડાટ બોલાયલો એકરાર ખરૂં કહીએ તો સર દાદીબાને ઘણોજ પસંદ પડયો.

"તું ઘણીજ ભલી ને ડાહી લાગેચ. તું સાચ્ચુ બોલનારી ને ખુલ્લાં દીલની દીકરી છે. જો, મનેબી તારા જેવી એક છોકરીની ઘણી અગત છે." તેવણુ જરાક નજદીક આવ્યા.

"ચાલ હું તુને ખરૂંજ કહુંચ કે તું આજે કહેતો આજે હું બહેરામને પાછો બોલાવવા તૈયાર છેઉં, પણ મને સુજતું નથી કે હું તેની શોધ કેમ કરાઉં?" તેવણુ વીચારમાં ગુંચવાતા બોલ્યા.

"તેમાં વલી વીચાર શાંનો કરવાનો? કાલને કાલ ન્યુસપેપરોમાં મેદી જાહેર ખબર આપી દેવાની કે છ મહીનાંની વાતપર આપરી વચ્ચે જે બનાવ બન્યો તેને વરે દલગીર છેઉં, જરૂર પાછા આવો, ઇંતેજાર છેઉં."

આ બોલતી છોકરી ગમ સર દાદીબાએ ડાચું વકાસી જોયાજ કીધું. "વાહ, તું કેવી હુશ્યાર ને ચંચલ છે, કેવું સરસ તારૂં ભેજું છે! હું મારા મનમાં કેટલો કેટલો વખત થયો જે ગુંચવણમાં સુજાયા કરતો તે તેં એક મીનીટમાં સહેલી કરી આપી." તેવણે બેધડક તે છોકરીનો બરડો ખુશાલીથી ઠોકયો, "શાબાશ બેટા, તારી સલાહ મારા ધ્યાનમાં આબાદ ઉતરીચ. હું જરૂર રૂસ્તમજીને કહીને કાલને કાલ ન્યુસપેપરોમાં

જાહેર ખબર આપી દેઉંચ. આજે મને ઘણી ખુશાલી લાગેચ. જે મારા મનમાં ચાલુ ફિલાયા કરતુંતું તેને તેં ખુલ્લો કરીને રસ્તો આપ્યોચ ને તેથી ખરેખર હું તારો ઉપકારી છેઉં. પણ હવે તો તું મારે ઘરે આવશીની ?"

તે જરાક હસી.

"તારી હાજરીમાં મને ઘણું મજાહતું લાગેચ, મારાં બહેરામ પાછો આવશી તાહરે હું પહેલા કરતાંબી વધારે ધામધુમ કરશ ને હવે અમે કદીબી પાછા છુટા પરશું નહિ." તેવણ ખુશાલીથી બડબડતા હતા, પણ તે નાની છોકરીનાં જીગરમાં કેટલીક હદ સુધીની ખુશાલી જંગ મચાવી રહી હતી તે તો તેવણને કયાંથી ખબર હોય ?

"મારા બહેરામને હું જરૂર કહેવશ કે તેની ગેરહાજરીમાં એક નાની દયાળુ છોકરી મારી સાથે ઘણી ગુસ્સે થઇ, ઘણી ઘણી તકગરમાં ઉતરી. હા હા હા હા હા !" તેવણ ખુબ ગેલથી હસ્યા; "ને કેંવો સુંદર નાનો બેરીસ્ટર તેની તરફથી કેસ લડવા કુદરતે મોકલ્યો તેબી હું તેને કેહવશ." તેણીનું માથું તેવણે ઘણી પ્રીતથી પસવાર્યું. "ચાલ, એમ શરમા ના, તારાં આજનાં પગલાંથી હું સુખી થયોચ. જરૂર ઘેરે આવજે. આપરે પેલી જાહેરખબરનો જવાબ તપાસશું, સાહેબજી" ને અહીં તેવણ હરે ધીમે ધીમે ચાલતા તેણીની નજર આગલથી ગુમ થઇ ગયા ને તે છોક-રીબી નરમ પગલે તે વહાલી માતાનાં પાસામાં વહેલી જવા દોડતી અંદર ગઇ.

પણ તે બેઉ જીવોને કયાંથીજ ખબર હોય કે ફરદુન વકીલ થોડેજ છેટે ઉભો રહી ક્યારનો બધી વાતો સાંભલતો હતો ને કયારનો હાથ ને પગ અફાળી રહયો હતો. પવન સાથેબી ચીથડાં ફાડે એવો તેનો હમણાં હાલ હતો.

"આ છોકરીને હું મારા જીવથી વહાલી ગણુંચ પણ એજ મારી કબર ખોદેચ એમ મને માલમ નહિ. એ જાહેરખબરનું ઠીઠું વચમાં લાવીચ પણ તે હમણાં કોણ જાણે કેવા બરાપામાં પડેલો હોશે તાંહ જાહેરખબર કાંહ જોવાનો છે ? એ રસ્ને કદીબી વલશે નહિ. પણ-પણ-

એ છોકરી તેને હજુર ભુલતી નથી ! મારે એને સુધારવી પડશે. અરે, આ દહાડાની દોસ્તીમાં શાંની પ્રીતી હોએ ? મે હજી ઉલટ લીધી નથી. હું હવે એ છોકરીને મારા દીલની વાત કહી દેવશ ને પછી જોઉંચ કે કોણ જીતેચ ? જે મેદાનમાં મેં જીપલાવ્યું ત્યાં મારા સીવાય કોઇનીબી ફતેહ હોયજ નહિ !" તે બડબડતો ફફડતો 'હાઉસ' તરફ વળ્યો.

——:o:——

## પ્રકરણ ૧૩ મું.

### આશા ભંગ.

સર દાદીબા હોશંગ આજે ઘણાં ખુશાલ જીગરે પલંગપરથી ઉઠયા હતા. ફરી પાછી ઘણી ઘણી મોટી મોટી આશાઓ તેઓનાં દીલમાં ઉઠઆતી હતી.

આખા બે કલાક તેવણે રૂસ્તમજી સાથે તે જાહેર ખબર રચવામાં ગાળી કહાડયા. ફરેદુનબી ત્યાંને ત્યાંજ ભટકયા કરતો હતો. મામાજીએ બે ત્રણ વાર તેના સલાહ માંગી પણ તે લગાર થોભડામાંજ હોવાથી તેવણેબી તેને ઘણો વતાર્યો નહિ.

હમણાં તે મામા ભાણેજ દીવાનખાનમાં એકલાજ હતા. "તુને એ પગલાંથી જરાકબી દલગીર થવાનું કામ નથી. તુંબી મારૂં બચ્ચું, તેબી બચ્ચું, તમે બેઉ ભાઈઓની કાની વસો તે હું જોઇને ખુશી થવશ."

"મામાજી હું ઘણુંબી કરૂંચ, પણ તમારૂં દીલ મારીપર નથીજ."

"એ તો તારો ખોટો ધખારો છે. તુને નાનપણથી મેં પાલ્યોને દીલ નહિ કાંય હોય ? પણ ફરેદુન, મને મારાં અંતકરણ પ્રમાંણે ચાલવા દે-તું મારા દીલની વાત, મારી ખાનગી વાત જાણતો નથી, મને તે બોલવાની કોઇ ફરજ ના પાડો. ખુદા ખાતર દીકરા, દુવા માંગ કે તે છોકરો આપુને પાછો મલે. મારા ભાઇનું બચ્ચું મારે તાંહ પાછું આવે ! એ કોણ ?—ડોસીબાઇ ! " સર દાદીબાએ લગાર ગુસ્સાનાં બુમ પાડી દીધી.

ખરેખર કશીબી રીતભાત વગર તે ગામડયન બૈરીને લાગલી દીવાનખાનાનાં ઉંબર અંદર ચાલી આવેલી જોતાં તે બેઉ મામા ભાણેજ કાંઇક ચકીત થઇને ધુરકવા લાગ્યા.

"કેમ બા-કેમ છેઓ ?"

"અરે પણ શું બહાર કોઇબી માણસ નથી ?" દાદીબાએ કહ્લો કીધો.

"છેજી, બૈયો ઉભેલો છે; પણ હું મકુંજે તમુને વલી વધારે શું તસ્દી આપવાની; આપુને કાંહ આંજાણું છે જે તેની વાત."

"નહિ નહિ, ફરીથી એમ નહિ ચાલશે; હમેશ રીતથી કામ કરતાં જાઓ," તેવણે દમમાંજ કહ્યું ને ફરેદુનબી કંઇક તુચ્છકારનાં નેણ સાથે બારી બહાર દોકું કહાડી ઉભો.

ડોસીબાઇએ ખુલ્લું જોઇ લીધું કે તેણીની પધરામણીથી તે બેઉ જણા બીલકુલ કચવાઇ ગયા હતા, છતાં તેણીની પીઠ ઘણી વખતે એવા આવકારે:થી ખરવસ્તર થયલી હોવાથી જાણે કંઇ બન્યું નહિ હોય તેમ 'કૂજેત જેવી હસ્તી તે કોઇનાબી કહ્યા વગર તે નજદીકની ખુરશીપર બેસી ગઇ.

"શું કંઇ અગતનું કામ છે ?" સર દાદીબાએ હવે ડસ્સાથી પુછ્યું અને તે બૈરીને ઠરીઠામ થઇને બેઠેલી જોતાં ફરેદુન ત્યાંથી વીહસલમાં કઇ રાગ વજાડતો બહાર પડયો.

"નહિજી, હું તો તમારી ખબર પુછવા આવી. મેં સાંભળ્યું કે કાલે તમુને ચકકર આવી ગીયા ને પેલી ઇરાનની પોરીએ તમુને પકડી લીધા. હવે જીભરૂં કેમ છેઓ ?"

"છૈએ-તમુને તેને વરે ખાસ તસ્દી લેવાની કઇ અગત નહિ ઉતી." તેવણે હવે ટાઇમ્સ લઇને ફેરવવા માંડયું. "આપરા લોકમાં હજુર રીતભાતની ઘણી કોતાઇ છે. 'પોરી' શબ્દ બીલકુલ અણુઘટતો છે. તમુને શું તે બચ્ચાંનું નાંમ માલમ નથી ?"

"એ ખોદાદાદ તીરંદાઝની છોકરી, વલી નામ નહિ શાનું માલમ ! દીકરી દલનારીની ને નામ દારબશાહ ! ગરીબ માણુસ પડયા ને નામ જોઇએતો 'ગુલ્નાર'! હી હી હી હી !" તે બૈરી એવું કઠોર હસ્વું હસી કે સર દાદીબાને કમકમાટ થયો.

"એ નામ તેને તદ્દન લાયક છે. એના બાપદાદાને હું ઓળખતો આયોચ; તેને વરે તમુને તકરાર કરવાનું કંઇ કારણ છે ?"

"તકરાર શાંની ? એ કાંહ—અમે કાંહ ! આખું એસાવ ગામ મારા બપાવાનાં પુણ્યસાસુનું ઉતું. બાવા; અમારી મોટાઇની વાત કરવા બેસું તો પુરીબી નહી થાય."

"થેંક યુ—મને તેટલી ફ્રરસુદ કે ગરજ નથી "

"એ છોકરી એટલી મગરૂર છે કે કોઇ દહાડો સાંબેનું સાંબે આપરે તાંહ આવવું નહિ, જવું નહિ, મળવું ભેટવું નહિ-ઘણીજ મીજાસી !"

"મનેબી તેજ ગમેચ. આપરા લોકો ફ્રરસુદનો વખત લોકોની નીંદા કાનાશોરી કરવામાં, જુઠું સાચ્ચું જોડી કહાડવામાં ગાલેચ, તેના કરતાં એ છોકરી પોતાનો વખત ઘણોજ સારી રીતે ગુજારેચ."

ડોસીબાઇ સોડ સરખી કરતાં ચુપજ રહી.

"મોફ કરજો, પણ મેં સમજ્યુંચ કે તમુનેબી એ ખરાબ આદત છે. તમે મારા વીકા કારભારીને બોલાવી બોલાવીને હાઉસની વાતો પુછોચ એ તમારી રીત ઘણી ધીકકારભરેલી છે. લોકોનાં ઘેરમાં શું થાયચ તેની ખબર રાખવા કરતાં 'જીંદગીનો ભરોસો નથી ! કોઇ કંઇ સાથે લઇ જવાનું નથી ! મોત પછી શું છે ?' એવું એવું જાણવાની આતુરતા રાખો તો વધારે સારૂ."

"તમે આજે તે છોકરી તરફથી બોલવા નીકલ્યાચ પણ તમુને શું માલમ છે કે એજ છોકરી તમારા ભત્રીજાને લઇને બેઠેલી કરીને તે તમુને નાતાબેહાર થઇને ચાલી ગયો."

"તમે એ નવો ખબર કાંહથી લાયાં?"

"બાવા, દોશીબાઇથી કંઈ છુપ્પું નહિ રહ ! હું તો બધાંની ખબર રાખું.'"

"કાંય, ઘેરમાં તમુને કંઈ કામ નથી શું ?"

"મારી ચાંદણ કેવી છે ? રાંધેસીંધે, આરસી જેતું ઘેર રાખે ને માય મરે સાંજ પડે કે જાણે જોયાજ કર્યે તેવી !"

"હં હં ! પણ તમે મારા ભત્રીજાની ખબર કેમ કહાડી ?"

"જી ખુલ્લા બગીચામાં બેસીનેવાતો કરથી તે કોઇએ જોઇજ નહિ કે ? અહિંથી જતાં જતાંબી તેને મલીનેજ ગીયા. અરે તે તો રહ્યું પણ

સંભાલજો બાવા, આંય તમારો ફરેદુન ભાણેજબી આખો વખત તાંહને તાંહજ ભટકેચ. તમારા જેવા મોટાં માણસનાં બચ્ચાંઓને ફુસલાવતી એવી છોકરીને તો તમે ઘેરમાં રાખવીબી નહિ જોઇએ. એનામાં બયુંચ શું ? મારી ચાંદણુ તો રોજ હસેચ કે મમા, છતી આંખે છોકરાઓ એમ સપડાયેચ તો આંખ નહિ હોતે તો કોણ જાંણે શું કરતે ?"

"તો વલી તમારી ચાંદણુનોબી ઉઠાવ જલ્દી થઇ જતે."

જોકે એ તાણો ઘણો સખત હતો પણ તેંણીને માટે સંમજવાને ઘણો કઠણ હતો. "તમારે મોહડે સાકર, હું તે ખુદાને એટલુજ કેહુંચ કે મારા દોલા મીચાય તે અગાઉ મારી એ એકપુરી દીકરીનું કેઠે થઇ જાય" તેણીએ રસ લઇને વાત આગલ ચલાવી, પણ કામકાજનાં માણસોને વરે આવી વાત મોટા કંટાલા જેવી હતી. તેવણે હવે ખુલ્લી રીતે વાંચવાનું શરૂ કીધું પણ તે તો બોલ્યાજ કીધી. "મારી દીકરી ઘણીજ ગરવી, નમાની ને સમજુ છે. બધું અમારૂ ખાનદાનબી તમારા જેવુંજ. ખુદાનાં બનાવેલાં બધાં માણસ સરખાં, સામલાં શું ને ગોરાં શું, પણ તેનાં ગુણ જોવાના છે. મારી દીકરીને કંઇ પેલી ઇરાનીની છોકરીની કાની ઉચકીને આપવાની નથી. દસ બાર હજાર રીતબી કરશું."

પણ હવે તો અંત આવ્યો. સર દાદીબા ધડાક કરતા ઉઠીને ઉભા થયા. "જીવની બાઈ, હું કંઇ કાજ કરનારો માણસ નથી. મારી આગલ એવી વાતો કરવામાં શું ફાયદો છે? ચાલો જાવો, મને હમણાં ઘણું કામ છે."

તે બૈરી હવે ઉઠી.

"તમે તે દહાડે વીકા પાસેબી મારીપર ફરેદુનને વરે કહેવરાવ્યું. પણ આજકાલના તેરટ શું તમુને માલમ નથી? મુગાં મુગાં એલાવ જઇને કોઇ એ બચ્ચાને લાયકનો છોકરો શોધી કહાડો," ને રોહસામાંજ તેવણ તે રકીંનની પછવાડે જતા રહયા.

તેણીની આશા ભંગ થઇ હતી. ચાંદણુને 'દાદી-હાઉસ'માં થર પાડવાની તે માતાની ઇચ્છા જાણે હવામાં નાશ પામતી હતી. સર દાદીબાને

મીઠી મીઠી ખબરોથી મનાવી લેવાની આશામાં તે ઘણે ઝડપી પગલે ગેઇ હતી; પણ જયારે ત્યાંથી તે બૈરી બહાર પડી ત્યારે તેણીનું મોહડું ઉતરી ગયલું અને પગલાં ઘણુંજ ધીમાં અને ઠંડાં હતાં.

× × ×

દહાડા પછવાડે દહાડો પસાર થતાં આખું એક અઠવાડીયું પસાર થઇ ચુકયું હતું. એ બધો વખત સર દાદીબાનો મોટી ચટપટમાં પસાર થયો હતો; રોજ સહવાર પડે ને તેવણુ એકકે એક ન્યુસપેપર આશા આમાં ઉઠલાવતા હતા, પણુ જયારે ફરેદુન તે કામ પુરૂં કરી રહેતો ત્યારે નીરાશાથી તેવણુ તે લો-ચૅર પર એક નીસાસા સાથે પડી જતા હતા, જયારે ફરેદુન ખુશાલ જીગરે હસ્તો બહાર પડતો હતો ને રૂસ્તમજી પોતાના બુઝર્ગ શેઠનાં નશીબપર બળાપો કરતા હતા.

પણ આજે! આજે રૂસ્તમજીએ બતાવેલી તે જાહેર ખબરથી તેવણુનો ચહેરો ખુશાલીથી ખીલી ગયો હતો. "બેટા ફરેદુન, તું બી જોની, એ આપરેજ વાસ્તે હોય તેમ લાગેચની?" તેવણે ખુશાલીથી ઉભરાઇ જતાં તેનું મત પુછયું.

"હાં, મામાજી તેમજ છે" તે જવાને વાંચીને ન્યુસ લગાર ફેંકી દેતાં કહયું.

"પણુ રૂસ્તમજી, આપરે એનો મીનીંગ શું કયેં?"

"એજ કે આજે ભેરપતવાર થયોચ-એવણુ સોમવારે આવી પુગશે".

"વારૂ, જરા એ મોટેથી વાંચી જાઓ-જોઉં!"

"બહેરામ તમારી દુલ્લા દીલની મારીને વરે ઉપકાર માનેચ. હું પણુ તમુને જોવા તેટલોજ ઇંતેજાર છેઉં. કાલે ઉપડી સોમવારે સાંજે તમારી તરફ આવી પુગશ તેની ખાતરી રાખજો."

આ તે જાહેરખબર હતી. રૂસ્તમજીએ તે મોટેથી શેઠને વાંચી સંભલાવી ને તે પછી તો તેવણુની ખુશાલી હદબહારની થઇ પડી.

"બસ, બરાબર એ મારોજ જવાબ છે. મારો દીકરો પાછો મારી આંખ આગલ આવેચ, એટલે હવે મારા જેવો સુખી કોઇજ નહિં. વારૂ રૂસ્તમજી, મારો વીચાર છે કે એ આવે તે દહાડે એક સારૂં

ગેધરીંગ કરીને 'ડીનર' આપ્યે કે મારો બહેરામ મને મલે તે દહાડો બધા ખુશાલીમાં ગુજારે. ખરૂં માનજો, હવેથી હું એને કદી છોડવાનો નથી."

"વારૂ સાહેબ, તમે નચીંત રહેજો, હું તેની ગોઠવણ કરશ"

"દીકરા ફ્રેદુન, તારા ભાઇને વરે તુનેઓ ઉલટ લેવી જોઇએ. રૂસ્તમજીને બધી વાતમાં મદદ કરજે. એ મારો દીકરો ખુશી થાય તેવી બધી ગોઠવણ થવી જોઇશે."

ફ્રેદુને તો અમથું ડોકુંજ ધુણાવ્યું, પણ રૂસ્તમજીએ હીંમતથી સબ્યારો આપ્યો "તમે બીલકુલ નચીંત રહેજો. તે બધું બરાબર થશે" ને આ સબ્યારાથી હવે તેવણ પાછા ખુરશી પર અલેટાયા ને રૂસ્તમજી ને ફ્રેદુન ત્યાંથી વાત કરતા બહાર પડયા.

## પ્રકરણ ૧૪ મું.

"માનો પીયારી, હમરી બાત, તનમન તોપે વારૂં
તુંજપે ધન નીશારૂં, દુખવા તારૂં નાહી બીસારૂં."

આખરે તે સબકતો દહાડો આવી પુગોહતો જે સર દાદીબાને મનથી જીંદગીનો સૌથી સુખી દીવસ હતો. જાહેર ખબરનો તે ખુશી ભરેલો જવાબ તેવણે જાતે પોતે તે નાની બંગલીમાં જઇને ગુલનારને વંચાવ્યો હતો, ને સોમવારના 'ડીનર'ને વરે તેણીને તેવણે મોહડે મોહડું બહોંસથી તેડું કીધું હતું.

"ઓહ તે ડીનરપર હાજર રહેવાનો મારા કરતાં વધારે હક કોઇનોજ નથી." તેણીના ખુશીથી લાલ થયલા ચહેરાપર આ જવાબ ખુલ્લો વંચાતો હતો.

આજનાજેવો 'દાદી-હાઉસ' અગાઉ કદીબી સણગારેલો જોવામાં આવ્યો હતો નહિ. તેમાં ખરી મહેનત ઉમંગી સેક્રેટરી રૂસ્તમજીની હતી. ખરૂં બોલ્યે તો તેવણ પોતે આ પધરામણીથી ઘણા ખુશી હતા. ફ્રેદુનને તેવણ દરેક રીતે માન આપતા હતા પણ તે છતાં કોઇ વધારે સારા હાથમાં તે વૃધ્ધ શેઠયાની દોલત જાય એ જોવા તેવણ રાજી હતા, એટલે કુદરતી ઉલટથી તેવણે આજની ધામધુમ કંઇક વધારેજ ઉ-તમ રીતે કરી મુકી હતી. ફ્રેદુનબી મામાજીને રાજી રાખવા એમથી તેમ આંટા મારી થોડું કરી

ઘણું દેખાડયું હતું; પણ ભીત્તરમાં તે આજે તદન બળી જળી રહયો હતો. તેને કશાંની ધારતી હતી નહિ.

તે છોકરી એકવાર ફરીથી તેના હાથમાંથી ઉડી જશે એજ એક ખ્યાલથી તે ઘણો ઉદાસ દેખાતો હતો; પણ સર દાદીબાની ખુશાલીમાં ભાગ લેવા ત્યાં ઘણા જણા હાજર હતા. જીજીભાઇ બનાજી અને શીરીન બનાજી આજે સહવારથી 'હાઉસ'માં આવેલાં હતાં. શીરીને આજે રૂસ્તમજીને ઘણી મોટી મદદ આપી હતી ને હાઉસને સુંદરતાથી સણગારવામાં ગુલનાર અને શીરીને પોતાનો અચ્છો ટેસ્ટ વાપરયો હતો. છ વાગામાં તો બધાં પરોણાં સર દાદીબા હોશંગના આ નવા વારેસને એકવાર ફરીથી આવકાર આપવા 'હાઉસ'માં ભેગાં મલી ચુકાં હતાં.

આજનાં તેડાંઓ ચુંટીચુંટીને કરવામાં આવેલા હોવાથી મેલાવડો ઘણો દમામદાર અને ખુશબખ્તો ભરેલો લાગતો હતો.

કયારે તે પનોતો પુત પાછો પધારે તેની રાહ જોતાં સર દાદીબાથી તો જાણે બસ હસાઇ હસાઇ જવાતું હતું. આવતાંનેવાર તેને ગળે લગાડી બધું ભુલી જવાને કહેવા તેવણ તત્પર થઇ રહયા હતા.

ત્રેન બરાબર રાઇટ ટાઇમ આવી પુગનાર હતી, એટલે તેટલો વખત પરોણાઓને રીજવવા માટે સર દાદીબાએ તરેહવાર રમતો અને ગાયનોની પુરતી મજાહ તૈયાર રાખી હતી.

બસ 'હાઉસ' આજે પોતાની તમામ ખુશાલીમાં ચકચુર બની ગયું હતુ. ખુશ લેહરમાં આવેલા સર દાદીબાનો ઘાડો અવાજ હોલમાં ગાજી રહયો.

"મીસ તીરંદાઝ ફેર આ સૉંગ!" પણ તે છોકરીને આજના આ ધપધપ્યા મેલાવડાના માલેતુજાર લોકોના ઝકઝકતા ઠાઠની કનવારજ કયાં હતી? ત્યાં ચાલતી રમતગમતોમાં આજે તેનું બીલકુલ મનજ નહિ હતું. આજે તો તે નાની છોકરીના વીચારો કોઇ જુદીજ બાજુએ ઉછાળા મારી રહયા હતા. દાદી હાઉસના ભવીશ્યના વારેસને લલચાવતી ઘણી ઘણી છોકરીઓની કાલજી અને અફાલજીખથી તે કયારની મનમાં ને મનમાં રમુજ પામતી હતી, તો ઘડીકમાં વળી તેણી કંઇક ફીકરમંદ બની જતી

હતી. તે નસીબવંતો જવાન આવતાંને વાર તેણીને જોશે કે ? કે પોતાની મોટાઇના ખ્યાલમાં તે આગલો પ્યાર ભુલી જઇ તેણીને અખાડા કરશે ? કંઇબી હોવો, પણ આટલે લાંબે વખતે એકવાર તેને પાછો જોવા તેણીનું નાનું નીર્દોષ જીગર ખુશાલીના ઉછાળા મારી રહેલું હતું. હજારો આશાઓ ને ઉલટમાં તે ખુલ્લી બારીની બહાર કયારની ઉભા કાનો અને દુર ટીકેલી આંખો સાથે આવતી મોટરની રાહ જોતી ઉભેલી હતી; તેટલાં ઓચીંતી થયલી તેણીને માટે તે તાલીઓના જોરાવર પુકારે તેણીને પોતાના ખુશ સ્વપનામાંથી એકદમ બીદાર કીધી.

"મીસ તીરંદાઝ ફેર આ સૉંગ!"

તેણીની કાળી સુંદર ચમકતી આંખોમાં શરમ વ્યાપી રહી. તે ગોલ સુંદર ચેહરો પોતાની તમામ ખુબસુરતીમાં ગોલાબી થઇ આવ્યો. તે ખુશીથી નમી અને તરત આગલ વધી.

આજે તેણીએ ખુશી થવુંજ જોઇએ. તે વહાલો જવાન દર કલાકે તેણીની નજદીક આવતોજ હતો તો તેવા ખુશીના હૌંગામમાં અલબત તેણીને એક આવકારનું ગીત ગાવાનો સૌથી પેહલો હક છે. તેણી લાગલી તે મોટા પીયાનાપર એવાં તો સરસ પોઝીશનમાં ગોઠવાઇ ગઇ કે તે ગોલાબી આંગલાંઓને ઉડતાં જોતાં તે સામટા ચીતારથી જોનારાંઓ બે ઘડી ટગર ટગર જોતાં દંગ થઇ ગયા. ખરેખર હવે સાંભલનારાંઓ તે જીણા લાલ હોઠોની બહાર નીકલનારો મીઠો અવાજ સાંભલવા-જાણે આતુર બની બેઠાં.

There's the Hero Coming નું તે ગાયન હાઉસનાં દીવાનખાનાંને જાણે ધુજાવી રહ્યું હતું. સૌ કોઇ તે આવનાર માટે ટીંગાઇ તો રહેલુંજ હતુ, પણ આ ગાયનથી તો ત્યાંની લાગણીમાં અવધીજ થઇ. એક છોકરી તે ગાયનમાં પોતાના 'હીરો' ને આવવાની રાહ જોતી પવનને ફુંકતો અટકવાની અરજ કરતી હતી, ભરતીને જરા શાંત પડવાની વીનંતી કરતી હતી, સુરજને અસ્ત નહિ પામતાં પોતાની રોશની ચાલુ રાખવાની કાકાલુદી કરતી હતી, કે જેથી તે પોતાના માનીતા આકારને દુરથી આવતો જોઇ શકે. આ ગાયનની લાઇનો ગુલનાર એવાં તો દીલનાં

સુરથી ને જીગરનાં જોશથી ગાની હતી કે–ઓહ, આખાં ઓડીયન્સનું ધકધ્યાન તે નાની સુંદર છોકરીએ જાણે તે પોતાના જવાનના ખ્યાલ માંજ ગુંટાવી નાખ્યું.

હા, આખરે તે છેલ્લી લાઈન ગવાઇ કે જેમાં તેણીએ ખુદાને અરજ કીધી કે તે જવાનને જલ્દી સહીસલામત લાવી આપી તેણીની આંસુભરી ગરમ આંખોમાં ઠંડક પડાવે.

આ તે કોમળ સ્વરની માંગણી એટલી તો દયાજનક અને સરસ લાગણીથી ગવાઇ હતી કે ખચ્ચીત દરેક જણની આંખો ભીણી થઇ ગઇ.

તે ઉઠી, જોશભેર તાલીઓના ગડગડાટ સાથે હવે તે ઉઠી. તેણીની પોતાની આંખોબી આંસુઓથી ભરાઇ આવી હતી, પણ તેણીની પુરી ખાતરી હતી કે તે આંસુઓ ફકત હરખનાંજ આંસુઓ હતા.

"મારી નાની ગુલ, તારાં ગાયનથી હું ઘણોજ ખુશ થઇ ગયોચ." તેણી આ અવાજ તરફ ચોંકી.

"કોણ, મીસ્તર ફરેદુન વકીલ?" તેણીએ ઠણકો કીધો. દાદી હાઉસનો આ મગરૂર જવાન ઘણીબી વખત તેણીની બીમાર માતા આગલ આવજાવ કરતો હતો છતા કોઇ દહાડો તેણી સાથે તેણે વાત કરવાની દરકાર રાખેલી નહિ; ને આજે–રહી રહીને આજેજ, જયારે તે વહાલો જવાન ઘણે ઘણે દુરથી તેણીને રીઝવવા આવી પુગનાર હતો તેજ વખતે તેણી સાથે વાત કરવા આવેલો જોતાં તેણીએ બીજાસથી નેણ ચહડાવ્યાં.

મધ્યમ કદનો, પાતલા બાંધાનો, ઘઉના રંગનો તે અપ-ટુ-ડેટ જવાન તેણીના જેવી એક ગરીબ છોકરીને રીતભાતનાં ડોકાં સીવાય વધારે વતારતો નહિ હતો, એ દુખભર્યો વીચાર તે છોકરીને ઘણી વખતે ચચરાવતો અને દુખી કરતો હતો. તેણી તેની વાતને કાજે કે હાજરી માટે બીલકુલ આતુર હતીજ નાહ; બરાબર બોલ્યે તો દરકાર કરતી નહિ; પણ ને છતાં તે તેણીને હીણતો હતો, તુચ્છકારતો હતો, એ ખ્યાલ તેણીને શરમાવતો હતો.

તે જવાન પોતાની કીમતી મોટરમાં ને મેધાદાત ફાંકડા ડ્રેસમાં કંઇક દમામી મગરૂરીમાં તેણીની તરફ હમેશાં ડોકી ઉચી ને ઉચીજ રાખતો.

તેણીને લાગતો હતો, ને પોતા તરફની તેની આવી ઘાતકી રીતભાત માટે તે મનમાં બળતી હતી; પણ આજે તેજ માણસને ચાલી ચલાવી નજદીક આવી એક વખાણુનો વાકય બોલતો સાંભલી તે ખરેખર ગુંચવાઇ ગઇ. એક ધીમાં 'થેંક યુ' સીવાય વધારે તે હવે કશું બોલી નહિ.

"મને માલમ છે, હુ અટકલી શકુંચ કે તુ હમણાં શું વીચાર કરેચ." તેણે બની શકતા મીઠાશ ને માયાભર્યા અવાજે શરૂ કીધું. "તું આજની મારી બદલાયલી રીતપર વીચાર કરેચ; પણ ગુલ, તું સમજી નહિ શકશે કે હું કેવી ખાશીયતનો માણસ છેઉ; તારી રજા હોય તો હું તુને સમજાઉં."

"મને હમણાં ફુરસુદ નથી, માફ કરો."

"જરા સમજી લે; એટલુ બધુ મનમાં ઓછું ના લાવ. હુ કોઇની સાથે ઘણો હસીબોલી શકું તો તારે યાદ રાખવું કે તેને હું એક પળબી યાદ કરતો નથી, પણ તારી સાથે તો હું ભેલાઇ શકતો'તોજ નહિ; કારણ-કારણ હું તુને કદીબી નહિ કહી શકું એવી જોરાવર યાદ સદા તારે વરે મારા દીલમાં લઇને હું ફરૂચ."

"મહેરબાની કરીને એવી વાતો મારી આગલ કરતા ના."

"તું શું મને માનતી નથી?"

"આજસુધી મને તુચ્છકારનારા માણસનુ મને કંઇ સાંભલવુંજ નથી."

"એ થાઉઝન્ડ પાર્ડનસ," તે જવાન કંઇક કગળી પડયો. "ગુલ, હું આજે જે તે સાચ્ચો એકરાર કરી દેવા માગુચ. સમજ. તું એક બાપ વગરની ગરીબ અવસ્થાની છોકરી છે એ વીચારે પહેલાં પહેલાં મારા જોરાવર પ્યારને ઘણો દાબી રાખવા માગ્યો; પણ નહિ, આખરે મેં મારી લાગણી પીછાણી. એક ઉંચ ખાનદાનની ગરીબાઇમાં હું મોટું માન સમજુંચ." તે થોભ્યો. માંગો તેવી સુંદર ભાષા વાપરવાની કુશળતામાં તે જવાન ઘણો કુનેહબાજ હતો. હવે કેવી રીતે વાકયો વાપરવા તેના ખયાલમાં તે ઉભો હતો; પણ ગુલની આંખો ભીણાઇ ચુકી હતી. તે જવાનના સખત શબ્દોનાં અપમાનથી તે છોકરીનુ દીલ ઘણુંજ દુખાયું હતું, જેને રસ્તો આપવા તે કાળી ચલકતી આંખોમાંથી બેઅખત્યાર આંસુઓ સરી પડયાં.

"ગુલ, મીઠી છોકરી, હું તુંને રડતી જોઇ શકતો નથી. જે ચહેરાને હું રાતદીવસ યાદ કરૂં તેપરનાં આંસુઓ હું ખમી શકતો નથી. ગુલ, બોલ હું તારી કેમ ખાત્રી કરૂં કે મારો તે પહેલો મગરૂર વીચાર હવે તદન બદલાયોચ; તે નબળો વીચાર હવે મોટાં માનમાં અને દુન્યાના સૌથી જોરાવર પ્યારમાં ફેરવાઇ ગીયોચ."

પણ બસ, હવે ઘણું થઇ ચુકું હતું. આ નાપસંદ માણસ સાથે તે વધુ વખત થોભવા કે વાત કરવા માંગતી હતીજ નહિ. તેનો પીત્તો ઘણો ઉશ્કેરાઇ આવ્યો હતો. એક ઝડપી મક્કમ વીચાર સાથે તે એકદમ ફરી, "મને જવા દેઓ, એવી વાત ફરીથી મારી સાથે કરતા ના."

"થોભો, એકદમ થોભો !" તે ધાડા અવાજથી તેણી થોભી. સર દાદીબાનો તે ભાણેજ હતો; આજે તેણી તેનાજ મંકાનમાં એક પરોણી હતી; હમણા ત્યાં એક મોટો મેલાવડો જમેલો હતો; એ બધા સંજોગ ધ્યાનમાં લેતાં તેણી પાછી થોભી.

"તમુને મારી વાત સાંભલવીજ પડશે. હું બીજા જવાન્યાઓથી તદનજ જુદો છેઉં. ગુલ, હું ઘણું ચાલતો નથી કે તુટી પડતો નથી. મેં ઘણા ઘણા લાંબા વીચારો પરથીજ પારખ્યુંચ કે હું તુને ચાહુંચ. છોકરી, હું તારીપર દીવાનો છેઉં, ને તેનો જવાબ તુંને મને આપવોજ પડશે."

"મહેરબાની કરીને મને જવા દેઓ. હું કોઇબી રીતનો જવાબ આપવા તમુને સાફ ના પાડુંચ. તમારી હમેશની મગરૂર રીતભાતથી મારા દીલમાં એવો મજબુત છાપ પડયોચ કે તમારા કોઇબી ઢોંગ હું ખરા માની શકતી નથી."

"તું ઘણીજ કઠણ હૈયાંની છોકરી છે. હું વધારે કંઇ બોલવા માંગતો નથી, કારણ અહીં વખત ઘણો થોડો છે. ગુલ મારૂં સાંભલ; અપોન આઇ વર્ડ, હું તારો એક તાબેદાર ગુલામ થઇ રહેવા તઇયાર છેઉં."

તે છોકરી સખત ચોંકી; પગ તળે મોટું દારૂખાનું ફુટયું હોય તેમ તે ચોંકી. તે પોતે એક ગરીબ છોકરી તેનો આ મોટે ઘેરનો જવાન એક ગુલામ થઇ રહેવા તઇયાર થાય? જે મગરૂર માણુસની સખત રીતભાતને માટે તે છોકરી પોતાની વ્હાલી માતા આગલ ઘણી વખત

અલાપો કરી રહી હતી તેજ માણસ આજે તેણીનો ગુલામ થઈ રહેવા માંગતો હતો!

"શું વીચાર કરેચ? હું એક ઘણું મગરૂર ને પ્રીતવંતું જીગર ધરાઉંચ; તે કંઇ ઘડી ઘડી બીજી છોકરીઓને વરે ફાલતુ પડતું નથી; તેમાં મેં તુંને નાનપણથી ઉધારીચ, ને તારીજ યાદમાં તે જીવશેબી ને મરશેબી. બોલ ગુલ, વખત ઘણો થોડો છે. મને નક્કી જવાબ દે, તું મારી ભવીશ્યની ભાગ્યણ થશે કે? ખુદા ખાતર મને હા કહી દે." તે હવે આશામાં તેણીને ટીકતો ચુપ ઉભો, પણ તે છોકરી મજબુત હોથો પીસી જાણે કંઇ નહીજ બોલવાના સોગંદ ખાધા હોય તેમ મુગીજ ઉભી રહી.

"ગુલ, હું તારા જવાબને વરે ખોટી છેઉં. હું ખરૂં કેહુંચ કે ભવીશ્યની મીસીસ ફરેદુન વકીલને સર દાદીબાની મદદ નીચે ઓશ્યાળી જીવાડવા હું હવે વધારેવાર ખમી શકતો નથી."

પણ આ વાક્યપર તે છોકરીના હોથ ઠઠાના હસ્વા સાથે સહેજ મલકાયા. આ માણસ તેને શું સમજતો હતો? તે તો એક ભવીશ્યની લેડી દાદીબા હોશંગ હતી; ને આ માણસ તો તેણીને પોતાને આશરે રહેવાનો હતો! તેણીની આંખો મગરૂરીથી ચમકી રહી. અરે, ફરેદુન ગમે તેવી સીફતભરી ભાષા વાપરે ને ગમે તેવો હવે નરમાશવાળો બને, ગમે તેવો મીઠાશ અવાજમાં ઉમેરે, પણ દુરથી હમણાં આવી પુગનારા તે વહાલા જવાનની નરમાશ, મીઠાશ ને પ્રોતી આગળ તે શું બીસાદમાં હતો! તે છોકરીએ મોટા કંટાળાથી તે જવાન તરફ જોયું. તેણીએ પોતાના સંજોગો ધ્યાનમાં લઇ ઠંડાઇથી ડોકું ધુણાવ્યું.

"મી૰ વકીલ, તમે જે જવાબ માંગોચ તે એજ કે મારેથી કદીબી તમારી સાથે પરણી શકાશે નહિ મહેરબાની કરીને ફરીથી એવો ખ્યાલ રાખતાજ ના, ને મારી સાથે બને તો પહેલાંનીજ માફક રહેજો. હું પોતેબી તેમાં ખુશ થવશ." તે એટલી જલ્દીથી ત્યાંથી ખસી ગઇ કે તેને કશો વખત મલ્યોજ નહિ. આવાં ખુલ્લાં અપમાનની તે માણસે કદી આશા રાખેલીજ નહિ. તેણે ઘસડીને મોહડું લુછ્યું, અને ગુસ્સાને મારે હોઠો મજબુત પીસી નાખ્યા. તે ખરેખર એક દુ:ખી માણસ બની ગયો હતો.

તે હજી ઘણો વખત એમજ વીચારમાં ગુંગળાતો ઉભો રહેતે, પણ તેટલાં તો ચોબદારનો મોટો ઘાડો અવાજ તે દીવાનખાનામાં પરગરો સંભળાયોઃ

"મી० બહેરામ કેકોબાદ."

——:o:——

## પ્રકરણ ૧૫ મું.

### "માફ કરજો બાનુ, હું તમુને યાદ કરી શકતો નથી !"

"બહેરામ કેકોબાદ!" તે ટુંકા નામનો પડઘા જાણે આખા હોલમાં અજબ રીતે ફેલાઇ ગયો. દરેક જણની એકચીતે ટીંગાયલી આંખો દરવાજા તરફજ હતી. બીજી પળે તો એક ખુબસુરત, તનદરોસ્ત, હસતો જવાન તે કીમતી કેશ્મીરી પડદો ખસાડતાં બે સેંકડો આતુર આંખોની સામે આવીને ઉભો.

ખરેખર તે જવાનનો દમામ ને તોર એક ભ્રીશ્યના સરને તદન લાયક હતો. તેનો ઠંડેરાબંધ સ્ટાઇલીશ પોશાક ત્યાં એકઠા મલેલા માનવંત પરોણાઓમાં જાણે હરીફાઇ કરી શકતોજ નહિ.

સર દાદીબા હોશંગ તે વ્હાલા ભત્રીજાને પેટમાં દાબવા કયારના તઇયાર ઉભેલાજ હતા. તેવણે તેને પહેલી નજરે હરખથી જોયો ને તે જવાનબી જાણે ઉતાવળમાં હોય તેમ હરખથી આવીને તેવણને ભેટી પડયો; પણ તે પહેલી પળની ખુશાલી પછી તે વૃધ્ધ શેઠયા બીજી પળે તો તે મોટી ખુરશી પર આંખે હાથ દાબી કોઇ અણદીઠ લાગણીથી ધબ કરતા થપકાઇ પડયા.

પણ તેની કોઇબી રીતની ધીલને માટે તે ભેગું મલેલું લોક હવે વધારે વખત ખોટી રહી શકયું નહિ. કલાકોના કલાકો સુધી રાહ જોવડાવા આવી પુગેલા તે નસીબવંતા જવાનને દરેક જણ એકેક પછી તેની નજદીક આવી પોતાની ઓળખ પોતેજ આપી દઇ તે નવા વારસને હરખભેર આવકાર આપતા વાતો કરતા ભેળાઇ જતા હતા. તેમજ તે પોતેબી ઘણો હરખાયલો લાગતો હતો. બીજા ત્રીજા સાથે વાતો કરતાં દશેક મીનીટ પસાર થઇ ચુકી ને તે અરસામાં જાણે દાદીબાએ કાંઇ સ્વપનો જોઇ ઉઠયા હોય તેમ પોતાની સુસ્ત થઇ ગયલી આંખો ઉઘાડી

પોતાનો જમણો હાથ તે જવાન તરફ લાંબો કીધો. "હું તુને પાછો ફરેલો જોઇ ખુશ, છેઉં ને આશા રાખુંચ કે તે મારી ખુશીમાં મારાં દરેક મેહમાનો સામેલ થશે." ને અહિ તે નવા વારસ માટે ખુશાલીના પોકારોથી હોલ ગાજીવાજી રહયો.

હવે પહેલી હરખભર્યાં આવકારની મીનીટો પસાર થતાંજ સર દાદીબા એક બાજુની ખુરશીપર જઇને બેસી ગયા, ને ઓનરેબલ મી૦ અરદેશર વહાડયા જડજ સાહેબે પોતેજ તે વૃધ્ધ શેઠયાનું કામ માથે લઇ લીધું. તેવણે તે નવા વારસને પોતાની ઓળખ આપી હસ્તે ચેહરે બોલવા માંડયું, "તમે બે દહાડા અહિં રહી ગયલા પણ હું તે વખતે મુબ-ઇની બહાર હોવાથી મલી શકેલો નહિ," ને તે પછી તેવણુ તેને એકેક પછી નવી ઓળખો ને નવા ચેહરાઓ દેખાડવા લાગ્યા.

છ મહિનાના ગાળા પછી પાછા ફરેલા તે નવા વારેસે એકક પછીના ચેહરાઓપર ખ્યાલ કરતાં ઓળખવા માંડયા.

"મી૦ બહેરામ, હું ધારૂંચ કે આ બાનુને તો તમે ઓળખતાજ હશો," તેવણુ શીરીન બનાજીને રોકી લેતાં હસ્તે ચેહરે પુછવા લાગ્યા. એક આખી પળ તે જુવાને વીચારમાં તેને જોયા કરવામાં ગાળી નાખી. તેણે પોતાનુ કપાલ ઘસડીને લુછયું, કારણ તેપર પરસેવો ફુટી નીકળ્યો હતો. તે જડજ સાહેબ હસ્તે ચેહરે તેને ટીકતા હતા. ખરેખર તેને બરડે પાણી ઉતર્યું. "માફ કરજો બાનુ, હું તમુને યાદ કરી શકતો નથી," તે ઘણુંજ ધીમેથી બબડી ગયો.

"એવણુ મીસ શીરીન જીજીભાઇ બનાજી," અરદેશરે ટહેકારમાં આગલ ચલાવ્યું, "હું તો ધારતોતો કે એવણુને તમે કદીબી ભુલીં શકશો નહિ."

અરેરે આ શું થયું હતું? જે છોકરીને લીધે તેને દાદી-હાઉસ છોડી જવું પડયું હતું તેજ છોકરીને તે ઓળખી શકયો નહિ! તે ચોંકયો, કઇક ગભરાયો.

"છ મહીનાના ગાળામાં હું જોઉંચ કે એવણુનામાં ઘણો મોટો ફરક પડી ગીયોચ," તેણે પોતાનાં બચાવમાં બોલી દીધું ને તે છોકરીએ ઘણા ડસ્સામાં આપેલા તે હાથને તેણે માનથી ને હરખથી હીલવ્યો.

આજે શીરીને હાથે કરીને ઘણો સુંદર પોશાક સજ્યો હતો કીમતી ઝવેરાતોથી તેણીએ પોતાની મરોડદાર ગરદન, ગોલાબી કાનો અને હાથો સણગારી મુકયા હતા.

તેણી જાણતી હતી કે આજે એક એવા માણસની સામે પાછી તે જનાર હતી કે જેણે તેણીને ખુલ્લી રીતે બીલકુલ નાકબુલ કીધી હતી; તો કશાંને ખાતર નહિ તો તે માણસને એક પાંચ મીનીટનાબી પસ્તાવામાં નાખવા ખાતર તેણીએ આજે ઘણી ભારે કોશેશ કીધી હતી. તેણીનું ખુબસુરત અને ઠસ્સાદાર ચીત્ર જોતાં તે જુવાન વારેસ જાણે બે ઘડી દંગ થઈ ગયલો લાગો.

પણ તે પાસે ઉભેલા ગૃહસ્થના અવાજથી તે સાવધ થયો. "શીરીન, હું ધારૂંચ. કે આજે દાદીઆની તબીયત ઠીક નથી લાગતી. તમે તાંહ જશો તો વધારે સારૂં," ને અરદેશરના આ વાકયપર 'જરૂરજ' બોલતી તે સુંદરી ત્યાંથી દોડી ગઇ

દરેક જણાનાં નામ કહીનેજ જડજ સાહેબ ઓળખાવતા હોવાથી તે નવા વારેસને કશીબી અડચણ પડેલી લાગતી નહિ. હવે તે લોક એકવાર ફરીથી સર દાદીબાની મોટી ખુરશી આગલ આવી લાગા. આટલા વખતમાંજ તે નવા વારેસનો દેખાવ, મીઠાશ, દમામ બધું એટલું તો સપુર્ણ લાગતુ હતું કે દરેક જણાનાં મોહડાંમાં એકજ સરખો જવાબ હતો કે સર દાદીબા ઘણા નસીબદાર કે આવો એક તદન લાયક દીકરો મેલવી શકયા ને તે હદબહારના હરખ અને ખુશાલીથીજ હમણાં તેવણની તબીયતપર કઇક અસર થયલી સૌએ ખાતરીથી ધારી લીધી.

"કેમ કાકાજી, મેં સાંભલ્યું કે તમુને હમણાં કંઇ જીવને ઠીક નથી લાગતું?" તે નવા વારેસે ઘણી કાલજીથી તે બેઠેલા શેઠયાપર વાંકો વળી પુછવા માંડયું.

"નહિ, હવે તો હું બરાબર છેઉ. તું તારે નવી દોસ્તીઓમાં ખુશીથી વખત ગુજાર," ને અહિ તેવણ અરદેશર સાથે વાત કરવામાં એવા મંડી ગયા કે તે જવાને તે નજદીકની બારીની બહાર ચુંચી આંખે ટીકવા માડયું.

અરેરે, લગભગ પોણે કલાકે તેને કંઇક શાંતીની પળો મલી શકી ને તેનો જાણે છુટથી લાભ લેતો હોય તેમ ચાર પાંચ મોટા છુટકારાના

દમ તેણે ખેંચી લીધા. "આંય બધું હવે મારૂં છે. એ બધું ઘણું ઘણુંજ કીમતી છે, પણ તોબી એ બધાંમાં મને સૌથી કીમતી મીસ બનાજી છે." તેણે તે સર દાદીબા પાસે બેઠેલી સુંદર છોકરી તરફ બે ચાર વાર ઉડતી નજરો કરી લીધી. "મેં કાકાજીને પહેલાં ના કહેલું એ ખરી વાત છે; પણ—પણ—હવે જો મને એવણ પુછશે તો હું જરૂર હા કહેવશ," અને અહિં તે ફરીથી કાકાજી અને શીરીન સાથે વાતે વળગયો.

અરેરે, તે ખુશબખ્તીભરેલા મેલાવડામાં સૌ કોઇ ખુશી હતું, પણ પેલા એકાંત ખુણાંમાં ઉભેલી તે છોકરી—ગુલનાર તીરંદાજ—કયારની શું જોતી હતી?

———:o:———

## પ્રકરણ ૧૬ મું.

"ગુલ, પ્રીત કરવી છે સહેલ ઘણી, પણ નીભાવવી બહુ મુશ્કીલ,
સાથ રહે જો અંત તલીક તો હેજે તારૂં દીલ."

ગુલની આંખોમાં ખુલ્લી રીતે આંસુઓ દેખાઇ આવતાં હતાં. નીરાશીથી રખે ચાલતો દમ બંધાઇ જાય કે રખે દુખના બોજાથી મોટેથી રડી પડાય તે ફીકરમાં તે છોકરી ત્યાંનાં એક ખુણાંમાં મક્કમ રીતે હોથ પીસી નાંખની ઉંચે દમે ગમગીન ઉભેલી હતી! અરેરે, તે જવાન ત્યાં દાખલ થવાની અગાઉ તેનું નાનકડું જીગર કેવી ખુશાલીઓથી કુદી રહ્યું હતું? તે ત્યાં દાખલ થતાંજ તેણીનીજ શોધ માટે પોતાની નજર જયારે આસપાસ ફેરવશે તે જોવાનું કેવું ખુશીભરેલું લાગશે તેની આશામાં તે કેવી સુખી હતી? તે જરૂરજ પહેલો તેણીને મલશે, પોતાનો મીઠો અવાજ સંભલાવશે, સુખના શબ્દો બોલશે, તેવી હજારો આશાઓમાં તેણી ચકચુર બની ગઇ હતી. પણ અફસોસ! તેના દાખલ થવા સાથેજ તે ચોંકી—ઘણી સખત ચોંકી.

તે દીવાનખાનામાં ફરતી તેની આંખોમાં તે અગાઉનો મીઠાશ બીલકુલ જાણે હવે હતોજ નહિ. તેણીએ ચોંકતાં સાથેજ તે નજદીકની બારી પકડી લીધી. તે આમલ વધી નહિ, તે ત્યાંજ થોભી. સર દાદીબાએ આંખે દઇ દીધેલો હાથ તેણીએ આબાદ જોયો, ને તે પછી તે તેને

એકકી ટગરે ટીકતી ત્યાં ઉભીજ રહી. મીસ બનાજીને ઓળખતાં તે જવાનનો ગુચવાયલો દેખાવ તે છોકરીની ચગોર નજરમાંથી જાણે ખસતાં ખસ્યો નહિ.

તે સૌથી વધારે દુઃખી તો તેના હસ્તા ચહેરાથી થઇ. જે મીઠાશ ભરેલું હસ્વું અગાઉ આ જવાનમાં હતું તે હવે તદન ગુમ થયું હતું. હવેનું તેનું હસ્વું તેણીની આંખે ઘણું કઠોર અને અણુગમતું લાગતું હતું.

અરે, એક મોડી સાંજે લીધેલા તે પવીત્ર વચનોનો આબાદ દેખાવ તેણીની આંખ સામે આવીને ઉભો. તે વખતનો તેનો નરમાશભરેલો, પ્રીતવંતો, હસતો, નીદોષ, સાચ્ચો, બહાદુર ચેહરો–આહ, આજે તેવો તે રહયો હતો નહિ! ફક્ત છજ મહિનામાં કેવો તફાવત! આજના આ દમામદાર દેખાવ સાથનો, મગરૂર તોરનો, કઠોર દેખાતો આકાર——બસ તેણીના દીલમાં એક નીરાશીનો સખત ચમટો તુટો. બધી આશા ભંગ થતી જાણે તેણીએ ખુલ્લી આંખે જોઈ લીધી.

હજુએ કદાચ તે આવશે. એટલો બેઇમાન તે નહિ થઇ શકશે! તેણીને તે મલશે તો ખરો? વાતબી કંઇ કરશે કે નહિ? પણ એ તેણીના દીલમાં શું તુફાન થતું હતું. તે પોતે શું હવે બેઈમાન થવા માંગેછ? બે કલાક અગાઉ જે આકારની તે આતુરતાથી રાહ જોતી હતી તે હવે કાં નહિ તેણી પસંદ કરી શકતી? "એ તો ફકત ગભરાતથી મને એમ લાગેચ. મને જરા શાંત થતું જોઇશે." તેણીએ જેમ તેમ પોતાના મનને માર્યું ને પોતાની નજર તે જવાનની હીલચાલપર ફરીથી અટકાવી.

શીરીનની ખુબસુરતીના ઝટકાએ તે નવા વારેસની આંખોમાં ને ચહેરામાં કેવો ઓચીંતો ફેરફાર કરી નાંખ્યો હતો તે તે ચંચળ છોકરીને સમજતાં વાર લાગી નહિ. તે જવાન આજની એક મુખ્ય ચીજ હતી. તે ગમે તેમ બધામાં ભેળાઇ ચુકો હતો, પણ તે એકજ છોકરી સાથે વધુ ને વધુ ભેળાતાં જે રીતે ગુલનાર કયારની જોતી હતી તેથી તેણીની આંખોમાં આંસુઓ ભરાઇ આવ્યાં.

આખરે ખાણુંનો ઘંટ થોકાયો ને તે ભપકાદાર બાદશાહી રીતે સણુગારેલી તેબલપર તે માલેતુજાર લોકો ખુશ રંગરાગથી બીજા પ્રા

કલામમાં તો ગોઠવાઇભી ગયાં. સૌ ચપાચપ બેસતાં હતાં પણ ગુલનાર તીરંદાઝ——તેને તો આ ખાણાંની તેબલપર બેસવા કરતાં કોઇ તેણીને જમીનમાં જીવતી દાટી દે એ વધુ પસંદ હોય તેમ લાગતું હતું. આખરે બધાં ગોઠવાઇ ચુકાં, પણ સૌનો તે માનીતો આજનો લાડકો જવાન હજી આવી પુગો નહિ હતો. હવે તે આવ્યો ને ગુલે ફાટી જતી આંખોએ જોયું કે શીરીનની પાસેનીજ ખુરશી, જે ખાસ ખાલી રાખવામાજ આવી હતી, તેપર તે ખુશાલ બેસી ગયો. હા, તેણે તે નકકી કરી રાખેલી જગા મોટી ખુશીથી લઇ લીધી. તદન ખુલ્લું દીસતુ હતું કે તે શીરીનની હાજરીમાં જાણે થોડો થોડો થઇ જતો હતો; તેણીને મદદ કરવામાંભી તે મોટી ઉલટ લેતો હતો.

પણ હવે તેણીની નજર તે જવાનના મોટાં સફેદ આગલાંઓપર પડી. અફસોસ! તેણીની આપેલી વીંટી ત્યા આજે હતીજ નહિ! કેવા જોરાવર બોલો બોલી જનારો, ભીણી આંખોએ તેણીને છોડી જનારો તે જવાન શું ફકત છ મહીનામાંજ તેણીને એટલો બધી વીસારી બેઠો કે ખાણાંની તેબલપર તેણીના તરફ એક નજર કરવાનીભી તે હવે દરકાર કરતો નથી?

અરેરે, તે એક નીરાશી ને ગમગીનીનો ખરો ચીતાર હતો!

કોઇ નહિ તો શું થયું પણ સર દાદાભા તે છોકરીપર અવાર નવાર નજર રાખતાજ હતા; પણ હમણાંની તેણીની દયાજનક આંખો જોતાં તેવણ એકદમ બોલી ઉઠયા: "બહેરામ, આંય એવણુને તું ઓરખેચ કે?"

હાથમાં ચંપીનની બાટલીએ શીરીનનું ગ્લાસ ભરતાં તે નવો વારેસ એકદમ અટકી ગયો. નવા ચેહરા ને નવી ઓળખ તેને માટે એક જાણે મોટા કંટાલા જેવું કામ હોય તેમ તેના ચેહરાપરથી જણાઇ આવતું હતું. તેણે હાથમાંની બાટલી સાથેજ તે ચેહરો એક પળ તપાસ્યો ને તેજ પળે તે હાથમાંની બાટલી તેબલપર સરી પડી. હજુરભી તેણે તેણીને જોયા કીધી—ફરીથી જોઇ. બરાબર! ઉંચી, પતલી, સુંદર ગોલાભી મોહડાંની, કાળા ચમકતા ડોળા ને કાળા બાલ!!

તે હવે ચોંકયો પણ બીજી પળે કંઇક હરખથી નમતો દેખાયો. "હું એવણુનેં ઓરખુંચ, કાકાજી," તેણે આ વાકય બધાંને સંભલાવવા ખાસ મોટેથી બોલી દીધો. "એવણ તો મીસ ગુલનાર તીરંદાઝ," ને આ બોલતાં તે જવાન તે છોકરીની આંખો સાથે પોતાની આંખો મેલવી એક ભેદી હસવું હરયો, પણ મોટા અણગમાથી ગુલે પોતાની નજર ફેરવી નાંખી.

"બરાબર પારખ્યું, દીકરા. એ બચ્ચાંએ મને તારે વરે ઘણી ઘણી ઇનસાફી શીખામણો દીધીચ ને એની તારી તરફની સરસ લડતથીજ હું મારો આગલો વીચાર ફેરવી શકયોચ," ને આ સાંભલતાં તે જવાને ગુલ તરફ એક ઉપકારનું ખુલ્લુ નમન કીધું તે ઘણુંજ જોવા લાયક હતું ફેક જણ આ જવાનની સ્ટાઇલપર જાણે આજે મરી પીટતું હતું, પણ ગુલ——

અફસોસ, તે છોકરીના હાથમાં છરીકાંટા પકડવાનુંબી જોર હવે હતું નહિ. તેણીનાં ગળાંમા ભુક જાણે ખુંટી બેસતો હતો. હવે તો તે જવાન તેણીની તરફ ફરી ફરીથી જોઇ પેલી આગલી દોસ્તીની યાદ આપવા માંગતો હતો, પણ એ તેણીને પોતાને શુ થઇ આવ્યું હતું?

તેણી તેને કા નહિ પસંદ કરતી હતી? જે જોરાવર પ્યારને એક ગાયનના આકારમાં રજુ કરી તેણીએ તે સર્વે સાંભલનારાંઓની આંખોમાંથી આસુંઓ પડાવ્યાં હતાં, તેજ ચેહરો હવે તેની સામે આવી પુગતાં તે કાંય તેને નાપસંદ કરતી હતી? બસ, ગુલને જાણે એવું થયું કે અધુરે ખાણે ઉઠી જઇ પોતાની તે નાની શાંત બંગલીમાં ભરાઇ આ પોતાની બદલાયલી હાલતપર કંઇ વીચાર કરે! સૌ કોઇ પોતાનીજ વાતચીતમાં ને ખાવામા પડયાં હતાં. પણ ફરેદુન તો આ બધા મહેમાર ઘણીજ બારીકીથી ને ઉંડી તપાસથી જોતો હતો. એવી એકબી નજર નહી હતી કે ફરેદુને ચુકી હોય. જે છોકરીએ તેના જેવા એકને ખુલ્લા અપમાનથી સાફ ના કહી દીધું હતું તેજ છોકરી હમણાં કેવાં અપમાનો ખમતી હતી તે બધું તપાસતાં તે કંઇક વધારેજ ખુશાલ દેખાતો હતો.

સૌના સવાલો ને આતુરતાભ રસ્તો આપવા આખરે તે નવા વારસે પોતાની છ મહિનાની ગેરહાજરીની હકીકત બોલવા માંડી.

"મારી હકીકત ઘણીજ ટુંકી છે. મેં કંઇ ખાણોમાં હોમાવ્યુ નથી કે અરેબ્યન નાઇટસમાંની પરીઓ મને મળી નથી." તેણે કંઇક હસતે ચેહરે શરૂ કીધુ, "મારી હકીકત ઘણીજ ટુંકી છે ને બીલકુલ રસ વગરની છે; પણ તમે લોક જાણવા માંગોચ તો હુ બોલશ. કાકાજી, તમે મને ચાલી જવા કહયું ને હું ગયો. હુ તાજમહાલમાં ઉતર્યો ને મારો નક્કી વીચાર એજ હતો કે સૌથી પહેલી ઉપડતી સ્તીમરમાં ચહડી બેસી મારાં નાનપણુના માનીતા વતન લંડન તરફ પાછું ફરવું; પણ 'તાજ'માં મને એક પારસી ગ્રહસ્થ સાથે પીછાણુ પડી ને તેવણે મારી વાતચીતથી ખુશ થઇ મને કરાચીની પોતાની પેહડીમાં ઘણી સારી ઓફરથી રેહવા જણાવ્યું. મેં તે ખુશીથી કબુલ કીધી ને ત્રીજેજ દહાડે અમે લોક કરાંચી ઉપડી ગીયા. મેં મારૂં કામ ઘણું સારૂં બજાવ્યું ને હજુર મને ઘણી મોટી આશાઓ હતી. પણ તેટલા તમારા માયાળુ જાહેરખબર મારા વાંચવામાં આવા. મારો જીવ અહિં દોડી આવવા તલપીજ રહયો તો." તેણે હાથે કરીને એક નજર ગુલ તરફ કરી દીધી, પણ તે તો નીચી મુડીએ ને ઉભા કાને સ્થીર બેસી રહી હતી. "ને તમારા જવાબમા તમે બધાં જોવોચ તેમ હુ ખુશાલ આંહ બેઠેલો છેઉ હા હા હા હા!" તેણે હસતે ચેહરે એક ઘણું મોટું કામ પુરૂં કરી નાખ્યું ને કપાલપર ફુટી નીકલેલો પરસેવો ઝડપમા લુછી નાખી તેણે એક આસાયશનો લાંબો દમ ખેંચી લીધો.

આ હકીકત પર તરેહવાર ટીકાઓ અને ટાહેલા પછી ઘણી હસીખુશીથી તે બાદશાહી મેલાવડો બરખાસ્ત થયો.

ગુલની ગમે તેવી ના કહેવા છતાંબી ફરેદુન વકીલ ઘણાજ નમનતાઇના ને સધ્યારાના વાકયો સાથે તેણીને તેણીની તે નાની બંગલીમાં પહોચાડવા ગયો. અરેરે, તે ગરીબ બાળાને પોતાના બીછાણામા પડીને તે રાતે ઝારઝાર રડતી કોણ જોઇ કે જાણી શકયુ? તેણીને લાગ્યુ કે રોજની સખત જુદાઇના જખમમાં તેણી ઘણી વધારે સુખી હતી; જયારે આજની હાલતમાં તો તે હવે મરવાનું વધારે પસંદ કરતી હતી.

તેણી મોટી આશાઓમાં ગઇ હતી, પણ ફકત નીરાશાજ મળી હતી! સાચ્ચા પ્યારની તેણીને આરજુ હતી, પણ ખોટા ઢોંગ તેણીએ

પારખી લીધા હતા. ભવીસ્યમાં મોટું માન લેવાની તેણીની ઇચ્છા હતી પણ અપમાન સીવાય આજે તે કંઇ મેલવી શકી નહિ ! ઓહ, સુખી ભવીસ્યની આશાઓ ડુબી ગઇ હતી ને કાળા, બીહામણા ભવીસ્યના સ્વપના જોતી તે બીચારી છોકરી ઘણી વખત તે રાતે બીહ ઉઠી !

——:o:——

## પ્રકરણ ૧૭ મું.

### " તમે ' સર ' હોવો કે શહેનશાહ હોવો, તમે કંઇબી હોવો તેની મને દરકાર નથી ! "

આખી રાતની બેકરારી પછી આજે ગુલનાર બામદાદમાંજ ઉઠી ને એક ખરા દીલની સાચ્ચી બંદગી પછી માતાનાં પાંસામાં ભરાઇ તેણીના મીઠા આશીશો મેલવી તે હવે કંઇક શાંત થયલી દેખાતી હતી. તે ગરીબડો સાદો નાસ્તો તેણીને મનથી તે રાતનાં ઉચાં ખાણાં કરતાં ઘણોજ ઉત્તમ લાગો. તે મોટી બેકરારી ભુલી જવાની કોશેશ કરતી તે છોકરી પોતાના સુંદર બાગમાં ગોઠવાઇ ગઇ.

પોતાની નાની શેઠાણીને જોતાજ તે પીજરામાંની મેનાઓ પોતાના ખુલખુલી શરોદથી તેણીના સુહન મારી ગયલા કાનોમાં કંઇક ઉલટ આપવા લાગી. તે ખુશગોદાર ફુલો પોતાનો જોરાવર પમરાટ ફેલાવી તેણીના બેધ્યાન ને દુખી થઇ ગયલાં મગજને રાહત આપવાની કોશેશ કરવા લાગ્યાં. તેજસ્વી ખુરશેદ યઝદે પોતાના કીરણો તેજ પળે તે પવીત્ર મથકે ફેંકયાં કે ત્યાની લાલોતરીભરેલી સામટી સુંદરતા જોતાં તે છોકરીની સુસ્ત આંખોમાં કઇબી નુર કે ઉલટ આવે.

પણ નહિ, બધી કોશેશ ફોકટ હતી ! તે પોતાની સફેદ સાડીનાં એક રીતે જમીનને ટીકતી એવી ગાફેલ બેઠી હતી કે ખુદ કુદરતબી તે પવીત્ર પુતલી માટે દલગીર હતી.

"હા, કંઇજ ફરક નહિ ! તેજ ચેહરો, તેજ આંખો, તેજ આકાર, પણ મારી આંખોમાં એમ શું થતું હોશે?" તેણીનો ધીમો બડબડાટ ત્યાં ખુલ્લી હવામાં ગણગણવા લાગ્યો. "મને જાણે કંઇ મોટો તફાવત

લાગેચ. તે ચેહરો ખરો, પણ તે પરની મહોબત મને દેખાતી નથી. તેજ આંખો, પણ તેમાંની કુરબાની હવે બીલકુલ નથી. તેજ આકાર, પણ તે તરફનું બીલકુલ ખેંચાણ મને લાગતું નથી. અરે તે બધું નાશ પામ્યુંચ ! ઓ બેવફા માણસ, આવતાં સાથેજ તું મને શોધવા તારી આંખો અહિં તહિં ફેરવશેની આશામાં હું દીવાની ઉતી. પણ તેં મને સૌથી છેલ્લી જોઇ ને ઘણાજ કંટાલાથી ને મહેનતથી પીછાણી. હું જાણુતી તી–હું જાણીતીતી–કે તારા જેવું મોટું માણસ મારા જેવી ગરીબને ચાલુ ચાહી શકેજ નહિ." તેણી થોભી.

"પણ મને શાને વરે તેને બદનામ કરવો જોઇએ ? જો તે મને બેઇમાન થયોચ તો હુંબી તેને તેવીજ નીવડીચ એમ હું ખાત્રીથી માનુંચ. ઓહ, જો તે કદાચ પાછોબી આવે——હા, તે આગલો પ્યાર પાછોબી માંગે, તોબી હું હવે કદીબી તેને હા કહી શકું નહિ. તે મને હવે બીલકુલ ગમતો નથી. હું તેને કદીબી ઠગી શકું નહિ–હું તેને ખુલ્લું ના કેહું," ને તે હજી તો કંઇબી વધારે ખ્યાલ લંબાવે તે અગાઉ તે 'દાદી- હાઉસ' નો તે નવો વારેસ પોતાના સામટા દમામમાં મગરૂરી ભરેલા દેખાવ સાથે કંઇક હસતે ચેહરે તેણીની સામે ઘણુંજ ખુશનુમા 'બાઉ' કરતો આવીને ઉભો. અરે, તે છોકરીએ ચાહ્યું કે તેણી દોડતી જઇને તેની બગલમાં ભરાઇ જાય; પણ નહિ, તેણી ત્યાં તદન ચીટકી ગઇ હતી, ગુંચવાઇ ગઇ હતી, કંઇક ગભરાઇ ગઈ હતી !

તે હસ્યો, બની શકતા ઘણાજ મીઠાશથી તે હસ્યો."ગુલ, આખરે એક વખત ફરીથી આપરે મલ્યાંચ."

અરે આ તેનો અવાજ ! તે ઝબકી ! આગલી ખુશકારક ધ્રુજણી તે અવાજમાં હવે બીલકુલ હતીજ નહિ ! તે જવાને તેણીની ગમ સંભાલથી જોયા કીધું.

"તું હજુર કંઇ સ્વપનો સમજેચ ? પણ નહિ ગુલનાર, હું તારી સાંમે જીવતો જાગતો આવીને ઉભેલો છેઉં. ચીઅર અપ–માઇ ગર્લ !" તે વધારે ખુશાલી બતાવતો સહેજ નજદીક આવ્યો." મેં ધાર્યું તુંજ કે પહેલી સહવારે તું મારી વાર જોતી આપરી એ માનીતી અસલ

જગાએ ખોતી થતી બેઠેલીજ હોશે," તે બોલ્યો. તે જવાને ઘણું ઇચ્છયું કે તે કંઇબી બોલે તો તે તેણીનો ઘણોજ વખણાયલો અવાજ એક વખત સાંભળે; પણ નહિ, હજુરબી તેણી બીલકુલ ગંભીર ચુપકીદીમાંજ બેઠેલી હતી. "ગુલ, તે ગયલા દુખી વખતને ભુલી જા; મારી તરફ જો, જરા સાવધ થા. પેલી સુખી સાંજની યાદમાંજ હું આટલો વખત જીવી શકયોચ; તારી આશામાંજ હું જુદાઇ ખમી શકયોચ; આપરી તે બે સુખી મુલાકાતોની ચાલુ યાદમાંજ હું ટકી રહયોચ, ને આખરે આજે ખુદાએ આપુને પાછાં મેલવ્યાંચ, તો તું કંઇબી બોલ, મને દીલાસો દે. હું તારો અવાજ સાંભલવા આતુર છેઉં; એક બે ખુશીના બોલો બોલી મને પાછો સુખી કર !" તે સામે ઉભેલા આકાર તરફ તે છોકરીએ.પોતાની કાળી ચમકતી આંખો એક પળની તપાસ માટે ફેરવી.

શું એ બધું ખરૂં હશે? શું તે બે નાદાન, ઉતાવળી મુલાકાતો તેને હજુર યાદ હશે? જો તેમજ હોય, તેપરજ તે જીવ્યો હોય, તો ગઇ કાલે મીસ બનાજી સાથની તેની કાલજીનો અર્થ શું સમજવો! ખુદ તેણીની પોતાની તરફની તેની બેદરકારીનો મીનીંગ શું સમજવો? ખુદ તેણીને ઓળખવાને માટે તેણે જે કંટાલાની પળો ગાળીક હાડી તેને વીષે શું ધારવું?

તે ઘણી ગુંચવાઇ; ખરેખર તેણીનાં દીલમાંથી એક કચવાટની ધ્રુજરી તેજ પળે પસાર થઇ ગઇ ને તે નાજુક સાચ્ચી બાળાએ ખરેખર માની લીધું કે તેને આ સાંમે ઉભેલો માણસ હવે બીલકુલ પસંદ હતોજ નહિં.

"ગુલ, છ મહિનાની લાંબી જુદાઇ પછીની તદન પહેલીજ મુલાકાતમાં મેં નહિ ધારેલું કે તું મારી તરફ એટલી બધી સખત થઈ શકશે. વ્હાલી છોકરી, તેં આપેલી યાદ મેં મારા જીવની કાની જાલવીચ," તે જવાને પોતાનો હાથ લાંબો કરી તેણીને તેપર બેઠેલી તે વીંટી બતાવતાં કહયું. "અહિ જો, આ વીંટી મારે મનથી દુન્યાની એક સૌથી પવીત્ર ચીજ છે. તે આપેલી જગાપરથી તે કદીબી ખીસી નથી."

તે છોકરીએ તરતજ એક નજર તે આંગલીઓપર ફેરવી. ખરેખર તે વીંટી ત્યાંજ હતી? ત્યારે કાલે તેણીએ શું જોયું?

"કાલે એ તેની જગાપર કાંય નહિ ઉતી!" તેણીનો તે સૌથી પહેલો વાકય હતો પણ તે એવા તો હુકમી તોરમાં પુછાયો હતો કે તે ભવીશ્યનો સર બે પળ દંગ થઇ ગયો.

"મને લાગુતુંતુંજ કે તેં એની તપાસ જરૂરજ રાખી હોશે; શું આજનો તારો ગુસ્સો તેને વરેજ છે? પણ ખાતરી રાખજે કે આજના કરતાંબી વધારે કીમતી જગાપર તે કાલે બેઠેલી હતી. મારી મુસાફરીમાં મેં તેને મારાં ગળાંમાં મારાં જીગરની ઘણી નજદીક ટાગી રાખી હતી. આજે તે પાછી તેની આગલી જગાપર આવીચ."

"મને એમ લાગેચ કે જાણે હું તમારૂં બોલેલું કદીબી માની શકવાની નથી."

"એટલે?"

"એટલે એમ કે છ મહિનાની વાતપર હું જે વીશ્વાસ તમારામાં મુકી શકતી હતી, તેમ હવે હું કરી શકતી નથી."

"તાહરે છોકરી, શું તું મને બેઇમાન નીવડતા માંગેચ?"

"તેમજ કરવુ પડશે," તે હીમ્મતથી ને મક્કમતાથી બોલી પડી. "જે નજરથી હું તમુને અગાઉ જોતી હતી તેમ હવે મારેથી બનતું નથી. તમે મને ગમતા નથી."

તે જવાન બે ડગલાં પછવાડે હઠી ગયો ને તે છોકરી તરફ ચુંચી આંખે ટીકવા લાગ્યો; પણ બીજી પળે જાણે કઇ બન્યું નહિ હોય તો હસતો પાછો તે નજદીક આવ્યો. "ગુલ, એ તારો કેવો ધખારો? હું જેવો આગલ ઉતો તેવોજ છેઉં. તુને છોડી ગયા પછી હું કદી તુને ભુલી શકયો નથી. કદાચ લાંબી જુદાઇ ખમતાં કંઇક દુખનાં બોજાથી તુને હું કરમાયલો લાગતો હોવશ, મારૂં દીલ કંઇક સખત થયલું લાગતું હોશે; પણ ગુલ, વ્હાલી છોકરી, હું તને બેઇમાન તો નથીજ. તે છેલ્લી સુખી કીસ મને જીવશ તાંહ સુધી યાદ રહેશે. ગુલ, આપરી ફરીથીની સુખી મુલાકાતની યાદમાં મને એક બીજી 'કીસ' આપ. તે આપરી વચ્ચેનો કડવાશ કહાડી નાખશે ને તારી નજરે હું પહેલાં જેવોજ થઇ પડશ."

તે છોકરી મોટા ગુસ્સાથી ઉઠીને ઉભી થઇ ને એક ઠણુકા સાથે પાંચ છ ડગલાં પછવાડે હઠી ગઇ. "હું તમુને કહી ચુકીચ કે તમે મને પસંદ નથી."

"એ હું માનતો નથી. તેં મને ચાહયોચ ને ચાહવાનું વચન આપ્યુંચ. હું એક તુને ગમે તેવો ખુબસુરત જવાન છેઉં; દોલત મારો ગુલામ છે, ખેતાબ ને માન મારા દોસ્તો છે; ગુલ, હું ભવીશ્યનો એક 'સર' છેઉં ને તું મારી 'લેડી' છે! હા હા હા હા!" તે ઘણો ખુશાલ રીતે હસી પડયો.

તે જવાનને હસ્તો જોતાં તે છોકરીએ ભારે ગુસ્સાથી નેણુ ચહડાવ્યાં. "તમે સર હોવો કે દુન્યાના મોટા શ્હેનશાહ હોવો તેનો સાથે મને કામ નથી; તમે કંઇબી હોવો તેની મને દરકાર નથી. હું તો મારા અંતઃકરણ પ્રમાણેજ ચાલવાની. તમે મને એકવાર પસંદ પડયા એ ખરી વાત છે; પણ જો તે ભુલ હોય એમ મને લાગે તો હવે તે સુધારવાની મારી ફરજ છે. હું ખાત્રાથી માનુંચ કે તમે મને હવે તદન પસંદ નથીજ; તો શાંને વરે મને પોતાને મારે ઠગવા જોઇએ? સાહબ, મેહરબાની કરીને આય જગા છોડી જાવો. હું એક ગરીબ છોકરી છેઉ, મારાં નસીબપર મને છોડો; તમુને ઘણો વધારે સારો ચાન્સ મલી શકશે, સાહેબજી." તે ઘસારામાં ત્યાંથી તે નાના મકાનમાં ભરાઇ ગઇ ને તે જવાને ફજેત જેવા થઇને બંધ થતો દરવાજો જોયાજ કીધો. એક છોકરીએ તેને ભારી શબ્દોથી ખુલ્લું અપમાન કીધું હતું. તેને બરડે પાણી ઉતર્યું; મોહડાંપર ફુટી નીકલેલો પરસેવો લુછીને નુછી નાખ્યો, ને ઘણોજ ધીમે પગલે વીચારમાં તે ત્યાંથી બહાર પડયો.

× × ×

"શાબાશ ગુલ, શાબાશ! કેવી ઝાકુ પરખાવી!"

તે બેઉ જીવો ત્યાંથી ગુમ થતાંજ ફરેદુન વકીલે ખુશાલ જીવે તે નાની બાસ્તીપર જગા લેતાં બબડવા માંડયું. તે જવાન તે છોકરીનો આજકાલ એક ઓળો થઇ પડયો હતો. ગઇ કાલે તેણીને બંગલીમાં પહોંચાડયા પછી હવે શું બનશે તેના ખ્યાલે તે જરાકબી જંપીને સુઇ શકયો નહિ;

સહવારનાં પહોરમાં તે બાગમાંની મુરતીને દુરથી જોતો તપાસતો ઉભોજ હતો; તેટલાં નવા શેઠજીને તે તરફ હેર્યું લેતો જોતાં તેણે તે મુલાકાતની બારીક તપાસ રાખી ને જે સેવટ આવ્યું તેપર ખુશાલ જીગરે હસતો તે ત્યાં ગોઠવાઇ ગયો. "ગમે તે પણ મારી ગુલ લાખમાં એક છે. મને તો કંઇ જુદીજ આશા આવેચ. એ તે છોકરાને ચાહતી હતી, જીવ આપતી હતી, બધું ઉતું; પણ તે ફકત હું દુર ઉતો ત્યાંસુધી. પણ કાલે જ્યારથી મેં એને મારો પ્યાર જણાવ્યોચ, મારો ખુલાસો સમજાવ્યોચ, ત્યારથીજ એ છોકરી તેની તરફ બીલકુલ ફરી બેઠીચ. બસ – બંસ – હું કઇ મુર્ખો નથી, મને સમજી જવુંજ જોઇએ. એ છોકરી એટલી મગરૂર છે કે મને તે ખુલ્લાં મને કંઇબી પોતાનું દીલ કહેવાની નથી. પણ ગુલ, હું તુંને સમજી ચુકોચ; તેં અમો બેમાંથી મારી પસંદગી કીધીચ ને તેને ખુલ્લાં અપમાનથી હંકારી કહાડયોચ. હા, આખરે હું જીત્યોચ; મારો રસ્તો તદન સાફ થયોચ ને હવે મને કશાંની દરકાર નથી. મારી ગુલ મારી આખી દુન્યા છે, તે મને મલીચ. હવે મારા જેવું સુખી બીજું કોઇ નથી!" તે ઘણોજ ખુશાલ જીગરે વીહસલમાં રાગણી વજાડતો હવે 'હાઉસ' તરફ વળ્યો.

———:o:———

## પ્રકરણ ૧૮ મું.

### "સખત આંચકો."

આખા પંદર દહાડા ઘણાજ આશાનીથી દાદી હાઉસમાં કંઇબી નવા બનાવ વગર પસાર થઇ ચુકા. એ અરસામાં તે નવા વારેસે પોતાની હકુમત ને સત્તા દેખીતી રીતે પુર જોરમાં ચલાવી દીધી હતી. બધું અસલી વખતનું ચાલતું આવેલું આ નવા શેઠને જરા થઇને રૂચતું હતું નહિ. તે જ્યાંબી નજર કરતો ત્યાં નવા સુધારાઓનીજ ઉલટ પકડી લેતો; જ્યાંબી પગ ઠેરવતો ત્યાં તમામ ફેરફાર કરવાનીજ હોંશ રાખતો હતો.

સેક્રેટરી રૂસ્તમજી મહેતા 'દાદી–હાઉસ' ના એક માનીતા ને માનભરેલા મેમબર હતા. સર દાદીબા તેવણને એક ભાઇ ગણીને કામ લેતા હતા, પણ આ નવા શેઠ તેવણ સાથે ફકત દમપર સુમાર

રાખતા હતા. ચોક્કસ વખતેજ હાજર રહેવું, તેટલો વખતજ કામ કરવું. દરેક ચીજ હુકમ મેલવીને કરવી, દરેક હીસાબ ખુલ્લાસાથી તરત દેખાડવો, વગેરે, વગેરે નવા કાયદાઓથી રૂસ્તમજીપર આજકાલ સખત કામ માથે આવી પડયુ હતું. વરસોનો બધો હીસાબ કીતાબ જે સર દાદીબાએ તેવણુપરના પુર વીશ્વાસથી છોડી દીધો હતો તે આ નવા વારેસ ઘણી ચંચળાઇથી બધો તપાસી લીધો હતો; વરસોથી બહેકી ગયલા કારોબારમાં તેણે જોઇતી મોટી કાપકુપ કરી નાખી હતી. હાઉસમાં કે બાગમાં, બંગલીઓમાં કે ચેહલીઓમાં, તબેલામાં કે ગેરેજીસમાં તેણે ઘણા ઝડપી ફેરફારો ને સુધારા કરી નાખવા રૂસ્તમજી સાથે તકરારો કરી. તેણે એક મોટો પ્લાન રચી રાખ્યો હતો.

અલબત ઘણી વખતે સર દાદીબા આગલ રૂસ્તમજીએ આ નવા કારોબારની જોઇતી ફરયાદો કરીને તેવણુની મદદ માંગી; પણ નીચી ડાકે ઉંડા નીસાસા નાખ્યા સીવાય તેવણુ વધુ કઇ કરી શકતા નહિ. એક વખતબી તેવણુ તે જવાનને પોતાની સામે બોલાવી મંગાવી કોઇબી જાતનો વાંધો કે અડચણ દેખાડતા નહિ કે તેને થપકો આપતા નહિ.

પણ આ પંદર દહાડાના અનુભવ પછી તેવણે એકજ કામ ઝડપમાં નકકી કીધું. તે એજ કે મી. બારનેટ વકીલને બોલાવી મંગાવી તેવણે પોતાનું વીલ કરી નાખવા ની ઉતાવળી ગોઠવણ કરી દીધી.

તે એક ગંભીર પળ હતી. પાંચ ગ્રહસ્થો તે લાયબ્રેરીમાં હમણાં ભેગા મલ્યા હતા, પણ તે છતા ત્યાં સઘળું બીલકુલ શાંત હતું.

સર દાદીબા હોશંગ તે અસલી મોટી નરમ મખમલી ખુરશીપર બેઠેલા હતા, જયારે પાસેના તે ડેસ્કપર વાંકા વળી મી. બારનેટ વકીલ કંઇ લખવામાં ગુંટાયા હતા. સેક્રેટરી રૂસ્તમજી ગંભીર ચહેરે દુરથી બેઠેલા હતા. તે સામા સોફાપર 'હાઉસ'ના ફેમીલી ડો૦ મારટીન તે વૃધ્ધ શેઠયા તરફ તપાસની ઢપે જોતા બેઠેલા હતા, જયારે કાકાજીનો વ્હાલો ભત્રીજો-તે 'હાઉસ'નો નવો વારેસ-સર દાદીબાની ખુરશી પછવાડે ખુલ્લાસ ઉભો રહયો હતો. તે પોતે કેવો એક બેદરકાર હોય તેમ ઉભો હતો પણ તેની આંખો મી. બારનેટ વકીલનાં લખાણ

તરફ ઘડી ઘડી અટકી જતી હતી, ને તેના કાનો સર દાદીબા શું બોલ્યા હતા ને શું બોલશે તે સમજવા ઉભાજ હતા. તે બધું છતાબી પોતાની તે માટેની બેદરકારી ખુલ્લી દેખાડી આપવા તે જવાન હવે બેઉ હાથો પાતલુનનાં ગજવાંમાં ખોસી તે સામી બારી તરફ જઇ ઉભો.

તે તમામ ચુપકીદી પછી સર દાદીબાનો ગુંગળાતો અવાજ તે ઓરડામાં ફરી વજ્યો. "હું ધારૂંચ કે મેં લખાવેલું તમે બધું લખ્યું હશે. મી. બારનેટ લાવો, જોઉં, હું વાંચીને હવે સહી કરશ." તેવણે તે લાંબા કીધેલા હાથમાં તે વકીલે ખુશીથી તે કાગલ સેરવ્યું.

આખી વીસ મીનીટ તેવણે તે વીલ વાંચી જોવામા ગાળી કહાડી. "તદન બરાબર, ગ્રહસ્થો. નાની મોટી રકમો હયાં ત્યાં વહેંચ્યા પછી મારૂં બધું-બધું મેં મારા ભાઇના દીકરા બહેરામ કેકોબાદનેજ આપવા લખ્યુંચ. તેજ મારો દીકરો છે, તેજ મારો વારેસ છે. એમ યાદ રાખજો.' તેવણે ઉશ્કેરઇ જતાં આટલા સખુન બોલી દીધા.

હવે ડૉ૦ મારટીન તેવણુની નજદીક આવ્યા. "મારૂં માનો, આજે તમે જોઇએ તે કરતાં વધારે થાકેલા લાગોચ. સહી કરવાનું કાલપર રાખો ને તમે એકદમ આસાયશ લેઓ."

"નહિ, નહિ; મને એ કામ આજેજ—હમણાંજ કરી નાખવું જોઇએ," ને અહિં રૂસ્તમજીએ તેવણુનાં હાથમાં મુકેલી તે રૂપેરી કલમ ઉંચકી. તેવણે ઝડપમાં તે વીલપર મકકમ હાથોએ સહી કરી દીધી.

અફસોસ! તેજ પળે, પોતાની જોખમદારી જાણે ખલાસ થઇ હોય તેમ, તે ટેકવી રાખેલી તેવણુની શકતી ખુટી ગઈ ને તે દયાળુ, ભલો શેઠયો તે મખમલી ખુરશીપર બેશુધ થઇને ઢગલો થઇ પડયો.

ડૉ૦ મારટીને તુરતજ ઘણી કાલજીથી પોતાની મહેનત શરૂ કીધી. રૂસ્તમજીએ દોડાદોડ કરી મુકી, ને બીજી પાંચ મીનીટમાં તો બીલકુલ શાંતી અને આસાયશ સાથે ખુલ્લી હવાનાં તે બાદશાહી બીછાણાંમાં સર દાદીબાને મુકવામાં આવ્યા.

તેવણુનો માનીતો ભત્રીજો અને હેતવંતો ભાણેજ દેખીતી રીતે ગમગીન ચહેરે હયાંથી ત્યાં દોડતા મેનીજ કરતા દેખાતા હતા. પણ જયારે ડૉ૦ મારટીને જાહેર કીધું કે તે એક સખત લકવાનો હુમલો

હતો અને બોલવાની કે હીલચાલ કરવાની શકતી સુદ્ધન મારી ગઇ હતી, ત્યારે તે બેઉ જુવાનોનાં મોહડાંપર જે લાગણીઓ પ્રગટી રહી તે ઘણીજ શકમંદ હતી.

સૌથી વધારે દુખી રૂસ્તમજી હતા, કારણ તેવણુની મજબુત કોશેશ છતાં તેવણુની આંખોમાંથી આંસુઓ સરી પડયાં હતાં. ડૉ૦ મારટીન સાથે તેવણુ ધીમેથી બહાર નીકલ્યા કે. તે બેઉ જુવાન માણસોના ચહેરાપર એવી લાગણી ફેલાઇ રહી કે. તે લોક તે ઘરડા મુરબ્બી માટે દલગીર છે કે નહિ તે વીશે મોટો શક ઉત્પન્ન થાય. બહેરામે અને ફરેદુન બેઉ જણા ઓરડામાંથી બહાર નીકલ્યા ને જુદે જુદે રસ્તે છુટા પડયા, પણુ બેઉના વીચારો એકજ સરખા હતા કે, "તેવણુ જલ્દી ઘેર ખાલી કરે તો સારૂં."

——:o:——

## પ્રકરણુ ૧૯ મું.

"એની પાસે ઇનશાનનું દીલ નથી, પણુ પથ્થરનો હુકડો છે."

"બસ રૂસ્તમજી, હું તમુને કેહું તેમ તમુને કરવુંજ જોઇશે," 'દાદી-હાઉસ'નાં નવા વારેસે ખુબ મક્કમતાથી તે મોટી ડેસ્કપર કંઇક ગુસ્સાથી મુક્કી થોકી. "કાકાજીએ બધુ માગ નામપર કરી આપ્યુંચ ને તેવણુ બીચારાની આવી કમનસીબ સ્થીતીમાં તમુને બધો કારભાર મારે હુકમે કરવો જોઇશે."

"અલબત તમારા હુકમને વરે હું હમેશાં તૈયાર છેઉં. પણુ—પણુ મારૂં કહેવાનું એટલુંજ છે કે એ માય દીકરીને વરે સર દાદીબા પોતે હદબહાર કાલજી રાખતા હતા. તેવણુ જયારે જાણુશે કે તમે તે બીચારાંઓને કહાડી મુકયાંચ તો જરૂરજ તેવણુ તમારી પર——"

"બસ—બસ. તાહરની વાત તાહરે થઇ રહેશે. તમે તમારે મેં કહ્યુંચ તેમ કરી નાખજો."

"એ એક બીલકુલ દયા વગરનું કામ છે. હજુર દાદીબા જીવતા છે, આંય બધું હજુરની તેવણુનું છે; તો તેવણુની સૌથી મોટી મરજીપર તમુને એમ એકદમ છેકો મારવો નહિ જોઇએ."

આ જીદ્દી સેક્રેટરીપર તે જુવાન શેઠે મોટા ગુસ્સાથી જોયા કીધું. "એ બધું મને માલમ છે. મારા વીચાર પ્રમાણે તમારૂં કામ ફકટ હું કેહું તેમ કરવામાંજ સમાયલું છે."

"તેમ મારેથી બનશે નહિ. સર દાદીબા મને એક ભાઇ તરીકે જાણી મારી સલાહ માંગતા હતા, ને તે પ્રમાણેજ કારભાર ચાલતોતો."

"તેથીજ બધો કારભાર ઉંધણુસી જેવો રહી ગીયોચ. હું ઘણો ફેરફાર કરવા માંગુચ."

"તેમાં હું વચ્ચે પડનાર નથી."

"પણ તેનું પહેલુ પગથ્યું આ બંગલીનું છે. એ ખાલી કરાવીને હું તે ઠેકાણે એક મોટો હોલ બાંધવા માંગુચ કે હાઉસની આંડ પાર્ટીઓ તાંહ થઇ શકે."

"કેવું અજબ જેવું! ફકટ એક મોજને ખાતર ગરીબડા, નીર્દોષ જીવડાને તમે દુન્યાની દયાપર તવળતા છોડવા તૈયાર થયાચ. એવો હોલ બાંધવા આપરે બીજી દીશાપરની જમીન મેલવી શકશું."

"મને તેજ ઠેકાણું જોઇએચ."

"યાદ રાખજો, એ તમારૂં પગળું ઘણુંજ ખોટૂં છે. તે લોકો વરસોથી સર દાદીબાને આશરે છે."

"ને તે તદન પુરતું થયુંચ. એવાં આઇતું ખાનાર તો ઘણાં જણાં મલશે."

"નહિ સાહેબ સાંભળો, એ છોકરીના બાવા ખુદાદાદ તીરંદાઝ સર દાદીબાના દોસ્ત ઉતા. ખુદ દાદીબા તો ખુલ્લી રીતે કહેતાતા કે એ તીરંદાઝવાલાની કંઇક મદદ અને સલાહથી તેવણ આગલ વધીને આજની હાલતે પુગાચ."

"બધું જુઠહું!" તે જવાન એક મોટા તુચ્છકારથી પુકારી ઉઠયો.

"તે પરથીજ શેઠે વગર ભાડે તે લોકને રાખવા ઉપરાંત દર મહિને સો રૂપ્યાની રકમ આપની કીધેલી; તમે જાણુતા નથી કે એક બીમાર માતા ને તેની છોકરી, એ બે જણાંને તમે કોણુની દયાપર છોડવા માંગોચ તે મને કેહેવો."

"તમુને કે મને તેની સાથે કામ નથી. હું તો મારી આવકના રૂપ્યા આના પૈ તપાસનારો માણુસ છેઉં. મારેથી એવાં ઢોંગીઓને સપોવવાનું બનશે નહિ. બસ, મેં તમુને કહ્યું તેમ કરો. અબઘડી જાઓ ને તે લોકને ચોવીસ કલાકમાં મારૂ ઘેર ખાલી કરી જવાની નોટીસ પહોંચાડો."

"ચોવીસ કલાકમાં !"

"બસ જાઓ, જઇને કેહવો કે મને કાલે ઘેર ખાલી જોઇએ." આ હુકમી તોર છતાં રૂસ્તમજી પોતાની જગાપરથી જરાકબી હઠયા નહિ.

"શું તમે આજે નાફરમાન થવા માગોચ ?"

"કદી નહિ-પણુ એમ એકાએક તે લોક કાંહ જશે ?"

"જહાનમ જાય, તેની સાથે આપુને શું કાંમ છે ?"

આખી પાંચ મીનીટ ચુપકીદીમાં પસાર થઇ ગઇ. જયારથી હાઉસના જુવાન વારેસ ગુલનાર તીરંદાઝ તરફથી પેલી સહવારે ખુલ્લુ અપમાન ખમ્યું ત્યારથી તે જવાન કુદરતી રીતે તે તરફ જવા અચકાતો હતો. તે જાણે તે છોકરીની નજર ફરીથી પડવા માગતોજ નહિ, ને તેથી તેનેથી ખુલ્લી રીતે પોતાની જમીનપર ફરી શકાતું નહિ. ને આ રીત વધારે વાર ચાલુ નહિ રાખતા તે મગરૂર છોકરીને પોતાની નજર આગલથી એકદમ દુર જેમ બને તેમ જલદી હાકી કહાડવા તે જીદ પકડી બેઠો હતો.

"કેમ હજુર તમે શું વીચાર કર્યા કરોચ.? મેં એ બાબદમા નકકી વીચાર કાધોચ ને તમુને તે અબઘડી જણુાવવોજ પડશે."

"વારૂ, તમારી ખુશી છે તો હુ જાઉચ; પણુ મારો વીચાર છે કે તે માય દીકરાં બીચારાં દુન્યામા કંઇ ખોળી ખાય તેટલાં તે લોકને કંઇ ચોકસ રકમ આપવી જોઇએ તોજ સ્રીજાત તરફ આપરો ઇનશાફ કહેવાશે"

તેણે ઘણોજ કચવાઇને મોહડું ફેરવ્યું. બીજી પળે તેણે કપાલ દાબ્યું, પછી થોડો વખત તે સામે બેઠેલા ઇનસાફી અહસ્થ તરફ નાખુશીથી ટીકયા કીધું.

પણ આખરે તે એક હારેલા માણુસની માફક ઉઠયો ને પોતાની ચેક બુક કહાડી. "મેં તમુને ઘણી વખત જણાવ્યુંચ કે એવાં અખેલાં પખેલાંઓને વરે મારેથી એવી સખાવતો બને તેમ નથી. પણ તમે આજે મોટી જીદ પકડી બેઠાચ. તમે બધું જાણોચ તો ખરા કે કાકાજીના વખત કરતાં હમણાં મારે કમનસીબે આવક કેટલી ઘટવા માંડીચ? છ મહિનાં થયા કાકાજી ખાતલે પડયાચ પણ તેટલાં હું તો ગગડતોજ ચાલ્યોચ. રૂના ભાવો ગગડતા ચાલ્યાચ, તેપરનો મારો આધાર હવામાંજ છે. ચાંદી પર ધરેલી આશા ભોંય થઇ ગેઇચ. જે ઘોડો ધાર્યો તેણે મારો નાશ કીધોચ; તમે બધું જાણોચ કે હું તદન આવી રહયોચ."

" ને તોબી તમે એક આખી અગતની ચીજ તોડી ફેકટની મોજને વરે મોટું બાંધકામ કરાવવા તૈયાર થયાચ તેથી મને કયારની અજાયબી લાગેચ," રૂસ્તમજીએ આબાદ તાણો માર્યો.

" તે શું કંઇ ભોયનાં પડેલા ભોંયે પડી રહીશું? જરા તેજી આવવા દેઓ કે પાછા તરીપાર ! વેલ, તમુને કેટલી રકમ જોઇશે?"

"જેમ તમારી મરજી પડે તેમ."

તેણે પોતાના મગરૂર સફેદ હાથે ચપચપ ચીતરી આપતાં તે કાગરયું તેવણના હાથમાં મુકયું. "આ પાનસો રૂપ્યા એ લોકને વરે ઘણા થયા." તે હવે ત્યાંથી રૂસ્તમજીનું કંઇબી સાંભલ્યા વગર બહાર નીકલી ગયો.

"અફસોસ, સદ હજાર અફસોસ !" રૂસ્તમજીએ માથાપર એક તરાપ મારી. "પરવરદેગારે આજે મારે ફાળે કેવું કંગાલ કામ નેમેલું છે! જે માણુસોને મારા શેઠ માનથી, પ્રીતથી, દયાથી, કાલજીથી જોતા આવેલા તે લોકને આજે હું ચોવીશ કલાકમાં ચાલી જવા કહેવાનો છેઉં એ મારેથી જાણે મનાતું નથી. મારા ગરીબ શેઠ, તેવણુને નસીબે આ કેવો ઘાતકી દીલનો વારેસ નક્કી થયોચ. એની પાસે ઇનશાનનું દીલ નથી પણ પથ્થરનો ટુકડો છે! કેવી ગાય જેવી છોકરી ને કેવો દેખાવ ! એવાં બચ્ચાંને આ દુન્યામાં છુટું મુકવું ! અફસોસ, એ ઇનશાન નથી પણ હેવાન છે! આજે વરસ દહાડાની વાતપર એ પોર્યો પહેલ-

વહેલો 'હાઉસ'માં આવેલો તાહરે તો કેવો નમાનો, દયાળુ ને મીલનસાર લાગતોતો, પણ હવે-હવે તો બસ શેઠની બીમારી પછી એ માણસે બીનકુલ લાલચાવટો મુકી દીધોચ સત્તો સો એવો રમેચ કે યાહોમ હોમાવેચ. ચાલુ ઘોડાઓનાં નામો પુંજ્યા કરેચ, એ એનું બીઝનેસ છે. મને હવે-હવે હીસાબમાં માથું મારવાબી દેતો નથી. એનો વીચાર ઘણો છે કે મારે હવે હાઉસમાથી જતા રહેવું. એ ઘણી વખતે મને અપમાનબી કરેચ કે હું અહિથી ચાલી જાઉં, પણ મેં આજે પચ્ચીસ વરસ થયાં મારા ભલા શેઠનુ નીમક ખાધુંચ તો તેવણની બીમારીમાં હું આ માણસને હાથ તેવણનો નાશ થવા દેવાનો નથી. જયાંસુધી ટકાશે તાંહસુધી તો હું મારા દાદીબા આગલથી જનાર નથી. હમણાં થીજ પેલો માણેકજી શરોફ ઘડીઘડી ધકેલા ખાયા કરેચ ને એ બેઉ જણા કંઇ ઘુસઘુસ કર્યાં કરેચ. મને લાગેચ કે એની પાસે આ પોર્યાં એ મોટી રકમ કહડાવેલી છે. આ હાઉસમાં બે માણસો જે આજકાલ પેઠા પડયાંચ તે મને બીલકુલ ગમતુ નથી. એક એ માણેકજી શરોફ ને બીજી પેરી દોશીબાઇ એલાગ્યા. એ બૈરી જબરી છે. દાદીબાએ તો અને હડધુત કરીને એક વખત કહાડી મુકેલી પણ હવે-હવે તેવણને જેવાને મસે આવીને આ નવા પોર્યા સાથે લાંબી ટુંકી હાંકેચ. મને લાગેચ કે આ ગરીબ માય દીકરીનુ કાટલું કહાડવામા એ નીંદાખોરી બૈરીનો મોટો હાથ છે. એ સુજમાં રોજ ખોલેચ; અની દુકતીને તો આ પોર્યો ઝાંખીને જેવાનોબી નથી. બધાની વચમાં કામ થશે તો કદાચ જીજીભાઇ બનાજીની શીરીન ફાવી જાય. એ છોકરો તેનીપર ઘેલો દીવાનો છે. દરરોજ એ કાલાએ 'બનાજી લોડજ'માં ધકેલા ખાયચ પણ તે પોરી ઘણી ડાવકી છે. હું તો જાહરે જેઉંચ તાહરે એની તરફ ગંભીર ને ટેકમાંજ રહેચ. કોણ જાણે ઉંટ કેમ તર બેસેચ? સૌ આપસી મેલ જણાશે, પણ આજને કાલ તો એ બીચારાં તીરદાંઝવાલા રખડી ગીયાંચ. મને હવે જવું જોઇએ. ખુદા મદદ કરે!" તેવણ હવે દલગીર ચેહરે ઉઠયા ને તે દુખભરેલી ફરજ બજાવવા 'હાઉસ'ની બહાર પડયા.

———:o:———

## પ્રકરણ ૨૦ મું.

### "એની સખાવત હું મારા પગ નીચે કચડીને દેખાડી આપશ કે અમારા દીલમાંથી કંઈ ખાનદાની લોહી દોડેચ."

"ખુદા શું કરૂં ? આ ફરેદુન તો બસ મારો પીછો છોડનોજ નથી? એ એક ગ્રહસ્થ છે પણ એનાં ટાહેલાં કરતાં મને એકાંત ને એખલું વધારે ગમેચ". ગુલનાર તીરંદાઝ પોતાનાં સાદા ને સ્વચ્છ ઓરડામાં તે બીમાર માતાને માટે એક 'શોલ' ગુંઠતી બડબડતી બેઠી હતી. "ખુદાજ જાણેચ કે એ બહેરામને મેં કેવી ફીદાગીરીથી ચાહયો. હુ તો માનતી'તી કે એવી જોરાવર લાગણી કદીબી બીજી કોઈબી સ્ત્રી પાસે હોશે નહિ. પણ કીસ્મત—કે તે નીભી નહિ !

"તેણે બી તે નીભાવી નહિ ને મારા દીલમાંથી તે ટકી નહિ. પણ હજુરબી મારૂં દીવાનું દીલ તે વરસ દહાડાપર જોયલા આકારને યાદ કરતાં કેવુ ધ્રુજેચે ? હજુરબી મને લાગેચ કે હું તેને ચાહુ ચ, પણ હું શું કરૂં ? તે ફરીથી આયો પણ મારી નજર તે જુદોજ છે. તેજ કાળી આંખો છે પણ કેવો હવે તો કરડો બની ગીયોચ ? આકાર તેજ, પણ બીલકુલ દયા વગરનો ! જાણે જોતાંજ બીહક લાગે—કોણ રૂસ્તમજી ?" તે છોકરી માનથી ઉઠીને ઉભી થઇ. "આવો—આવો બેસો. માયજી તો જરા પહોંડેલાં છે."

"કેમ શું છે ?"

"હા. જરા તબીયત કાલથી બગડેલી છે," તેવણે તે છોકરીના ચીંતાતુર ચેહરા પર દયાથી જોયું. એક માતાપર જાન આપતી આ છોકરીપર રૂસ્તમજી હમેશાં વખાણથી, માયાથી જોતા હતા. હવે તેવણ વીચારમાં ગુંચવાતા ચુપ ઉભા.

"કાય રૂસ્તમજી, આજે કંઇ તમે દલગીર દેખાઓચ, શું છે?"

"જરા તમે તમારાં માયજીને ઉઠાડશો?"

"તેવણ તો સીક છે. કંઇ ઘણું અગતનું છે?"

"હા, અમારા જુવાન શેઠ ફરેદુનથી તાકીદનું કંઇ કહેવાનું છે"

"તે શું તમે તેવણને એમ નહિ કહી શકશો કે સીક હોવાથી

સુતેલાં છે ?"

"તેમાં તેવણ્ જરૂર ગુસ્સે થશે."

"અરે ખુદા, સર દાદીઆ કેવા ભલા ઉતા ! તેવણ તો કદીબી મારાં માયજીની તબીયત એમ તુચ્છકારતાતા નહિ ! જેવાં અમારાં નસીબ." તે હલગીરીથી અંદર ગઇ.

"અરેરે ગરીબ બચ્ચું, આટલાંમાંજ તે આટલી બધી દુખી થઈ ગેઇચ, તો હજુર પછીની આફત સમજી તે શું કરશે ?" પણ હજુર તો તેવણ પોતાની ફરજ માટે દુખી બને તે અગાઉ તો ગુલ પાછી સામે આવી ઉભી. "મારાં માયજી તમારે ખાતર જાગ્યાચ, પણ ઉઠીને ચાલવાની શકતી નથી. તમેજ જરા તાંહ આવશો ?"

આ પળે તેવણનાં દીલમાં એક મજબુત ચમતો તુટો. જે બાનુ ઉઠીને ચાલવા શકતીવાન નથી તે, અરે ગજબ, તે બીચારી આ ખબર કેવી રીતે સાંભલી શકશે ને ચોવીસ કલાકમાં બહાર કેમ નીકલી શકશે ! તેવણ તે બીમાર શાંત ઓરડામાં ધીમેથી ગયા. તે નાતવાન બાનુ તેવણ ગમ ઘણી ચીંતાથી જોયા કરતી હતી. અલબત સુતેલી જગાડીને તાકીદનુ કેહણ સાંભલવું એ આ પહેલીજવાર 'દાદી–હાઉસ' માં બનેલું તે યાદ કરી શકી.

"કેમ મહેરબાનુ, કેમ છેઓ ?"

"શુ કરૂં ભાઇ, નબળાઇ ઘણીજ લાગેચ. કાલથી જરા તાપ જેવુંબી છે. મને નહિ લાગતું રૂસ્તમજી, કે હું હવે વધારે વખત જીવી શકું".

"ધીરજ ધરો—એવું ના બોલો."

"મારી ધાસ્તી ફકત એટલીજ છે કે મારા મુવા પછી આ મારાં ગુલાબ બચ્ચાંનું શું થશે ? પણ તોબી હું મારાં દીલને એટલો તો સધ્યારો આવી શકુંચ કે જયાંસુધી 'દાદી–હાઉસ'માં તમારા જેવા દયાળુ ધનસારી માણુસો છે તાંહ સુધી મારી ગુલનાર તદન સલામત છે."

અરેરે, ધીમે ધીમે બોલતી તે દુખી બાનુ તેવણ તરફ કેવા મોટા વીશ્વાસથી જોતી હતી ? પણ પોતે હમણા કેવી કબસ હાલતમાં આવેલા હતા તે મનથી સમજતાં રૂસ્તમજીએ એક મોટો નીસાસો ખેંચ્યો.

આ માના દુરનાં ભવીશ્યને માટે તેવણુપર આધાર રાખી બેઠેલી છે! અરેરે, ભવીશ્યની વાત તો બાજુ રહી પણ આ પળે કેવી ઓચીંતી દુખી ખબરથી તેવણુ તેણીને નીરાશ કરનાર હતા તે ખ્યાલથી જાણે પોતે મોટી શરમીંદગીમાં હોય તેમ માથું નમાવી બેઠા. "મહેરબાનુ, હું તમુને હમણાં એક એવી ખબર કહેવા આયોચ કે તે કહેવા અગાઉ હું ઇચ્છુંચ કે મારી જીભ કપાઇ ગઇ હોતે તો બહેતર થતે."

શું ઉઉઉઉં એટલી બધી ખરાબ ખબર છે?" તે માંદી સ્ત્રી ફીકકે પડેલે ચેહરે પલંગપર ઉઠીને બેઠી. પણ ગુલનાર ——તે છોકરી તો જેમની તેમજ કઇક આતુરતાથી જોતી સામે ઉભીજ રહી.

"રૂસ્તમજી, તમુને જેબી કંઇ કહેવાનું હોય તે ઝડપથી બોલી દેઓ; મારાં માયજીને વધારે દુખી ના બનાવો," ને તે છોકરીના મકકમ અવાજથી તેવણુને ખરેખર હીંમત આવી.

"આ નવો માણસ બીલકુલ દયા વગરનો છે પહેલાં 'હાઉસ'માં મારો અવાજ પહેલો હતો—હવે તે છેહલોબી રહયો નથી. મારૂં બીલકુલ તે સાંભલતો નથી. હું શું કરૂં? હું તો ફરમાવેલો બંદો. મારી ઘણી ઘણી તકરારો ને નામરજી છતાં મને એ નવા શેઠે હમણાં તમારી તરફ મોકલ્યોચ. હું ઘણોજ દુખી દીલે તમુને જણાઉવ કે તેવણે તમુને ચોવીસ કલાકની નોટીસમાં આ બંગલી ખાલી કરી જવા ફરમાવ્યુંચ."

"અરે અફસોસ, તાહરે અમારી સલામતી શું?"

"હું શું કરૂં બાઇ, મેં તો તેવણુને ઘણું ઘણું સમજાવ્યું, પણ હું શું બોલુ? તેવણુ એક દયા વગરના સખત દીલના માણુસ દેખાયચ."

"દેખાયચ શું? તેવણુ છેજ!" ગુલ જુસ્સાથી બોલી ઉઠી.

"આંપ તમુને અપાતો ચાલુ દરમાયો ને વગર ભાડેનું ભકુત તેવણુને પરવડતું નથી."

"પરવરદેગારની મદદ! અમે કેવાં નાવારેસ છઇએ? દીકરી ગુલ, હવે આપરે શું કરવું? બીચારા દદીબાને હજુરમી ખુદા તનદેરોસ્ની મક્ષ; તેવણે આપણુને કેવાં સંભાલ્યાં? હવે અમારૂં શું થશે? હું તો તદ્દન

અશકત છેઉં. ખુદાએ મને તબીયતની યારી આપી હોતે તો મહેનત કરીને આંય મારાં બચ્ચાંને હું ખવાડતે."

ગુલનો દુખનો પહેલો ઝટકો નરમ પડી ચુકો હતો. તે હવે પોતાની વ્હાલી માતાનાં આંસુઓ વધારે વખત ખમી શકી નહિ; તે જીવ નાખતી, રડતી માતા તરફ ધસી આવી. "મારાં માયજી, શાને વરે તમે એટલાં બધા હબતી જાવોચ? ખુદાપર ભરૂસો રાખો. જેણે આપુને આટલો વખત સંભાહયાંય તેજ હજુરબી આપુને સભાલશે. હું શું મરી ગેઇચ? આ મારા બે હાથ કેવા છે? કામ પડશે તો હું નોકરી કરીનેબી તમુને પાળીશ." તે હીમ્મતથી બોલતી છોકરી ગમ રૂસ્તમજી માયાથી ફર્યા.

"ગરીબ બચ્ચાં, તારી હીમતપર હું ઘણીજ વખાણથી જોઉ ચ; પણ આજ ને કાલ એટલુ બધું કરવાની તમુ લોકને કશી જરૂર પડવાની નથી. તેવણે તમારે નામે પાનસો રૂપ્યાનો આ ચેક લખી આપ્યોચ. એ તમુ લોકને ઠીક વખત જવાબ દેશે ને–ને તેટલાં તમુ લોકને કંઇ વીચાર કરવાનો કે ઠર પડવાનો વખતબી મલશે." ને અહિ તે ચેક તે બીમાર બાનુના હાથમાં તેવણે મુકયો.

"વારૂ, ખુદાની મહેરથી એટલીબી તેવણુને દયા આવી"

"કદી નહિ!—કદી નહિ!—માયજી, જે માણુસ આપુને કુતરાંની માફક ચોવીસ કલાકની નોટીસમા ઘેરમાંથી હંકારી કહાડે તેની એ ભલાઇ મોટા તુચ્છકાર સાથે આપુનેબી ફેંકી દેવી જોઇએ."

"નહિ, નહિ, એમ ના કરતાં," રૂસ્તમજી વચ્ચે પડયા. "તેને શું છે? તે તો તમારાં એ કામ તરફ જરાસ્તી હસીને વીસરી જશે, પણ તમુને તેથી ઘણી અડચણ પડશે, તેના વગર ઘણું ખમવું પડશે. એ પૈસાથી તમે લોકો કેટલી બધી ચીજો ખરીદી શકશો, ઘણો વખત તમારો ગુજારો કરી શકશો. જરા ધીરજથી વીચાર કરજે દીકરા; પૈસા એ દુન્યામાં મોટી ચીજ છે."

"મારે મનથી તે સૌથી હલકી ચીજ છે!" ગુલનો ચેહરો ગુસ્સાથી જાણે તપી આવ્યો હતો. "માયજી, બીચારા દાદીબાની સખાવતપર આપરે આટલો વખત પડયાં કની, તેવણુના ઉદાર દયાળુ દીલનો લાભ

આટલાં વરસ આપરે માનથી લીધો કેની? પણ આ તુંદ મીજાસી માણુ-સની આવી સખાવત હું કદીબી કબુલ કરવાની નથી." ને એટલું બોલતાં તે છોકરીએ માતાના હાથમાં સંભાલથી પકડાયલું તે કાગલ ઝુટવી લઇ તેના ટુકડે ટુકડા કરી ને જમીનપર ફેંકી દીધા. "તેની એવી સખાવત હુંબી મારા પગ નીચે કચડીને દેખાડી આપશ કે અમારાં દીલમાંબી કંઇક ખાનદાની લોહી દોડેચ. તે ધારેચ તેટલાં અમે કંઇ હલકાં પીંજારડાં નથી."

"અરે મારી માય, તે આંય શું કીધું !" તે માતા હબ્તીને દવાઇ જતાં બોલી પડી. "તું જાણેચ, ઘેરબાર વગરનાં થઇ અહિંથી કેહેબી જવાને વરે આપુને સૌથી પહેલાં પૈસાની ગરજ પડશે. મોટો ખરચ માથે પડયો ને એ તેં શું કીધું ?"

. "ખરેખર તમે ઘણુંજ ઉતાવળાં થયા," રૂસ્તમજી વચ્ચે પડયા.

"કંઇ નહિજી, અમારો ખુદા અમારી સાથેજ છે. મને કશાંની ધારતી નથી. માયજી તમે બીહો ના. મારી પાસે તુરતાતુરતને વરે તો પુરતું છે, પછી તે સાહેબ આપરો દાતાર છે." તે છોકરી ટણકામાં ત્યાંથી જતી રહી ને તે બીમાર બાનુને કેટલાક સખ્યારાના સખુને કહી રૂસ્તમજી હવે ઘણા ભારી દુખી દીલે ત્યાંથી બહારે પડયા.

———:o:———

## પ્રકરણ ૨૧ મું.

**"ઓ ગજબ! તે આકારબી ગયો ને સાથે મારૂં બધુંજ ગયું!!"**

"કેમ ગુલ, શું કામમાં રોકઇ ગેઇચ ?" ફરેદુને આવતાંને વાર કાલજીથી પુછયું, ને ઝડપમાં ગોઠવ ગાઠવ બાંધણુધ કરતી તે છોકરીએ ઠંડકથી ઉંચે જોયું.

"આ જોવની. તમારા સગાએ અપુને ચોવીસ કલાકની મુદતમાં આખું ઘેર ખાલી કરી જવા કહેવરાવ્યું," તેણીએ ગુસ્સાથી ફરયાદ ઉઠાવી.

"હા, મને તે હમણુંજ માલમ પડયું ને તે સાંભલતાંજ હું અહિ દોડી આવ્યો. બીલકુલ કઠણ દીલનો ખાતરી માણસ છે. મારી સાથેબી કાંહ પાધરો છે? આજે વરસો થયાં મામાજી મને ત્રણસો રૂપીયા

દર મહીને પોકેટ ખરચના આપતાતા તે કાલે મને લખીને જણાવેચ કે હવેથી મને દર મહિને ફકત સો રૂપ્યા મલશે. મેંબી તેનો બરાબર જવાબ વાળ્યોચ કે બધાં સાથે ફાવી શકશો, મારી સાથે ચેડાં નાં કહાડતા. હે હે હે હે હે !"

તે છોકરી શાંતીથી સાંભલતી હતી.

"પણુ મેં સાંભલ્યું કે એને કંઇ તમુ લોકને રકમની મદદ મોકલીચ."

"શુંઉઉઉઉઉ ! મને તેની મદદની હવે અગત નથી. એની હોણુ-પસ્તીભરેલી તેની સખાવતને થોકરે મારવા હું મારાં માયજીની બાજુમાં જીવતી બેઠેલી છેઉં," તે છોકરીનો મગરૂર ઘટમદાર મુખડો બે પળ એવો તો ખીલી રહયો હતો કે તે જવાને પોતાની પસંદગીપર બે પળ હરખાઇને જોયાજ કીધું.

"શું તે નાકબુલ કરવાની તેં મુર્ખાઇ કીધી ?"

"દાસ્તો, હું ગમે તેટી ગરીબ છેઉં તો શું થયું, પણુ મને એવું થાયચ કે મારો જીવ આપું પણુ એવી ફેંકાયલી ભીખપર મારાં માયજીને હું જીવવા નહિ દેઉં."

"ગુલ, તારો વીચાર મને ઘણો માનભરેલો લાગેચ," તે જવાન તે ડચકાં ખાતી છોકરીગમ બે ડગલાં નજદીક ગીયો, "પણુ તું હવે કશી રીતે ફીકર ના કરતી, બની તે બની તું બેફીકર રહેજે."

"તેમ કેમ બને ? એટલા ટુંક વખતમાં અમે કાંહ જઇએ ? એ તો એક એવો માણુસ છે કે કદાચ આવીંને અમારો સામાનબી રસ્તાપર ફેંકીને અમુને બહાર જવા કહે."

"બસ —બસ, એવું એવું ના બોલ; હું જીવતો છેઉ તાંહસુધી તારે કશી ફીકર કરવી નહિ. તેની મકદુર નથી કે તે મારા ડોળા સામે તમુ લોકને જરાકબી હેરાન કરી શકે. ગુલ, તારા જેવી નાજુક છોકરી માટે એટલી લાંબી ફીકર ચીતાનું કામ નથી. તું ફકત તારૂં પેકપુક કરી રાખ. હું તમુ લોકને કાલે એવી વધારે સારી જગાપર ને વધારે સલામતીમાં પહોચાડશ."

"તે કાંહ ? મને જાણવું જોઇએ."

"તું જાણેચ, કોટમાં હોર્નબી રોડપર મારા બાવાજીનો વકીલ વીલા આવેલો છે. તમે લોક બેલાશક તાંહ તમારૂં ઘેર સમજીને રહેજો."

"તમે કેટલા ભલા થઇ શકોચ," આ તેણીનો પહેલોજ વાકય હતો કે જેમાં તેણીએ તેની તરફ કંઇક માનથી જોયું.

તે જવાનનો ચેહરો ખુશીથી ખીલી રહયો. "એક માણુસની તારીપર સખત ઇતરાજી ફિતરીચ તો ખોદાએ તારે વરે એક બીજો મદદને વરે તૈયાર રાખ્યોચ. ગુલ, હું તુંને જરાકબી અડચણુ પડવા દેવાનો નથી."

"મને કાંહ સેકો તાણોચ. મારે વરે તમે જરાકબી કાલજી ના કરો. મારાં માયજી બીચારાં કાલનાં વધારે સીક છે. એવણુને અહિથી કેવી રીતે લઇ જઇશું ?"

"તે બધી સંભાલ તું મારીપર રાખ તારાં માયજીને હું મારા પોતાનાં માંય તરીક ગણુસ. એથી વધારે હું તુને શું ખાત્રી આપી શકુ ? તું ફકટ બધું તઇયાર રાખજે. આપરે કાલે અહિથી સહવારે જઇશું." ને હાથમાંનો તે ખીલેલો પમરતો ગુલાબ તે છોકરીને આપી તે ત્યાંથી હવે ઝપાટામાં બહાર નીકલી ગયો.

"અરે દુન્યા, દુન્યા!" તે ગુલાબ તેબલપર ફેંકી દેતાં ગુલ તે નજદીકની ખુરશીપર ધબ કરતી બેસી ગઇ, "એકજ વરસમાં કેટલો મોટો ફરક ! વરસ દહાડાની વાત પર એજ ફ્રેદુનને હું જોવાબી નહિ માંગતીતી, તેમ એવણુબી મારા જેવીને ગણકારતાતા નહિ. મેં મારૂં બધું દીલ બહેરામને આપી દીધું તેમ તેનેબી મને ખરે જીગરે ચાહી—પણુ પછી ?"

તે ગુંચવાઇ ગઇ. પછી એ શું થઇ ગયું ? "અરે ખુદા, જે માણુસે મને ભવીશ્યની લેડી દાદીબા થવાની મોટી મોટી આશાએ આપેલી તેજ માણુસ એટલો બધો ધાતકી ને કપટી થઇ ગયો કે હાઉસની એક નાની બંગલીમાંથીબી મને કુતરાંની કાની હંકારી કહાડેચ !" તેણીની આંખોમાંથી નવધાર આંસુએ બેઅખત્યાર સરી પડતાં હતાં.

" અફસોસ, એવા એક નાદાન તકલીદી દોસ્તીના ફાંદાખોર બહેરામ કરતાં આ મેં ધીક્કારેલો માણુસ ફરેદુન હજાર દરજજે સારો કહે-વાએ. જયારે દુન્યાએ અમુને તજી દીધાંચ તાહરે એ બીચારો અમારી મદદે આવીને ઉભોચ. બહેરામ, બહેરામ, ખુદા સાહેદ છે કે મારો સૌથી પેહલો ને છેલ્લો પ્યાર મેં આજે વરસ દહાડાની વાતપર તુને સોંપી દીધેલો છે. હવે તેનો સદાને વરે નાશ થયલો છે. આ દુન્યા સાચ્ચા પ્યારની છેજ નહિ. તે માણુસે મારાં જીગરને જખમ કીધોચ; તેને ફક્ત મારા જેવી એક ગરીબ સાથે રમત કીધીચ, પણ હું તો એકજ સેવટપર આવીચ કે તે પેહલા સુંદર, માયાળુ આકાર તરફના મારા પ્યારમાંજ હું મારો છેલ્લો દમ ભરશ. તે એક સ્વપનામાં જોયલું કીંમતી ગોહર હતું. તે મારો સ્વપનો ઉડી ગયોચ ને તેમાંનું મારૂં ગોહર ગુમાઈ ચુકુંચ. આ માણુસ એક તેની ખોટી નકલ છે. હું એને ધીક્કારૂંચ. ફરેદુનને અમારે લીધે તસ્દી પડશે ખરી; પણ હું તેવણુને કદીબી માથે પડવાની નથી. મારી પાસે અઢીસો રૂપ્યા બાકી છે તેમાંથી અમે માયદીકરી થોડો વખત ગબડાવી શકશું; પછી કોઇબી વર્કકલાસમાં કે કુકીંગ કલાસમાં કે નર્સીંગ કે ટયુશન કંઇબી કરીને હું મારા માયજીનું પાલણ કરી શકશ."

તેણીના વીચારો હવે બીજી બાજુ દોડયા. " કેવું વહાલું મકાન ! તુને હવે છેલ્લી સલામ! મારા માનીતા હીંચકા, મારાં પ્યારા ઝાડપાન, મારો મીઠો બગીચો, આ એ બધાંને છોડતાં મારી છાતીમાં કેવું દુખ થાયચ ! એ બધાંની વચમાં હું જાહરેબી જઇને બેસ્તીતી કે તે સુખી આમલી બે મુલાકાતો તે માનીના આકારની કેવી ખુશકારક યાદ સહેલથી કરી શકતીતી. પણ હવે, આ ગજબ, આકારબી ગીયો ને સાથે મારૂં તે બધુંજ ગીયું." તેણી બે પળ નીરાશીમાં ડુબી પણ પછી હીમતથી ટટાર થઇ, "જે માણસથી હું આટલી દુખી બની તેની યાદ મને હવે શાંને વરે કરવી જોઇએ ? પહેલા તે ભલો ઉતો, પણ હવે તે એક સૌથી બુરામાં બુરો નીકલ્યોચ. મને તેની યાદ કરવીબી હવે એક ગુનાહ છે. ખુદા મારાં માયજીને સલામત રાખજે; તેવણુ સીવાય હવે મારૂં કોઇ-કોઇ

નથી. જાંહસુધી તેવણુ મારી આગલ છે તાંહસુધી હું એક સુખીજ છોકરી છેઉ"; ને અહિં તે હવે અધુરૂં કામ પુરૂ કરવા મંડી ગઈ.

——:o:——

## પ્રકરણ ૨૨ મું.

### "સમજ છોકરા, લોક જે ધારેચ તે હું નથી. હું કોઈનો વારસ નથી કે કોઈ મારૂં વાલી નથી."

"હવે મને આ માણુસનુ મોહડું જોવાથી કંટાલો લાગેચ."

ફરેદુન કપડાં બદલી તદન તૈયાર થઇ ચુકો હતો. પણ આજે તેની 'સ્ટીમ' જરા ચહડેલી હોવાથી તે પોતાની લો-ચેર પર બેસી ગયો, "એ અહિં આગો તાહરે, કાકાજીએ કહેલું કે ભાઇભાઇઓની માફક રહેવું પડશે, ને હું તો તેમજ રહેવા માંગુચ; પણ એ મને અહિં જોઇ, ખમી શકતો નથી. કદાચ એ મને કોઇબી બહાને જતો રહેલો એવા ઇચ્છતો હોશે; પણ એને ખબર નથી કે મારૂં નામ ફરેદુન વકીલ છે. હું એની છાતીપર બેસીને ખાવશ, એ હકદાર છે તો હું દાવાદાર છેઉં. જેટલો એનો અવાજ તેટલોજ 'દાદી-હાઉસ'માં મારો અવાજ. મામાજી બરાબર હોતે તો વાત જુદીજ ઉતી; પણ તેવણુના પડયા પછી એણે ઘણીજ માથે ધરતી ઉઠાવીચ.

"ખરૂં કેહુંચ એ માણુસ જાહરે પહેલી વખતે આયો તાહરે જાણે મને એને જોઇને એમજ લાગું કે એ મને ડોળાનાં દાબમાંજ રાખશે, તે છતાંબી તે મને પસંદ ઉતો. કંઇક ટેકવાલો, મોભાદાર લાગતોતો; પણ હવે તો તદન બદલાઇજ ગીયોચ." તેણે ગુસ્સાથી નેણુ ચહડાવ્યાં. "તેમાં મારી ગુલને એને જાહરથી કુતરાંની કાની હંકારી કહાડીચ તાહરથી તો મને એવાં આડાં ઉભાં થાયચ કે —બસ જાણે એનો જીવ લેઉં! એક બોચારી બીમાર વીધવા બાઇ ને તેનાં બચ્ચાંને રવડાવવામાં એને મોટી બહાદુરી માની લીધીચ.—હીચકારો—ખરો હીચકારો!

"બીચારી ગુલને મારી ઘણી અગત છે. મહીનો દહાડો થયો હવે મજાહનાં માંય દીકરા મારા 'વકીલ વીલા' માં સેટલ થઇ ગીયાંચ. હું નહિ હોતે તો બાચારાં એ લોકોનું શું થતે? મારી ગુલને આજે વરસો

થયા મેં મારી આંખ આગલ ઉધારીય. આપરે તો જાણુનાતાજ કે 'હાદી-હાઉસ' ના નાના બગીચામાં ખીલતું એ ગુલાબ મારા સીવાય કોઇબી જીતી શકવાનું નથી. પહેલાં એ બડેરામ આવ્યો ત્યારે મારી ખાત્રી ઉતી કે મારા હાથમાંનુ એ ઇનામ છટકી જવાનું; પણ જ્યારે બીજી વખતે આવ્યો ત્યારે તો ખભે વીઝોડું લેતોજ આવ્યો. આવ્યો તાહરથીજ. પેલી બનાજીપર ઘેલો છે. ચાલો જહાનમ કાંય નહિ જતો! જોઇએ તો પેલી લાંબતાંગ ચાંદણુ સાથે કાંઇ નહિ પરણી બેસતો? મને તો મારી ગુલ મલી એટલે બસ. આ માણુસે એને હંકારી કહાડી તેથી મને એનીપર ઘણો ગુસ્સો આવેચ, પણ હું એક રીતે એમ ખુશ છેઉં કે મને તે લોકને મદદ કરવાની તક મલી ને તેથી કદાચ હવે એ છોકરી મારી પર જાસ્તી ધ્યાન આપી શકશે. જાંહસુંધી અહિં દુખમાં દહાડા કહાડતી તાંહસુધી તો ફરેદુનને ઝાખીતે જોવાનીબી એને ફરસુદ મલતીતી નહિ. હવે તો એ મારા મકાનમાં છે, મારા ઉપકારમાં છે, એટલે ઘણુ ડાહી દીકરી થઇને વાતો કરેચ. હે હે હે હે હે!" તે હવે ગુલને મલવા જવાની ઉલટમાં ઓરડામાંથી બહાર નીકળ્યો. તે જરૂર સીધો બહાર નીકલી જતે, પણ તેના તીક્ષણ કાનપર કોઇનો આબાદ મોટો નીસાસો અથડ્યો, ને તે એકદમ અટકી ગયો. મામાજીનાં બારણાને એવી કળ હતી કે બહારથીબી ફરને તો તે બંધ કીધેલું બારણું ઉંઘડી શકે. તેણે તે ઝડપથી ઉઘાડયુ. અરે તે એક વારના માલેતુજાર, બુઝોર્ગ શેઠ કોર વાળીને પડેલા હતા. શું એ નીસાસો તેવણુનો હતો? તે વધારે નજદીક ગયો નહિ; તેવણુ તો શાંત ઉંઘમાં પડેલા હતા. તેજ ઓરડામાંના બીજા બારણાં તરફ તે ઘસ્યો. મામાજીના તે માનીતા ભત્રીજાના ખાનગી ઓરડાનો તે બીજો દરવાજો હતો.

ખરેખર તે ત્યાં એક ખુરશીપર બેઠો બેઠો દમ ખેંચતો હતો. તે જવાને તેને ધારીધારીને જોયો. "આય માણુસને જોઉચ કે મને હજારો વીચારો આવેચ, પણ તે એવા વીચારો છે કે હું બોલું તો કોઇ મને ઘેલો ધારે." તે ત્યા સ્ક્રીનની પછવાડે ભરાયો કારણ હવે તે નવો વારેસ કપાલપરનો પરસેવો નુછનો ઉઠીને ઉભો થયો. દેખીતી રીતે તે કયા-

રનો કોઇની રાહ જોતો હોય તેમ ઘડીકમાં બારીની બહાર, ઘડીકમાં સીડી તરફ નેગાહ કર્યા કરતો હતો. "તાર મોકલ્યાને બે દહાડા થયા પણ હજુર એનો પત્તો મલે નહિ," તે ઘણાજ કંટાળાથી પાછો થપકાઇ બેઠો, પણ તેટલાંજ સામેનાં બારણામાંથી તે નાના છોકરાએ કોઇના આવી પુગવાથી ખબર આપતાંજ તે કુદકો મારીને ઉઠયો; ને બીજીજ પળે એક બતકો જાડો યુરોપીયન છોકરો તેની સામે આવીને ઉભો "હા હા હા હા હા હા! અરે વાહરે રાજાજીને જગે દેડકાંજી!" તે આવતાંને વાર તે જવાનની તરફ જોતાં ધુમ હસીને બોલ્યો, "વાહવાહ, ઘેર તો ઘણું મજાહનું મલ્યું!" તે હવે અહિં તહિં બધે તપાસની ધપે જોવા લાગ્યો, "બધું ફકકડ ને તરનત્રાળા લાગેચ."

"પણ હવે તું જરા સીધો બેસીને વાત કરશે કે ફોકટનો પટપટારોજ ચલાવશે?" તે છોકરો એક ખુરશીપર બેસી ગયો, "મેં તુને બે દહાડા થયા તાર કીધો ને તું હલ્લુ રહીને હમણાં આયો."

"હા, તારો તાર મને મલ્યો." તેણે ગજવામાંથી એક કાગલ કહાડયું ને વાંચવા માંડયું. તેણે તે અંગ્રેજીમાં વાંચ્યું ને તેપરથી ફરેદુનના ડોળા ચહડી ગયા. તેણે ખુલ્લે ખુલ્લું સમજયું કે તે તારમાં નવા વારસે પોતે તે દોસ્તને લખ્યું હતું કે:

"હું મારી જગાપર સલામત બેઠોચ; પણ તું કોઇબી રીતે ખબર કહાડ કે તે જીવેચ કે મુવો."

"હવે તુંબી શું ચીબો થાયચ? આપરે એટલું પકકું કામ કીધુંચ કે તે કદીબી જીવી શકે નહિ."

"પણ તોબી મારી ખાત્રી થવી જોઇએ. એવી અણધણુતામાં મને બીલકુલ જપ પડતી નથી. મારૂં મગજ ઠેકાણે રહેતું નથી. આખો વખત બધાં સાથે વીઢ્ઢાડું લેવાઇ જાયચ. કાલે શોફરને ફોકટનો માર્યો; માલીઆને તપાતપીમાં કહાડી મુકયા; રૂસ્તમજી સાથે હીસાબકીતાબ કરતાં બોલચાલ થઇ જાયચ. તુને માલમ નથી, આપરે ઘણો મોટો જોખમ લીધોચ. હવે લીધો તે લીધો, પણ એટલું તો આપુને જાણવુજ જોઇએ કે તે જીવેચ કે મુવો."

"વારૂ, પણ તું ખારસો અહિ મોજર્યા મારેચ પણ મારો હીસાબ કાંહ છે ?"

"તે બધું નક્કી થશે, તું પહેલાં મારૂં એટલું કામ કરી આપ."

"તું મને ફોકટનો ધક્કો આપેચ; મને તો મારો ભાગ જોઇએ."

"પહેલાં એક ફેરો બેંગલોર મારી આવ, પછી ભાગ હીસ્સો થઈ રહેશે."

"જેવી તારી મરજી."

"મને તાર કરજે-તું આવશે તેટલો વાર મારી ધીરજ રહેવાની નથી. ફકત અંદર "જીવેચ" કે "ગીયો" એકજ શબ્દ લખી મોકલજે. નહિં બસ, તું મારી સાથે હમણાં બીજી કંઇબી વાત ના કર. મને ખંસ્યા થાયચ કે તે જીવેચ ને પાછો આવશે. તારી ને મારી બેઉની સલામતીને વરે તું પહેલાં બેંગ્લોર ઉપડી જા ને બધી ખરી ખબર લઈ આવ—બસ જા !" તેણે તેને ખુરશીપરથી ઉઠાડી દરવાજા તરફ ધકેલ્યો.

ફરેદુનનાં કપાલપર કરચલીઓ ફરી વળી. આ બીલકુલ આરસી જેવું ખુલ્લુ તેની સામે એક મોટું ભોપાળું રજુ થયું હતું.

"શું મારી હુસ્યારી છે! જે કોઇએ નહિ પારખેલું તે મને ઘડી ઘડી લાગ્યાજ કરતુંતું, ને તે આખરે ખરૂંજ ઠર્યુંચ. મને એ નકલી માણુસ લાગતો'તોજ. ગરીબ મારા મામાજી! તેવણુની આવી બીમારીમાં આવા એક ધોળે દીવસના ચોરને હું હવે વધારે વખત ફાવી જવા દેવાનો નથી. એ તો બધાં બાજુ જાવો – સેવકનાંજ નસીબમાં પુંજેલું છે. જો પેલો ખરો માણુસ મરી ગીયો હોશે તો-તો હું એને તરતજ બહાર પાડી બધું હકથી મેલવી શકશ."

ત્રીજેજ દહાડે–જ્યારે તે નવો વારેસ 'હાઉસ'માં નહિ હોવાથી ફરેદુને તે આવેલો તાર ખુશીથી, આતુરતાથી લીધો ને ઉખેડ્યો–તો તેમાં ફક્ટ

"Alive" શબ્દ લખાયલો હતો.

ફ્રેદુને તે કરારથી ગજવાંમાં સેરવ્યો ને તે તારની આતુરતાથી રાહ જોતા તે નવા વારેસ તરફ અવારનવાર ટીકતાં કંઇ અજબ રમુજ તે લેવા લાગ્યો.

× × ×

તે આજે કોઇબી રીતે તેને મલવાજ માંગતો હતો. જ્યારથી પેલો તાર ફ્રેદુને વાંચ્યો ત્યારથી તેનો જીવ તે નવા વારેસની સામે જઇને ખરૂંનરૂં કરી નાખવા લાગી રહયો હતો. આજે તે તેજ વીચારથી પોતાના ઓરડામાંથી બહાર નીકલ્યો. તેની માનીતી લાયબ્રેરીમાં તે જરૂરજ હશે એવા ખ્યાલથી તેણે ત્યાં તપાસ કીધી પણ તે તેના ધણી વગર ખાલી હતી. હવે તે સીધો 'હોલ'માં જવા ગયો પણ, કદાચ મામાજીનાં ઓરડામાં હોય એવા ખ્યાલથી તે કળ ફેરવી ત્યાં ગયો. તો ——અરે, તેણે શું જોયું ?

સામેની તે ગંજાવર તીજોરી પોરપરાક ખુલ્લી હતી. તે નવો વારેસે ત્યાં ભોંયપર ફસરડો મારીને બેસી ગયો હતો ને આસપાસ દાદીબાના વડવાઓનાં કીમતી ઝલકતાં ઝવેરાતો વેરવીખેર થઇ પડેલાં હતા.

ફ્રેદુને તે તરપ ધારીધારીને જોયા કીધું. તે કંઇ સ્વપનું તો હતુંજ નહિ. કંઇક નરમ પગળે તે તેની સામે જઇ ઉભો.

"કોણ—ફ્રેદુન?" તે બેઠેલો જવાન ધરરરર કરતો ઉભો થયો.

"હા, હું ફ્રેદુનજ છેઉ, પણ તમે કોણ? બહેરામ કેકોબા તે તમેજ કે? કોઇ દહાડો હોય નહિ. સર દાદીબા હોશંગનાં ખાનદાનનો વારેસ આય આવું કામ કદી કરે નહિ." તે ઘણીજ મકકતાથી બોલતા જવાન ગમ તેણે ઘીકકે ચહેરે જોયા કીધું.

"એટલે તું શું કહેવા માંગેચ? હું બહેરામ નહિ તો શું તેનો ભુત છેઉ?"

"ભુત કરતાંબી તું નપેતર છે."

બસ બસ, જાસ્તી વાત ના કર. એ બધું મારૂં છે ને એ વાપર—વાનો મને દરેક હક છે. તું જેવો આયોચ તેવો પાછો ચાલ્યો જા."

"હક ——કીયા કાયદાથી? સમજ, ખરો બહેરામ જીવેચ—તે જીવેચ તાંહસુધી તાહરૂં કોઇ દહાડે કંઇ વળવાનું નથી."

"તું કોણ છે ને શું બકેચ? બસ ચાલી જા, મારૂં માથું ભમેચ."

"માથું ભમેચ શું-માથું છુંડાવાનુ કામ કીધુંચ, સમજ્યો? લુચ્ચા ઠગ, તું એક નકલી માણસ છે. તેં જેને ખબર કહાડવા મોકલેલો તેનો જવાબ આયોચ કે ખરો બહેરામ જીવેચ. તું ફક્ત આ મકાનમાં લુટ ચલાવવા આવેલો એક ઠગારો છે. હું હવે તુને એક ખોટી પાઇબી પચવા દેવાનો નથી. બોલ તું કોણ છે?" તે એકદમ તેની સામે દાત્યાં પીસતો ધસી ગયો.

"સમજ છોકરા, લોક જે ધારેચ તે હું નથી," તેણે ધીમેથી એકદમ કબુલ કરી દેતાં બોલી દીધું, "હુ કોઇનો વારેસ નથી, કે કોઇ મારૂં વાલી નથી. હું તારી આગલ ખરૂ કહી દેઉચ કે મેં તેને મારી નાખવાની કોશેશ કીધી ને તેની જગાપર હું બેઠો."

"પણ તેમાં તું બીલકુલ ફાવ્યો નથી. તે જીવેચ."

"હું તો ફક્ટ જે મલે તે સહી કરવા આવેલો છેઉં. મને એવા ખેતાબની કે માનની દરકાર નથી."

"તે બધાંનો હક મને છે. હું હકદાર છેઉં. તું જે ઘડીએ અહીંથી જાય તે ઘડીથી હું માલેક છેઉં. હૂં રૂસ્તમજીને કહીને—"

"ધીરો પડ; દાદીમાએ વીલ કીધુંચ તે તુ જાણેચ કે? તેમાં તેવણે બધું ભાઇના દીકરા બહેરામને આપી દીધુંચ. હું અહિથી ગીયો કે તેને શોધી કહાડી લાવી બેસાડશે. તે તુંને મારા જેવો ચાહશે નહિ. તું જો સમજીને રહે તો—અધું તારૂં ને અધું મારૂં."

ફરેદુને માથું ધવડયું. તે એવો વીચારમાં ગુંટાયો કે ધ્યાનમાં ને ધ્યાનમાં બધા હોરેલા બાલો ખોરવાઇ ગયા તેનુંબી તેને ધ્યાન રહયું નહિ. તેણે દાંત્યા પીસી આ ઉઠાઉગીર તરફ જોયા કીધું.

"એમ ફફડ ના.—હું તુને તારી ચુપકીદીના બદલામાં નેહાલ કરસ. લે, આ બે હજારનો ચેક હમણાં તો કબુલ કર." તેણે ઝડપમાં પોતાની ડેસ્કપર ગોઠવાઇને એક ચેક ચીતરી આપ્યો.

"એને વરે મને તુંને થેંક યુ કહેવાની કંઇજ અગત નથી," ફરેદુને કંઈક તોરમાંજ તે લીધો. "એ મારૂંજ છે ને હું વાપરશ."

"જેમ તું ધારે તેમ ખરૂ," તેણે નાખતીથી બોલી દીધું.

"પણ ધાર કે તે પાછો આયો ?"

"તો તેમાં મને તારી મોટી મદદ જોઇશે, કારણ તેના આવ્યાથી તારોબી નાશ છે."

"કદી નહિ—બને નહિ—કેવી રીતે ?"

"તું શું એમ ધારેચ કે પેલી ઝાડની દાહલીપર બેસીને હીંચકા ખાતી છોકરીને તે ભુલી ગીયો હોશે ? તે જરૂર આવતાંને વાર તારૂં ઇનામ જીતી જાય."

ફરેદુને આ વાતપર ખરેખર હોથ પીસ્યા. એ વાત તેનાં ધ્યાનમાં તરતજ ઉતરી ગઇ. ઓહ, કશાને ખાતર નહિ તો તે છોકરીને ખાતર ખરા બેહરામને કદીબી 'દાદી હાઉસ' માં આવવા દેવો જોઇએ નહિ. "હું તુંને જરૂર મદદ કરશ." તેણે ધીમેથી બબડી દીધું, "તેને અહિં આવવા દઇશું નહિ."

"શાબાશ—તારી હીમતને હું વખાણુંચ. ફરેદુન, આપરે આ મકાનમાં જો મલીને રહીશું તો કોમનીબી મગરૂર નથી કે આપુને બહાર કહાડે. તે જો પુઠીબી નીકલ્યો તો તેનો રસ્તો કરતાં આપુને વાર કેટલી ?"

"પણ કેવી રીતે ?"

"ચાલ આવ, હું તુંને સમજાઉં." તે પાસેની બારી આગલ તે બેઉ જવાનોએ પા કલાક ગાળી કહાડયો ને જ્યારે ફરેદુન ગુલને મલવા જવા ત્યાંથી બહાર નીકલ્યો ત્યારે ખરેખર તેનાં મહોડાંપર તમામ ખુશાલી ને નચીંતાઇ દેખાતી હતી.

—:o:—

## પ્રકરણ ૨૩ મું.

### "આખી દુન્યામાં તું મને તારો સૌથી સાચ્ચો દોસ્ત સમજ !"

કોટના તે કુશાદે 'વકીલ વીલા'માં ઠર પડયાને ગુલનાર અને તેની માતાને એક આખો મહિનો પસાર થઇ ગયો. તે છોકરીને મનથી

દુન્યા તમામ ડુબી ચુકી હતી. એક મોટી બુલંદ આશામાં જીવવું ને તે પછી એક આશાભંગ જીંદગી ગુજારવી; અરે, તે કેવું કાતીલ હતું તે તેણીનો જીવજ જાણતો હતો.

અગાઉનું તે વાંસળી જેવું હસવું, પંખેરાંની માફક દાંખલીઓપર કુદવું, મેનાની માફક હીંચકા ખાવા, નીર્દોશતાથી બોલવું એ બધી રમત્યાલ જીંદગી પુરી થઇ ચુકી હતી, હવે તો તે એક ગમગીનીનું પુતલું બની ગઇ હતી. નીરાશીની તે એક મુર્તીજ હતી. તેમાં પોતાની આવી કઢંગી ને કબસ હાલતને લીધે તેને ફરેદુનની સાથે કલાકો સુધી વાત ચીત કરવીજ પડતી એ તેને મનથી એક મોટામા મોટું દુખ હતું. જો કે તે બધું સમજતી હતી કે તેણીની આફતમાં તે જવાનેજ તેણીની માતાને સંભાલીને એક બીજાં છાપડાંમાં લાવીને મુકી હતી, તેની દવાદારૂ કરતો હતો, તેણીના ખોરાકની કાલજી લેતો હતો, એ બધું હતુ છતાં તે માણસની હાજરી, અરેરે, કુદરતી રીતે તેણીને નાપસંદ હતી. હમણાંબી તેણાની શાંતીમાં તેનેજ પાછો સામે આવીને ઉભેલો જોતાં તે સહેજ કેચવાઇ.

"કેમ ગુલ, વળી તું મને જોઇને કચવાયલી લાગેચ. કાહરે તું મને જોઇને હસતાં શીખશે? પણ વળી પાછાં તારી આંખોમાં તો આંસુઓ છે," તેણે કાલજીથી તેણીની નજદીકની એક ખુરશીપર બેસી જતાં પુછયું. "ગુલ તુને શું છે?"

"શું છે પુછોચ? મારાં માયજી અહિ સારી કાણી રહેતાં નથી. જાહરથી અહિ આયાંચ તાહરથી બીલકુલ તબીયત બરાબર રાખતાં નથી."

"એવણ તો બીચારા હમેશનાં બીમાર છે."

"કંઇબી હોવો પણ તાંહ એવણ ઘણા નંચાત ઉતાં; અહિં તો એવણ હમેશાં ઘણાંજ ફીકરમંદ રહેચ."

"તેમાં વાંક તારો છે. તું નાદાન બનેચ, તું મારી મદદ કબુલ કરતી નથી," તે તે આંસુઓ પાડતી છોકરીની વધારે નજદીક ગયો. "હું તુને ભાર મુકીને સમજાઉંચ કે આખી દુન્યામાં તું મને તારો સૌથી સાચ્ચો દોસ્ત સમજ," તેણે તે નાની ટીપાઇપર પોતાની ભારી પોકીટ

મુકી દીધી. "આંય તારાં માયજીને વરે છે, એટલી મદદ કબુલ કર, તારાં માયજીને સમજાવ, તેવણુ પોતાને દુન્યામાં મીત્ર વગરનાં ધારેચ; તેવણુને કહે કે ભલાં માણુસોનાં મદદગાર દુન્યામાં ઘણાં હોઇ શકેચ. નહિ, તું એમ દુખી ના થા, મને મારી ફરજ બજાવવા દે, હું એમાં ખોટું જરાકબી જોતો નથી."

"ખુદા મારૂં મોત આપે તો સારૂં, કારણ એવી મદદ લેવા કરતાં હું તે વધારે પસંદ કરૂંચ."

"તારાં માયજીને ખાતર તો તુંને જીવવુંજ જોઇએ."

"ફરેદુન, કંઇબી કરો, પણ તમે જો એક સાચ્ચા દોસ્ત હોવો તો એવી મદદ કરવાનો બદલે મને કંઇ એવી નોકરી કે ઠેકાણું બતાવો કે મારા આંય બે હાથોથી સખત મહેનત કરી આંય મારાં માયજીનું સારી રીતે પાલનપોશણ કરી શકું, તેવણુને દવા ને ખોરાક આપી શકું." આ સાચ્ચી ને મગરૂર છોકરી તરફ તે જવાને બે પળ આફ્રીન સાથે જોયા કીધું. તેણે તે ખાનદાની, ખુબસુરત ચહેરા તરફ વખાણથી ઉભરાઇ જતાં દીલે નજર કીધી. અરે, જેમ જેમ તે આવું એક ઉમદા નંગ પુરવાર થતી, તેમ તેમ તે જવાન તેણીને ઉતાવળે જીતી જવા દીવાનો બનતો હતો. પણ નહિં; તે હવે તેણીને બરાબર પીછાણતો હતો. તેની ગમે તેવી જોરાવર ભાષાથી તે પીગળવાની નથી, કે કીમતી ભેટોથી લલચાવાની નથી. તે પોતે કેટલો ભલો છે તેની પીછાણમાંજ તે હજી બી કદાચ તેને કબુલ કરશે એવી એક દુરનીજ આશામા તે જીવતો હતો, ને તે દીવાનાં દીલને ઘણી જોરાવરીથી તે સમજાવી શકતો હતો. પોતાને એક સાચ્ચો મીત્ર ગણાવાની તે તેણીને ચાલુ કાકલુદીઓ કરતો હતો. કોઇબી રીતે તેણીને કામનો થઇ પડવા, મદદગાર થવા તે જીવતોડ કોશેશ કરી રહયો હતો.

અરે ફરેદુન, ફરેદુન, અત્યાર સુધીની તારી ગમે તેવી ભલાઇની કોશેશો છતાં તે સાચ્ચી, પવીત્ર છેકરીના દીલમાં તુ એક જીણામાં જીણી બી ચીંગારી મુકી શકયો નથી એ ખાતરીથી માનજે—પણ હવે પછીની વાત તો ખુદાને ખબર!'

"ફરેદુન, તમે મને એવો કંઇ સારો રસ્તો બતાવો કે તે રસ્તે જતાં હું મારાં માયજીને કંઇ કામની થઇ પડું. હું હવે કોઇનેઓ માથે પડવા માંગતી નથી. મને કેંઇબી નોકરી અપાવો."

તે એક ઘણુંજ ખુલ્લું હસવું હસી પડયો. જાણે તે છોકરીએ કંઇ ઘણું રમુજી બોલી સંભળાવ્યું હોય તેમ તે ખુશાલ હસવુ હસી પડયો. "તું હજુર ઘણીજ નાદાન છે." તે છોકરીને અજાયબીથી પોતા સામે જોતી જોતાં હવે તે તેને પટાવીને સમજાવા લાગ્યો, "ગુલ, વધારે લાંબો વીચાર કર, તુંને એક એવું દરદી કુદરતે સોંપેલું છે કે તેને તું થોડો વારબી છોડી જઇ શકેજ નહિ. તેનું નસીંગ કરવાનું તો તારાં કીસમતમાં લખાયલુંજ છે; તેને તું પડતું મુકી, તેવું એ ખુદાની ફરજનું કામ બાજુ મુકી, તું બહારનું કામ કરવાનું શું વધારે પસંદ કરેચ? શું તારાં માયજીની તબીયત તુને દુન્યાની બધી ચીજે કરતાં કીમની નથી?"

આ જવાનની ભલી શીખામણપર તે નાની છોકરી કંઇક મનમા ખુશ થયલી દેખાઇ. પોતાના નાદાન વીચારો કરતાં તે જવાનની સમજશકતીની કીમત તેણે મનમાં વધારે આંકી લીધી. ખરૂંજ હતું કે દરદી માતાને ઘેરમાં મુકી તેણી બહાર તો નીકલી શકશેજ નહિ, તો પછી તેણીની જીંદગીની નેમ શું? પોતાનાં મગરૂર દીલને તાબે થઇ તે આ માણસની સખાવત કબુલ કરવા ના પાડતી. તો શું સેવટ આવશે તેના વીચારમાં તેણી બુજી શું કરવું ને શું રસ્તો લેવો તે જાણે તેણીને કશું સુજતુંજ નહિ તે ગમગીન અદાથી બેઠી. છોકરીનાં મનમા હમણાં શું હોજાતોજી ચાલી રહી હતી તે તે ખંધા, ઠરેલ જવાનની નજરમાથી ચુકી શકયુ નહિં ને તેમાંજ તેણીને વધારે ને વધારે વીચાર કરવાની ટક આપતા તે હવે ત્યાંથી જવા ઉઠયો.

"ગુલ, મીઠી છોકરી, હમણાં તો હું માયજીને મલીને જાઉંચ; કાલે હું પાછો આવશ. ખુદા ખાતર એમ ના સમજ કે ખુદાએ તુંને દુન્યામાં તદન એકલી મુંકીચ. મને તું તારો મદદગાર સમજ, ખુદા તરફથી નેમાયલો સમજ. એમજ બસ ધાર કે મારૂં તે બધું તારૂંજ છે, હકનું છે. દાદીમાની મદદ જેવી ખુલ્લાં દીલે તે સ્વીકારેલી તેમજ

મનેમી નસીબવંતો બનાવ. હું કાલે પાછો આઉં તેટલાં તારા એવા બખારા કાહડી નાખજે, બધા વીચારો બાજુ મુકજે, ને મને તુંને મદદ કરવાની ફરજથી બાંધી લેવાની મહેરબાની કરજે. ટા–ટા." તે ઉતાવળેથી ચાલી ગીયો.

"એ હવે જરૂરજ સમજી જશે," તે હવામાં પોતાની સ્ટીક ફેર–વતો રસ્તે પડતાં બબડવા લાગો, "એણે પોતાની મક્કમ વલણ હવે ફેરવવીજ પડશે. મારા સીવાય બીજો આધાર હવે એનો કશો નથી. બડી મગરૂર છોકરી છે; પણ તેથીજ મને એ વધારે પસંદ છે." તે હવે પોતાની કારમાં ચહડી બેઠો ને હવામાં ધસી જતા તે રથ સાથે તેના પોતાના વીચારોબી હવામા ઉડવા લાગ્યા, "પેલો પોર્યો એનાં મન–માંથી હજુર ખસ્યો નથી. પણ એને તેને વીસરવોજ પડશે. એ જે ગમીમા રહેચ તેને વરે મારો ઘણો વીચાર થાયચ કે હું એને પુછું, કઇ નહિ, ખુદા કરશે તો એવો કાયમનો હક મને થોડા વખતમાં મલશે કે હું એને દરેક ચીજ હુકમથી પુછી શકશ."

———:o:———

## પ્રકરણ ૨૪ મું.

### 'દિલજાની મેરે, મેરી તુંને કદરબી ન જાની !'

'દાદી-હાઉસ' નો તે નવો વારેસ શીરીન બનાજીપર તદન વીહલો વીહલો પડતો, તે તો એક સોસાયટીની જાણીતી વાત થઇ પડી હતી, ને એ તેનાં બખતાવર નસીબને માટે ઘણી જુવાન છોકરીઓ અને અધીરી માતાઓ બલાપો કરી અદેખી બનતી હતી.

જીજીભાઇ બનાજી અને તેવણનાં ધણીયાણી પીરોજબાઇ તો જાણે 'સર' થનારો જમાઇ મલી ચુકો હોય તેમ હરખથી ડોકો ઉંચી રાખતાં હતાં, પણ એ બધુ છતાં——

શીરીન પોતે એટલી ઠંડી અને સુસ્ત કાં હતી તે કોઇ જાણી શકતુ નહિ. તે જવાન તો સેંકડો' વખત તરેહવાર તકો લઇને આ સુંદર છોકરીને પોતનાં જીગરના જોરાવર ઉભરાઓ દેખાડી, તરેહવાર

મોટા મોટા વાકયો વાપરી, કાકલુદીનાં એકટીંગો કરી, પોતાનું દીલ જાહેર કરી ચુકો, પણ શીરીન—તે છોકરી તો સદા હસી હસીને તેને એકજ જવાબ દેતી કે "મારૂં દીલ હું હજુર પારખી શકતી નથી."

સદા હસીને ઉડાવવાની જાણે આ છોકરીને ટેવજ પડી ગઈ હતી. જો ખરૂંજ બોલ્યે તો તે પોતેબી અજબ થતી હતી કે, એક આવો માનમરતબવાલો 'હેંડસમ ચૅપ' આટલી ધીહાગીરી સાથે તેને પગે પડતો આવેચ તો તેણી કાંય તેને પુરતો પસંદ કરી શકતી નથી?

પણ તેણીના કરતાં તેણીનું અંતઃકરણ વધારે બાહોશ હતું, ને તે અંતઃકરણનાં અવાજ પ્રમાણેજ દરેક વાતમાં ચાલવાનો તેણીનો વીચાર નકકી હતો; એટલે 'હાઉસ' નેઃ તે જવાન વારેસ જીજીભાઇને ત્યાંથી સદા ગમગીનીમાં ડોકું હીલવતોજ બહાર નીકલતો હતો. હજુરબી અવારનવાર બનાજી કુટુંબ સર દાદીબાને જોવા કે તેવણની 'મેનીજ' માટે આખો આખો દહાડો 'દાદી–હાઉસ'માં આવતાં હતાં, જયારે તે જવાન ઘણી વખતે તે છોકરી સાથે પમરતા માંડવામાં વાતો કરતો, ટાહેલાં ચલાવતો, રાઇડીંગે જઇ આવતો, ડ્રાઇવ કરી આવતો, વગેરે હજારો રીતે તેણીને બહેલાવતો; પણ જવાબમાં ફકટ તેણી એટલુજ ફરીફરીથી બોલતી કે "મારૂં મન હજુર હું પારખી શકતી નથી."

"શીરીન, એક વખત એવોબી ઉતો કે તું પોતે આજ મારા 'દાદી–હાઉસ' માં તારા બાવા સાથે મને કબુલ કરવા આવેલી; પણ મેંજ મુરખે તુંને તે વખતે ના કહી દીધું, હું આશા રાખુંચ કે તું મને તેની સજા તરીકે આવી રીતે રીબાવતી તો નહિ હોય."

તે છોકરીએ ટણુકામાં ડોકું ફફડાવ્યું. "કોણ કહેચ કે તમુને કબુલ કરવાજ હું આવેલી? મને તો મારા બાવાજીએ સાફ કહેલું કે દીકરા, તુંને ગમે તોજ આપરે વીચાર કરશું; પણ દાદીબા ઉતાવળા થયા ને ફોકટની વાત વધારી દીધી. તમે જો તે ઘડીએ મને વીટી પહેરાવા આવતેબી તો હું સાફ વીચારને વૂરે વખત માંગતે;મને ના કહેવાની સજા તો તમુને બીચારાને પુરતી થઇચ. એથી વધારે સજા હું કરવા માંગતી નથી. લે ચાલો, એ વાત માંડી વાળો. જરા તમારા નવા

રોપાઓ તો બતાવો !" હંમેશ માફક તેણીએ તેને હાલ તુરત ઉડાવ્યો. છોકરી સાથે કોઇપણ રીતે વખત ગુજારવો, તેણીની હાજરીમાં જીવવું એ તે જવાન વારેસની મોટી મોજ હતી, એતલે તેણે ઘણી ઘણી બારીકીથી તેણીને તે કયારાઓ ને રોપાઓની સમજણ આપી ખુશ કીધી.

આખરે 'દાદી-હાઉસ'માંથી ઉપડી જતી તે છોકરીનાં એક 'થેંક યુ' પર તે બીજી મુલાકાત વેર સુખથી જીવતો હતો.

તે ખાનગીમાં પોતાની જીણી મુછો તુંપી નાખતો હંમેશ પોતાનાં કીસ્મતપર બબાલતો હતો. "મારી જીંદગીપર ફીટકાર છે !" એક સાંજે બીલકુલ નીરાશીમાં એક મોટા પથરાપર બેસી જતાં તે બડબડવા લાગો, "દરેક વાતમાં હું જનમથીજ કાણો છેઉં. મારે મનપંસંદ એકબી ચીજ મને મારી જીંદગીમાં મલી નથી જયાંબી હાથ નાંખ્યો ત્યાં કાંણું ! આ રૂસ્તમજી એસ્ટેટો ને શેરોની વાતો કરેચ તો મોહડાંમાં પાણી છુટેચ; ને જયારથી અહિં હાથ ખોસ્યોચ તાહરથી બેંકબી ડુબી ગેઇ, બાવોબી ગગડી ગીયા, બજારબી ઠંડી થઇ, બધેથીજ તજ્યું-મુવો હું !" તે ખરે મને કમકમ્યો.

"મારૂં મગજ બીલકુલ શાંત નથી. પેલા પેંડીએ મને ઉશ્કેર્યો નહિ હોતે તો હું એટલો આજે બેચેન નહિ હોતે. મારી પાસે કામ કરાવી હવે દર મહિને પોતે ખાસ્સી રકમ મંગાવી સુખે ખાયચ ને ને મારો જીવ અહિ ઉગ્યો સુકયો જાયચ.

"કંઇબી હોય પણ અહિ આયો નહિ હોતે તો આંય મારૂં બુલબુલ મને કાંહથી મલતે—ચાલો સૌ ઠીકજ થયુંચ." તે હવે કઇક વધારે સારાં 'મુડ'માં ઉભો થયો. "મને પણવા કોણ ના કેહ? એમ તો ઘણી ચક્કરો એકકે પગે છે, હેહેહેહે–તેમાં કોઇ કાઇ તો એવી છે–હે હે હે હે !" તે બેધડક હસી પડયો. "પેલી લાંબતાંગ ચાંદણુ-બાઇ જોવ, હું અજબ થાંઉચ કે મારા જેવા એક હેંડસમ ચેપને વરે તે પોતાને લાયકબી કેમ ધારી શકે? દીકરી સાથે પેલી ઇડયત દોશીબાઇ મોટા ધખારા રાખેચ," ને અહિં તે ગંભીરાઇથી અટકયો, "બા, બડી દુન્યા ખાધેલ છે. કોઇ કોઇ વખતે એવી ઉંધી ચ-તી વાતો પુછવા માંડેચ કે

હું પોતેબી ગુંચવાઇ જાઉંચ. મને માલમ પડયુંચ કે વીકા તાંહ અવા-રનવાર પહેઢો પડેચ ને એ બૈરી તેને બેવડો પીવાડીને તરેહવાર 'દાદી-હાઉસ'ની વાતો પુછી લેચ. હું ધારૂંચ કે એવી નીંદાખોર બૈરીને મારા જેવા સાહુ ચોરનાં રસ્તામાં રાખવી ઘણો મોટો જોખમ છે. કોઇ વખતે સજજડ રખડાવી નાખે !

"કદાચ એમબી હોય કે વીકાનો જીવ પેલી ચાંદણુપર હોય ને તેથી તેવણુ તાંહ ઘસડાતા હોય. લાવની હુંજ તે ગોઠવણુ કરી નાખું; કે એવી એબ્યલ પીડાઓ મારા રસ્તામાંથી હમેંશની દુર થઇ જાય." તે હવે પોતાની ભપકાદાર સીડીઓ ચહડી 'હાઉસ'માં જતો રહયો.

——:o:——

## પ્રકરણુ ૨૫ મું.

### આફત !

"શું તમે એમ કહોચ કે આ બનાજી-લોડજ ને તેમાંનો બધો સામન મુકી દઇ હું મારાં કુટુંબ સાથે બહાર નીકલું ?"

"નીકલે નહિ તો કહે કોણુને? કંઇ મારા પૈસા આયા કે કાંકરા !"

"બસ, બંધ કરો તમારી જબાન. હું આ મારા બાપદાદાનો લોડજ તમુને આપવા અગાઉ મારો જીવ છોડવા તૈયાર થવશ." જીજીભાઇ બનાજીએ દુખથી બનેલા ઘણા કઠોર અવાજથી કલ્લો કીધો, પણુ તે સામે બેંહલા શખસે તેની બીલકુલ દરકાર વગર હાથ-માંનો પંખો હીલાવ્યા કીધો.

"તમે ધારોચ તેમ હું કંઇ છેક ખાલી નથી. મારી બીજી ઘણી જાગીરો છે તે વેચીને તમારૂં દેવું ભરી શકશ; પણુ મારા લોડજ પર તમે કઇ ભરૂસે ના રહેતા."

"મને તો મારી મુદ્દલ જોઇએ; બીજી ખટપટ હું કરવા માંગ-તોબી નથી."

હમણુાને હમણાં હું તમુને કીયા ચુહલામાંથી મુદ્દલ આપું ? મારી બધી રકમ હમણાં રોકાયલી છે."

"તે કંઇબી હોય જીજીભાઇ, હું જોઇએ તે કરતાં ઘણો વખત થોભ્યોચ; હવે એથી વધારે મારો કાયદો નથી," માણેકજી શરોફે પોતાના મેલા તપકીરના રૂમાલે પપરડા જેવું નાંક નુંછતાં ભપકાથી જણાવ્યું. "નહિ વ્યાજ મલે, નહિ મુદ્દલ મલે, એ તે કંઇ રીત છે?"

જીજીભાઇએ તે મોટી ડેસ્કપર મુકેલા બેઉ હાથોમાં પોતાનું માથું નાંખી દીધું. દેખીતી રીતે તે ગ્રહસ્થ મોટી મુસીબતમાં આવી ગયલો દેખાતો હતો; પણ સામે બેઠેલા તે ઉંચા ગરાર જેવા માણસે તેવણ ગમ કંઈક કડવાસથી જોયું. તે શખસની મેલી ડગલી અને સાત વરસની જુની પાઘડીજ બતાવી આપતી હતી કે તે કેટલો કંજુસ માણસ હશે; તો બનાજી સાથની પંચોતેર હજારની દેવાદારીમાં તે એક દોઢયુંબી જતું મુકે એમ આશા હતીજ નહિ.

"એવા બલાપા ને હાયસોસારાને વરે તમે બીજે વખત ફાલતુ પાડી શકશો. મહેરબાની કરીને મને જે તે જવાબ આપી દેઓ. હજુર તો મને પેલા દાદીબાના બહેરામને મલવા જવાનું છે. એ દુક્તાએબી મને રવડાવ્યોચ. છ મહિના થયાં વ્યાજનું નામ નથી. પણ હું એને બરાબર આજે સવાદ બતાવશ. હું મારી રકમની પૈએ પૈ લીધા વગર કદીબી બેસતો નથી."

"મને થોડો વખત જોઇએચ," જીજીભાઇએ ધીમેથી માંગી લીધું.

"વખત?—જોઇએ તે કરતાં ઘણો વખત હું તમુને આપી ચુકયો. હવે તો હું કાયદાથી કામ લેવાનાં નક્કી સેવટપર આવેલો છેઉં."

"મારી આબરૂ ઇજતનો તમે ખ્યાલ કરો; મારાં રાંક કુટુંબનો તમે વીચાર રાખો. તમારા પૈસા જશે નહિ, પણ મને પુરતો વખત જોઇએ."

તે શખસે તપકીરનો શરૂકો ખેંચી પાંચ મીનીટ વીચારમાં ગાળી કહાડી, "વારૂં તાહરે સમજે. ફકત દયાથી જોતાં હું બીજા ચાર દહાડા થોભવા માગુંચ. એ ચાર દહાડા રહીને હું જાહરે આંઉ તાહરે મારી પૈએ પૈ તમુને ગણી આપવી પડશે ને તેમાં જો કંઇ મને ઉડાવ્યો તો યાદ રાખજો જીજીભાઇ, હું તમુને આય ઘેરમાંથી બહાર નીકલવાની

ફરજ પાડશ." તે હવે કંઇક રોહસામાં ને રોહસામાં જવા માટે ઉઠયો. જીજીભાઈનું માથું દુખથી નમેલુંજ હતું. તે દયા વગરના માણુસ સાથે વધારે રીકજીક કરવામાં કશો ફાયદો હતોજ નહિ એટલે તેવણુ તેને સાંભળતા ચુપજ બેઠા હતા.

ઇનસાફને ખાતર તેવણુ પોતેબી કબુલ કરતા હતા કે તે શખ્શ તેવણુ તરફનાં માનને ખાતર ઘણો વધારે વખત થોભ્યો હતો; પણ કમનસીબે આ છટકાંમાંથી છુટવા હવે જીજીભાઇ પાસે પુરતી રકમ હતી નહિ.

"શેઠ, હમણાં તો હું જાંઉચ, પણ મારૂં કહેલું યાદ રાખજો."

તે શખ્શ તે સામા દરવાજા તરફ વળ્યો, પણ તેટલાં તે નાનું સ્પ્રીંગનું બારણું ઉઘડી ગયું. ને એક મહાતાબ જેવી છોકરીએ તે ગમગીન ઓરડામાં જાણે ખુશાલીનાં કારણો ફેંકી દીધાં.

"પપા ડીયર—શું તમે મને બોલાવી ?" તે છોકરીએ ઘણાજ મીઠા શબ્દે પુછી દીધું. તેણીની સુંદરતાપર છક થઇ જતાં માણેકજી તો અર્ધે રસ્તે જાણે ચીટકીજ ગયા.

ખુલ્લા રંગની ગુલાબી સાડીમાં શોભી રહેલો તેણીનો ઘટમદાર ગોલાબી ચેહરો જાણે જોનારને ખુશ કરી નાખતો હતો. તેણીનાં કસબ જેવા શોભીતા બાલનો તે લાંબો ચોટલો તેણીની રૌણકદાર ગરદનપરથી ઉતરી તેણીની છાતીપર માન અને મગરૂરીથી પડેલો હતો. લાંબાં પાપણો ચપક ચપક ઉઘાડ બંધ થતાં હતાં ને તેની અંદરની તે તપકીરયા દીલજીત આંખોથી. તે છોકરી ક્યારની તે ગમગીન પીતા તરફ જોતી જવાબ માટે ખોટી થતી ઉભી હતી.

"હા મેં તુને બોલાવેલી, પણ હમણાં તો હું જરા કામમાં છેઉં દીકરા, હું તુને પછી મલશ," તે છોકરી પીતાનું આ કહેણુ સાંભળતાંજ ત્યાથી નાહઠી, ને જીજીભાઇ એકવાર ફરીથી પોતાના વીચારમાં ગુંચવાતા ચુપ બેઠા.

પણ એ માણેકજીને શું ફેરો આવ્યો હતો ! તે જતો જતો એકદમ અટકી ગયો. જાણે તે ચાલી ગયલી છોકરીનો ખુબસુરત દેખાવ હજીબી

તેની આંખ આગલથી ખસતોજ નહિ. તે કંઇક ધીમે ધીમે ચાલતો એકવાર ફરીથી જીજીભાઇની સામે આવીને ઉભો.

"આપરે છે તે હમણાં જે છોકરી તમારી સાથે વાત કરી ગેઇ તે કોણ?"

"તેની સાથે તમુને કંઇજ કામ નથી." એક વાઘની માફક બરાડ મારતો તે બાપ ખુરશીપરથી ઉછળ્યો. "એ બચ્ચાંનું નામ આપરી વચ્ચે હું લેવા દેવાનો નથી."

"હું ફકત પુછુંચ કે એ છોકરી કોણ છે."

"એ મારી એકજ પુરી માનીતી ને લાડકી દીકરી શીરીન છે. તમે તેથી શું કહેવા માંગોચ?"

"હું ધારૂંચ કે જો તમે ચાહશો તો આપરે એક ચોક્સ સમજુતી પર આવી શકશુ."

"તારા જેવા ઘરડા માણસે શુધ ઠેકાણે રાખીને મારી સાથે વાત કરવી જોઇશે, નહિ તો કદાચ હું તારૂં ખુનબી કરશ," એકદમ રાતા પીળા થઇ જતાં જીજીભાઇએ બુમ પાડી. પણ તે માણસે બીલકુલ દરકાર વગર તદન ઠંડાઇથી તે સામેની ખુરશીપર એકવાર પાછી પોતાની જગા લીધી.

"ઉશ્કેરઇ જવાની કંઇ અગત નથી. તમુને હું એક સારો રસ્તો દેખાડવા માંગુચ. તમે તેમ કરશો?"

"મારે વરે હવે કોઇબી સારો રસ્તો બાકી નથી."

"જો મારે કહયે ચાલશો તો આવતી મોટી નામોશી ને આફતમાંથી તમે બચી શકશો."

"હું તમુને મુદલજ સમજી શકતો નથી. જે કહેવું હોય તે તદન ખુલ્લી રીતે બોલી દેઓ."

"હું ચોથે દહાડે તમારી પાસે મારી મુદ્દલ રકમ લેવા આવશ, ને તે નહિ તો આ લોડજ તમુને ખોહવો પડશે. પણ હવે હું તમુને ખુલ્લું કહી દેઉંચ કે એ તમારાં મકાનની મોર્ટગેજ રસીત હું તમુને પાછી હવાલે કરૂંચ, હું તમારો એક પૈનોબી માંગનાર નથી એમ હું ખુલ્લું તમુને લખી આપું."

"તમે દીવાના થયાચ, નહિ તો હું થયોચ. તાંહ વગર તો એવો બનાવ કદીબી બને નહિં."

"તમે જો ચાહો તો બનાવી શકશો."

"જલ્દી બોલો!" જીજીભાઇએ એક બરાડ મારી. હવે પછીનું બોલવું સાંભળવા આતુરતાથી જાણે તેવણના ડોળાબી નીકલી પડતા હતા.

"એટલુંજ કે જો તમારી આ દીકરીને મારી વહુ બનાવો તો હું તમુને દરેક મુશ્કેલીમાંથી છુટા કરૂં."

"શું ઉંઉંઉંઉંઉંઉં. ! શું બોલ્યા !" જીજીભાઇનો ચહેરો ગુસ્સાથી લાલચોળ થઇ આવ્યો. "મારી દીકરીને તમારી વહુ બનાઉં ? કદી-કદી નહિ. તમારા જેવા એક બ્યાજખાઉ મારવાડીને ત્યાં મારી દીકરીને આપવા કરતાં હું ભીખારી થઇ જવાનું વધારે પસંદ કરૂં!"

"એટલી બધી તુંડાઇથી બોલવાનું કંઇ કારણ ?"

"હું પોતે દુખી થવરા પણ મારા વાંકની સજામાં મારાં બચ્ચાંને દુખી થવા દેવાનો નથી."

"તમે જરા શાંત થાવો; તમારા મોટા ફાયદાઓ તપાસો. સૌથી પહેલી તો તમારી આંટ ને આબરૂને કેવો મોટો ધોકો લાગતાં અટકશે તે વીચાર કરો. કેટલી મોટી રકમ હું છોડી દેવા તૈયાર થયોચ તે યાદ કરો. લોકોની નીંદામાથી બચી જશો. કેટલી ખટપટનો છેડો આવી જશે તે જોવો ને પછી મને જવાબ આપો. તમારી દીકરીનું ખોટું શું થશે ? મારો એકપુરો દીકરો છે; જે બધું મારૂં છે તે તેનુંજ થશે. તમારી દીકરી ત્રણ કરોડની માલેક થશે. હું શું બોલુંચ તે તમે સમજોચ કે?"

જીજીભાઇએ પહેલવહેલી વખત પોતાની આંખો માણેકજી તરફ ઉંચકી. "તમે એક ઘણીજ કીમતી મતા માંગોચ. તે મારી એકની એક લાડકી દીકરી છે. અરેરે, હું તમારી માંગણી કેવી રીતે કબુલું !"

"કબુલવી કે નહિ કબુલવી એ તમારી મરજીપર છે."

"એક જીવની તકસીરને લીધે બીજા જીવને શીક્ષા કરવી એ બીલકુલ ઇનસાફ નથી. મારાં તકદીરની તકસીર હુંજ ખમસ; તેમાં મારાં ગોલાબ જેવાં બચ્ચાંને શુ કામ સતાવવું જોઇએ ?"

આ મગરૂર વાકયો તરફ માણેકજી કંઇક ઠઠાથી હસ્યો, ને હવે જાણે પોતાનો જવાબ મલી ગયલો ધારતાં તે હવે પોતાનું નાંક મોહડું રૂમાલે લુંછતો લુંછતો બહાર નીકલવા ચાલ્યો.

પણ હજુર તો તે સ્પ્રીંગનું બારણું ખોલે તે અગાઉ જીજીભાઇએ તેને થોભાવ્યો. "માણેકજી, જરા થોભો. મારી ગુંચવણ ઘણી વધી ગેઇય, મને કંઇ સુજ પડતું નથી, તમારી સલાહ મેં સાંભલીય; પણ મને તે મારાં ધણયાણી ને દીકરીને જણાવવી જોઇએ. મારી દીકરીને એવા મોટા ગારમાં હોમાવવા અગાઉ મને વીચાર કરવાને વરે પુરતો વખત જોઇએ."

"અલબત, અલબત, તે આપવા હું તૈયાર છેઉં." આવી હદ સુધીની એક ખુબસુરત સુંદરીને પોતાની વહુ કરવાના ખુશ ખ્યાલમાં તે શખસ કંઇક ગેલથી બોલી પડયો. "વીચારને વરે આખા ચાર દહાડા આપ્યા. આજે આતવાર થયો; ભેસ્પતવારે નકકી વીચાર મને સહવારના દશ વાગામાં મલવો જોઇએ."

"હું તમુંને હમણાં કંઇબી ખાત્રી આપી શકતો નથી."

"સમજો—તમુને એટલું બધું અણુધણુ રહેવાનું કામ નથી. મારી તરફ જોઇને તમે મારા દીકરાનો ખ્યાલ લાવતા ના. તે સારો માણસ છે ને એલ. એમ. એન્ડ એસ. છે. તમે ડો૦ પેસી શરોફનું નામ તો સમજ્યું હોશે?" તે થોભ્યો પણ જીજીભાઇ ચુપ રહેલા હોવાથી તેણે પાછું ચલાવ્યું.

"તેને મારી પસંદ કીધેલી છોકરી ભાવશે નહિ; તે જરૂર પોતે જોવા માંગશે."

"તાહરે શું તમે એમ સમજોય કે મારી દીકરીને હું તમારો દીકરો દેખાડવા વગરજ કબુલ કરશ?"

"બચ્ચીતજ નહિ. બેઉ બચ્ચાંઓએ એકમેકને જોવાં તો જોઇએ;" હવે તે સહેજ વધરે નજદીક આવ્યો, "ભેસ્પતવારે તમારો ખુશીના જવાબ મલતાંજ હું શુકરવારે મારા દીકરાને તમારી મુલાકાતે મોકલશ. મેહરબાની કરીને તમે તેને એક તેડાંની ચીઠી મોકલજો; પણ જીજીભાઇ

મારૂં કહેલું એટલું યાદ રાખજો કે આપરા વચ્ચે આંય થયલી ગોઠવણુ તેને જાણવા દેતા ના. મારો દીકરો પૈસાની લેવડદેવડનાં પેટામાં થયલાં એવાં સાંટાંને કદી કબુલ રાખવાનો નથી. તમે એ બેઉ બચ્ચાંઓને મલવા દેજો ને મારી ખાત્રી છે કે કુદરતી રીતે તે તેણીને પસંદ કરશે. સાહેબજી, ખુદા મદદ કરે. "

માણેકજી હવે જીજીભાઇ તરફથી કંઇભી આવજોમાવજો લીધા વગર સરભોગ બહાર નીકળી ગયો.

• ઇનશાનો પોતાની મતલબને ખાતર તરેહવાર બાજીઓ રચે પણ ખુદાની મરજી વગર કોઇ ચીજ બનતી નથી. જે બન્યું તેનો ઝાંખોભી ખ્યાલ જો જીજીભાઇને હતે તો તેવણુ હજારવાર તેનીપર વીચાર કરતે !

——:o:——

## પ્રકરણ ૨૬ મું.

### " છોકરી, મારી તરફ દયાથી જો. મારી જીંદગી નીશફળ નીવડીચ, તું તેને પાછી ઉંચકી આપ!."

ખુરશેદ યઝદ અસ્ત પામવાનો વખત નજદીક આવ્યો હતો. પંખેરાંઓ માલામાં જવાની તૈયારી કરી રહ્યાં હતાં. કોલાબાની દરીઆ પારની રેતીમાં બે જુવાન જીવો ક્યારનાં રાઇડીંગની મજાહ લઈ રહયાં હતા ને હવે તે લોક થાકેલાં હોય તેમ ધીમે ધીમે તે અશરાફ જાનવરોની પીઠપર તે ઠંડી પવનની લેહકી લેતાં લેહર કરવા લાગાં.

"શીરીન, જો તારી મરજી હોય તો આપરે ઉતરીને થોડો વાર આ નરમ રેતીમાં આશાયસ લઇએ, " દાદી-હાઉસના વારેસે માંગી લેતાં પુછ્યું.

"હા તું જરા થાકેલો લાગેચ," તે ઝડપથી પોતાની ચંચળ ઘોડીપરથી ઉતરી પડી ને બીજી પાંચ મીનીટમાં તો તે બેઉ જીવો તે સામેના કુદરતી દેખાવપર વખાણુથી જોતાં ચુપ બેઠાં. જો ખરૂંજ બોલયે તો શીરીનનું બધું ધ્યાન તે કુદરતના ન્યુરપર ચીટકી ગયલું હતું, પણ તે જવાન તો તે પાસે બેઠેલી રૂપસુંદરીને એક ચીતે જોતો બેઠો હતો.

"શીરીન, હું જે આજે તુંને થાકેલો લાગુંચ તે કશાંથી નહિ પણ ભેજાનાં ભારથી છે."

"મરે વલી એ શું ઢોંગ! અખઇ રહયા ખાઓચ, પીઓચ, પહેરોચ, ઓઢોચ, ફરોચ, હરોચ ને વલી ભાર શાંનો થયો? હું નહિ ધારતી કે 'દાદી-હાઉસ'ના વારેસને કશાંનીબી વાણ હોય! દરેક જણાં તમારી અદેખાઇ કરેચ ને તમે રડતા ચણાવાલાની કાંની રોદરા શાના રડોચ?"

તે ગાલમાં ખાડા પાડી હસ્તી છોકરી તરફ તે જવાને કંઇક ફજેત જેવો થઇને જોયા કીધું.

"તારૂં બોલવું તદન ખરૂ છે. હું એમ તુને સુખી દેખાઉંચ; પણ શીરીન, હું એક સુખી માણુસ નથી. હું એક ચોક્કસ દરદથી દુખી છેઉં. તું મારૂં એ દુખ સારૂં કરશે?"

"હું કંઈ દોકતર બોકતર છેઉં? આપરા ડો૦ મારટીનને તમારૂં દુખ જણાવો. તેવણ ઘણા હુશ્યાર છે."

"નહિ, એવા મારટીનોની મને અગત નથી. મારો દોકતર તુંજ થા, તારેથીજ તે મારૂં દુખ સારૂં થશે."

"જા જા, એમ કાંગલો કુગલો ના થા. એવારૂં દુખ શાંનું ને દરદ શાંનું?"

સમજ શીરીન, જે પળે મેં તુંને પહેલવહેલી 'દાદી-હાઉસ'માં જોઇ તે પહેલીજ પળથી હું તારીપર મારો જીવ આપતો થયોચ. મને ભવીશ્યના ખેતાબની દરકાર નથી, દોલતની પરવા નથી, હું કંઇબી વધારે માંગતો નથી. બસ તું મને કબુલ કર ને મારી ભવીશ્યની લેડી હોલ્ડીંગ બન, તો મારા જેવું સુખી બીજું કોઇજ નહિ. છોકરી, તોજ મને મારી જીંદગી વહાલી, તોજ હું જીવી શકું. મને હા કહે; તેજ એક શબ્દ સાંભલવા હું આતુર છેઉં"

"બહેરામ, તમે મને તદન ગુંચવાવી નાંખીચ. મેં કદીબી તમારી તરફથી એવા સવાલની આશા રાખેલી નહિ. હું તમુને કઇબી જવાબ આપી શકતી નથી."

"હું તુંને વખત આપુંચ. પણ વીચાર કરવાનીબી તુંને અગતજ શું છે?" તેણે પોતાનુ રીસ્ત વાંચ તપાસ્યું, "શીરીન હું તુંને આખી દશ મીનીટ આપુંચ."

તે ગોલાબી છોકરી તે અસ્ત પામતા સુરજ તરફ એકકી ટગરે જોઇ રહી હતી. તેણીના વીચારો વગર અટકવે આગલ વધ્યા. પ્યાર શું ચીજ• છે તે હજુર સુધી કદી તેણે જાણ્યું નથી. માતપીતાના લાડમાં પુર મોજ મજાહમાં તેણી બેફીકર એક પંખેરાંની જીંદગીએ જીવતી હતી; ને આ જવાન તેણીને કેવા કેવા ભારી વાકયો પુછતો હતો! તેણી કંઇક કંટલાઇ. હવે તેણીના વીચારો આગલ વધ્યા. આ એક ઝલકતાં ભવીસ્યનો, સારા શોભીતા દેખાવનો, મોટી મીતી ધરાવતો જવાન હતો. કંઇ ખામી જેવું તો તેણીની નજરે દેખાંતું હતુંજ નહિ, તો શાંને વરે તેણી તેને ના કહે? પણ તેજ પળે તે કમકમી.

"કદી નહિ—મને કદીબી તેને વરે એવો વીચાર આયોજ નથી; હું એને પરણી શકુંજ નહિ."

"હું ધારૂંચ કે દસ મીનીટ પુરી થઇચ."

"તોબી મારો જવાબ તો તેજ છે."

"છોકરી, મારી તરફ દયાથી જો. મારી જીંદગી તદન નીશ્ફળ ગેઇચ; તું તેને પાછી ઉચકી શકશે. હું તારી આગલ કંઇબી વધારે ખુલાસો કરી શકતો નથી. પણ હું જો દુન્યાનો એક તદન રદ માણુસ હોઉં તોબી તારે વરે મારા દીલમાં તદન પવીત્ર, માનભરેલો, સાચ્ચો જોરાવર પ્યાર દોડેચ, એમ ખત્રી રાખજે." તેનો અવાજ દુખનાં બોજાથી એવો ધ્રુજતો હતો કે તે સમજીને તે છોકરી ખરેખર બીહધી.

"બેહરામ મહેરબાંની કરીને મને અહિથી લઇ જાવ. પપા વાર જોતા હોશે."

"પણ મારો જવાબ?"

"નાબી નહિ ને હાબી નહિં; હું કંઇબી કહી શકતી નથી. મને હમણાં માફ કરો. હું એને વરે બરાબર વીચાર કરશ."

"બસ. એટલો સધ્યારો મારેવરે ઘણો છે; થેંક યુ". તેણે તેણીનો હાથ પકડી ઉઠાડી ને થોડા વારમાં તો તે બેઉ સ્વારો ઘેર તરફ રવાના થયાં.

———:o:———

## પ્રકરણ ૨૭ મું.

### "અરે ખુદા, શું તમે મારા બચ્ચાંને વેચવા કબુલ થયાંચ

ફક્ત થોડોજ વખત જીજીભાઇ બનાજી માણેકજીના જવા પછી એકલા પડયા. પીરોજબાઇ એક પ્રીતીવંતાં ધણીયાણી હતાં. તેવણ પોતાના ધણીની કબસ હાલત બરાબર જાણતાં હોવાથી તે માંગનાર શખસ ગયા બરાબર તે ગમગીન ભરથારની સામે જઇને ઉભાં. તેવણને તેબલપર માથું નાખી પડેલા જોતાંજ તે બાનુનું નરમ દીલ ટુટી ગયું. તેવણને તેવણે કાલજીથી જગાડયા.

"શું છે જીજીભાઇ, વરી કંઇ પેલો બકી ગીયો કે શું ?" ને આ દીલસોજી ભરેલા અવાજની અસરથી તેવણે માથુ ઉચકયું.

અરેરે, એકવારની તે બહાદુર આંખોમાંથી આજે આંસુની ધારો વહેતી હતી ! પચીસ વરસની પરણેલી જીંદગીમાં ઘણીબી વાર આ ધણીને બાપો કે દલગીરી દેખાડતાં તે ધણીયાણીએ જોયા હતા, પણ જીજીભાઇનાં ચહેરાપરથી આંશુઓ એક જાતની નવાઇજ હતી.

મોટાં દુખથી તે બાનુએ તે ગબડી પડતાં આંશુઓ પોતાના રૂમાલે પ્યારથી લુછી નાંખ્યાં. "મારા સમ, મને કેહો જીજી, આજે તમે એમ એટલા નાંહીમત કેમ બન્યાચ. હું એ વાત જાણું નહિ તાંહસુધી એક પાણીનો ગોટબી ગળવાની નથી."

"તુંને તે જાણવુંજ જોઇશે. હું તુને તે જણાવવાનોજ છેઉં. જરા બેસ, હું તુંને સમજાઉં." તેવણે તે પાસેનીજ ખુરશીપર જગા લઇ લીધી ને તે દુખી ધણી તરફ આતુરતાંથી જોવા લાગાં.

"આપરાં નશીબે ઘણાં ટુંક વખતની મજાહ બતાવી આપુને મોટાં દુ:ખમાં ને નીરાસીમાં હાતી દીધાંચ."

"આવાયું રે દુખ ને નીરાસીપરથી !"

"તાહરે પીરોજ, તું શું સમજવા બેઠીચ ? તું શું એમ સમજેચ કે રડતે ચેહરે હું તુને કંઇ ખુશીની ખબર કહેવાનો છેઉં ? મારી ઉંઘી બુધીએ મને ઘેરયોચ. હું એક હારેલો માણસ છેઉં. થોડું થોડું કરીને આંય માણેકજી શરોફને મેં બધું મોરગેજ મુકી દીધુંચ. મુદત લખેલી કરતાં તે વધારે થોભ્યોચ. મુદ્દલ આપવાનું મારી પાસે હમણાં કંઇજ નથી. પીરોજ હું તુને ખુલ્લું કેહુંચ કે બધો ખાલી ભરમ છે. મારી પાસે હમણાં સીલકમાં એક પાનસો રૂપીઆબી નથી."

"અલા શેઠ, તમે ના ફકર કરો; મને પૈસા વ્હાલા નથી, તમારી તનદરોસ્તી હોશે તો મારે મનથી બધું છે."

"તનદરોસ્તીને શું આગ લગાડેચ?આબરૂ જવાનો વખત આયોચ."

"તે કેમ?"

"માણેકજી હવે થોભતો નથી"

"હું તેવણને સમજાવસ. તેવણ પારસી હમજાત છે, એટલે દયા રહેતીજ જોઇએ."

"તું મારો કેસ બરાબર સમજી શકતી નથી. તે બીજે મહિનો દહાડોબી થોભે પણ પંચોતેર હજાર રૂપ્યો હુ લાંકે કીયા ચુલામાંથી?"

"તમે ના ફીકર કરો. મારા બધા દાગીનાં હું હમણાં તમારી આગલ લાવીને મુકુંચ. તે તમે વાપરી નાખો. તમારી શાંતી આગલ તેની શું બીસાદ છે. મારા ધણી, તે દાગીના પહેરયાથી મને જેટલી ખુશાલી નહિ લાગશે, તેટલી તમારો ખુશાલ ને હસ્તો ચહેરો જોવાથી મને મોટું સુખ મલશે."

આંય હેતવંતી, પ્રીતીવંતી ધણીયાણી તરફ તે ભરથારે જોવાની હીમત વઠીક કીધી નહિ.

"પીરોજ,પીરોજ, હું તારાં વ્હાલને બીલકુલ લાયક નથી. મને એક વખતે ઘણી તાકીદની અગત હોવાથી મેં તારાં ઝવેરાતોબી એજ માણસને ગીરવી મુકયાંચ." તે બાનુનો જીવ ફરી આવ્યો હોય તેમ લાગું. તેણીનાં ગળાંમાં કાંચકા બંધાઈ ગઇ; પણ બીજેજ પળે તેવણે હુશ્યારીથી આંખો ખોલી. "લોડજ, ઝવેરાત, ફરનીચર બધું શું પંચોતેર હજારમાં ?"

"ફક્ત પહેલો હપતો એટલા એ માંગેચ. પછી વ્યાજપર એ ભોતી રહેશે."

"ઓ જીજી, તમે આંય શુ કીધું ?"

"હા, એને મને ચાર દહાડાનો વખત આપ્યોચ. ચોથે દહાડે આંય આપરા બાપદાદાનો બનાજી લોડજ, તેની તમામ ચીજો સાથે આપુને છોડી જવો પડશે. એ બધું તેનું થઇ જશે. પીરોજ, તું તેને વરે તૈયાર છે ?"

"એ મારી ઘણી વ્હાલી ચીજો છે, જે મને મારા જીવ કરતાં વ્હાલી છે ! શું બીજો કંઇબી રસ્તો નથી ?"

"એક રસ્તો છે."

"તો જરૂર આપુને તે રસ્તો લેવો જોઇએ."

"મને બીહક છે કે તે તુંને પસદ પડશે નહિ."

"બોલો, આપરે તે પર વીચાર કરશું."

"મારી શીરીન, મારૂં બચ્ચું, મને મારા જીવ કરતાંબી વ્હાલું છે."

"ઓ માય, તમે મારી શીરીનનું શું કરવા માંગોચ ? જીજી, આય દુન્યામાં મને ત્રણ ચીજ પ્યારી છે, તેના વગર હું જીવી શકવાની નથી—આબરૂ, ધણી અને બચ્ચું. એ ત્રણ તો મારી દોલત છે."

"તું બીહ ના. મારી વાત શાંતીથી સમજી લે, પછી મને તારી મદદ આપ. એ માણેકજી બેઠેલો ઉતો ને શીરીન અહિ આવી લાગી. એ મને ચોથે દહાડે લોડજની બહાર કહાડવા માગતોતો, તે વીચાર એણે તરતજ ફેરવી નાંખ્યો. મારી આગલ પાછો બેઠો ને મને સમ-જાવ્યો કે જો મારી શીરીનને હું એની વહુ કરૂં તો એ આપરૂં બધું કરજ માફ કરે. પછી એક પૈબી એ આપરા પાસે માગી શકે નહિ".

"ઓ ખુદા, શું તમે મારાં બચ્ચાંને વેચવા કબુલ થયાચ ?"

"હું હજુર કબુલ થયો નથી. મેં તારી મરજી પુછવાનો વખત માંગ્યોચ !"

તે માતાની આંખો ભીનાઇ ગઇ. આવાં ખુબસુરત બચ્ચાંને વરે તેણીની છાતીમાં ઘણી ઘણી મોટી આશાઓ રચાયલી હતી ને આંય શું

ગજબ! પોતાનાં કીસમતપર બે ચાર કડવા શખુન તેવણુ બડબડયાં, ને બીજો આખો પા કલાક તે ધણી ધણીયાણીની શાંત ગમગીન ચુપકીદીમાં પસાર થઇ ગીયો.

"તમે એ ગોઠવણમાં ખુશ છેઓ કે?" તેણીએ ધીમેથી પુછ્યું.

"ખુશ? તે કેમ બને! પણ પીરોજ, એટલું યાદ રાખજે કે તે માણસ પાસે પૈસા ખુબ છે. દૌલતે તો આપરી શીરીન પુર થશે. થોડી ને ઘણી ત્રણ કરોડની દોલતમાં એ માણેકજી ડુબેલો છે."

"અરે તમેબી શું? એ કેવા માણસની વહુ થવાની છે તે તા તમે જરા ખયાલ કરો."

"હા તેટલાંનેજ વરે હું પોતેબી દલગીર છેઉં; પણ વીચાર કર, આપરે એ બચ્ચાંને કોઇબી રીતે દુખમાં નથી નાંખતાં એવી એક નજીવી ચીજ તું કબુલ નહિ કરશે તો આપરી આંટ આબરૂનો નાશ થશે ને નામોશીમાં ડુબી મરશું." તે ગ્રહસ્થનો ધ્રુજતો હતો, તે લઠડતા અવાજનું દુખથી બોલાયલું સાંભલતાં પીરોજબાઇનું દીલ ફરીથી પીગળ્યું.

"તમે બરાપો ના કરતા. હું એ બચ્ચાંને બરાબર સમજાવશ."

"તું એને સમજાવજે કે આપરે કંઇ એને દુખમાં નથી નાંખતાં —પણ પીરોજ, જો એ છોકરી નહિજ સમજશે તો?"

"નહિ શું સમજે? એને કબુલ કરવુંજ જોઇશે." તે માતા ધણી તરફની ફીદાગીરીમાં ધણી મક્કમતાથી બોલતી હવે ઉભી થઈ. "બધાનાં સુખ તરફ એને જોવુંજ જોઇએ. જો મારી એકલીનો કંઇ લાભ હોતે તો હુ આય પગલુ ભર્યાં અગાઉ ઘણો લાંબો વીચાર કરતે—પણ—પણ-તમારી આબરૂની વાત છે, તો હું મારાં બચ્ચાંપર જબરી કરશ. તમે ફીકર ના કરો. ભેસ્પતવારે સારોજ જવાબ મોકલવાની આપરે કોશેશ કરશું." ધણી મોટી હીમત આપી તે ધણીયાણી બહાર નીકલી. અરેરે બહારની દુન્યાની નજરમાંહ્તો તે સુખી ને ધનવાન ગ્રહસ્થ આજે પોતાનાં ખાનગી ઓરડામાં ભવીસ્યની ચીંતામાં આંસુઓ ખેરવતો બેઠા હતો!

ખચીત બહારના ઠાઠમાઠ ને ભપકાસપકા નીચેનાં એવા કંગાલ જીવડાઓ કરતાં એક ગરીબ પણ સંતોશી જીવ કેટલો સુખી કેહવાય?

——:o:——

## પ્રકરણ ૨૮ મું.

## માતાની માંગણી

શીરીન આજે ઘણીજ ગંભીર ચેહરે પલંગપરથી ઉઠી. તેણીનો જીવ હાલતુરત જાણે બેચેનજ રહેતો હતો. 'દાદી-હાઉસ'ના તે જુવાન વારસની છેલ્લી મુલાકાત પછી તે ઘણું કરીને તેની સામે થતીજ નહિ: તેણી ફરીફરીથી તે લંબાણુ વીચારોમા રોકાયલીજ રહેતી. હજીબી તે પોતાનાં મનને ચાપીચાપીને પુછતી હતી કે એવો એક ખુબસુરત, માલેતુજાર, ખેતાબવાળો, પ્રીતીવાલો ધણી લેવા તેણીનું દીલ શાને વરે આંચકી ખાતું હશે? તે આવતો તો તેણી ખુશ થતી, તેનાં ટાહેલાં સાંભલવામાં તે મોજ માનતી, તેનું હસવુ જોવા તે આતુર રહેતી, તેની હાજરી તેને ખુશાજ રાખતી હતી. પણ તોબી——તોબી લગનનું નામ આવ્યુ કે બસ કુદરતી તેણી તેનેથી દુર રહેવા ઇચ્છતી હતી, તે વાતજ બંધ કરવા માંગતી હતી. કોરી સીપ કરી, કપડાં પહેરી તે લો-ચેરપર બેસીને ક્યારની એજ વીચારમાં મશ્ગુલ હતી. તેટલાં

આયા લુશી આવીને સામે ઉભી, "મોટાંબાઇ, નીચલા ખંડમાં તમુને બોલાવેચ. તેવણુ તમારે વરે ખોટી થાયચ."

તેણી દોડી, કોઇ દહાડે નહિ ને આજે એટલી સકકારે બોલાવી મંગાવવાનું શું કારણ હશે? તેણી દોડી. તે નરમ ગાદીની ખુરશીપર પીરોજબાઇ કંઇક ઉતરેલે ચેહરે તે બચ્ચાંનો વાર જોતાં બેઠેલા હતા.

તે છોકરીએ તે માતાનાં ચહેરાપર વાંકી વલી એક ઉંડી લાગણીની 'કીસ' લઈ લીધી, "કેમ મમા ડીયર, કંઇ આજે દલગીર જેવાં લાગોચ. શું છે?"

"શીરીન હું તારી સાથે કંઇ વાત કરવા માંગુચ. જરા મારી પાસે બેસ." તેણી એકબી બોલ વગર બેઠી, "તું મને દલગીર કહેચ પણ હું તો તુંને આજે એક ઘણી ખુશીની ખબર જણાવવા માગુંચ."

સુથારનું મન બાવળ્યાંમાં તેમ તે જવાન વારેસનીજ વાત આજે તે માતા કરતી હશે તેના ખ્યાલમાં શીરીન વધારે ગુંચવાઇ ગઇ, અને જો મમા પુછે તો શું જવાબ આપવો તેનાં ગુંચવાડામાં તે પડી.

"જોની દીકરા, આજે અમે તારે વરે એક છોકરો શોધી કહાડયોચ."

હા વાત તો ખાસ્સી તેજ આવી ! પણ તેણીના રાતા છુણા હોઠોની મક્કમતા જોતાં તુરતજ લાગતું હતું કે તેણી તે માતાને તે જવાન વારેસને વરે ખુલ્લું ના કેહવાનાજ વીચાર પર આવી હતી.

"દીકરા, તું હવે મોટી થઇ, ને તારા પપાનો વીચાર છે કે તુંને હવે સારે સાસરે મોકલવી."

સારે સાસરે બોલતાં તે બાનુનાં ગળાંમાંથી એક મોટું દુખનું ડચકું નીકળી ગયું, પણ મન મકકમ રાખી તેવણે વાત આગળ ચલાવી. શીરીન, એક ઘણુંજ સધ્ધર ઠેકાણે અમે તુંને ગોઠવવા માંગ્યેચ. બોલ દીકરા, અમે કોઇ સારો છોકરો તુંને બતાવ્યે તો તું ને તે કબુલ છેની?

એમ મુગી ના રહે, મને જવાબ આપ, દીકરા. અમે તારાં સારાંમાં છઇએ. એક લખોપતી નહિ પણ કરોડપતીને ઘેરથી તારૂં માગું આયુંચ. દોલત આજે દુન્યામાં સઉથી મુખ્ય ને મોટી ચીજ છે."

તે છોકરી હજુરબી જમીનને ટીકતી ચુપજ હતી. હજુર તે માતા ફકત દીબાચોજ કર્યા કરતી હતી, પણ જે નામ જાણવા તે માગતી હતી તે હજી ખુલ્લી રીતે બોલાયું હતું નહિ.

"શીરીન, પેલા માણેકજી શરોફ છેની તેવણે પોતાના દીકરાને તારા હાથની માંગણી કીધીચ."

"ઓ માય—એ તમે શું બોલોચ!" તે છોકરી એક બુમ સાથે ઉછળીને ઉભી થઇ.

"હા દીકરા, પણ એમાં એટલું બધુ ચોંકવાનું શું છે ? શરોફનું ખાનદાન સારૂં છે. થોડા ને ઘણા ત્રણ કરોડની દોલત છે".

"મમા-મમા-દોલત, દોલત શું કરોચ? મેં તે કર્તી માણુસને જોયોચ. આપરા કાવલા કરતાંબી તે બદતર દેખાવનો માણુસ છે." આંય દુખની ધ્રુજણીથી બોલાયલા વાકયોને કબુલ કરવા છતાંબી તે માતા સેહજ ઠપકાથી ફફડી.

"જા,જા એમ ઘેલાં નાં કહાડ. કાવસો શાએ થયો- ભલા ભલા માણસોને પૈસા આપીને ઉભો રહેનારો! સારા સારા માણસોના ભરમો હાથમાં લઇને ફરનારો—એને છે શું?"

"મમા—એવણ મને બીહક લાગે તેવા છે. તપકીરનો રૂમાલ ને મેલી ડગલી, ધાબાંની પાઘડી! ઓ માય, મને કમકમાટ લાગેચ."

"બસ બસ એમ ચીબી ના થા, તેની સાથે તુને કામ શું છે? તેનાં દીકરા તરફ આપુને તો જોવાનું છે."

"કદી નહી—એમ બની શકશેજ નહિ. એવા એક માણસની વહુ થવા કરતાં હું મરવાનું પસંદ કરશ."

તે ડચકાં ખાતી છોકરી ખાતર તે માતાએ પા કલાક ચુપકીદીમાંજ ગાળી કહાડયો.

વાત પડતી મુકાય તેમ તો હતીજ નહિ. કોઇબી રીતે તેણીને મનાવવાનીજ હતી, એટલે તે માતાએ તેણીનો કસબી બાલનો ચોટલો સરખો કીધો, તે રેશમ જેવા બાલપર માયાથી હાથ ફેરવ્યો ને તેણીના રૂપેરી કપાલપર મહોબતથી એક કીસ લીધી.

"મારાં બચ્ચાં, તુંને અમે એવો લાડ ને સુખ બતાવ્યુંચ કે હવે તેનો બદલો અમુને દેખાડવાની તારી વારી આવીચ. તારા પપાનો ને મારો શખુન આય વખતે રાખવાની તારી ફરજ છે."

"મમા તમે એમ કેહોચ કે તમે દેખાડેલે ઠેકાણે મારે પરણી બેસવું?"

"અમે તુને તે છોકરો દેખાડશું, તેનેબી તુને જોવી જોઇશે; પણ અમે ઇચ્છીએચ કે તમે બેઉ જણાં ગોઠવઇને અમુને સુખી કરો."

"ખરૂં કેહુંચ કે આજે તમારો એકબી બોલ મારા ભેજાંમાં સહેલાઇથી ઉતરી શકતો નથી. અમે ગોઠવઇને તમુ લોકને સુખી કર્યે કે અમે સુખી થવા બેઉ ગોઠવઇએ?" આય છોકરીની ખરી ચતુરાઇથી વાજબી બોલાતું સાંભળી તે વૃધ્ધ માતાએ પોતાની હાલતપર હોઠ પીસ્યા. તેવણ ખરાં દીલથી ઇચ્છતા હતાં કે જેમ જલ્દી તે છોકરી માની જાય તો સારૂં. "હું એવા માણસનાં દીકરા સાથે પણવાની નથી."

આય જવાબ જાણે સેવકનો હોય તેમ તેબલ પરથી એક ચોપડી લઇ તે હવે તેનાં પાણાં ફેરવવા મંડી.

"દીકરા, મારી વાતપર ધ્યાન આપ! કંઇ દરેક બાપ જેવાજ બેટા થતા નથી. તુંને અમે સુખીજ કરવા માંગ્યેચ એમ તારા દીલમાં તું ખાતરી રાખ!"

"તમો લોકો જો મને સુખીજ જોવા માંગતા હોવો તો મને એવા માણસને ઘેરે નાં આપો. મમા, એ બાબદમાં મારી ખુશી પહેલી જોઇશે."

• "કોઇબી રીતે શીરીન તુંને એ સાંટુ ગોઠવવુંજ પડશે."

"ગોઠવવુંજ પડશે, એટલે? તમે લોકો જો મને પાલતાં થાકી ગીયાં હોવો તો હું મારૂં પુરૂં કરશ, પણ જીંદગીનો સાથી તો મારા મનપસંદનોજ લેવશ."ને અહિ તે છોકરી બેઅખત્યાર આંસુ પાડવા લાગી.

"શીરીન અત્યાર અગાઉનું કોઇ તારા મનમાં છે?"

"હું હમણાં પુરતી સુખી છઉં. મને હમણાં એવી કોઇબી ચીજમાં પડવુંજ નથી. જયારેબી મારી મરજી પડશે ત્યારે મમા હું તમુને પહેલાં જણાવશ."

"જરાકે થોભ— ઉતાવળી ના થા."

"નહિ મમા, હુ તમુને મારો જવાબ આપી ચુકીચ. મને મારા ઓરડામા જવા દેઓ."

"મારી થોડી વાત અધુરી છે, તે સાંભલ. અહિ મારી પાસે આવીને બેસ" તે છોકરી કંઇક થોભરામાં તે માતાને તાબે થતાં પાસે આવી ને બેઠી. "તું મને જાહરે બોલવાની ફરજજ પાડેચ તો સમજ. અમે લોક હમણાં મોટી મુશ્કેલીમાં આવી ગીયાંચ ને આય તારા 'હા'ના જવાબપરજ અમારો બધો આધાર ટકેલો છે. મારા દીકરા, કમનસીબે તારા પપાને ઉંધુ સુજયું ને પોતાની બધી દોલત આંય માણસના હાથમાં ગુમાવી દીધીચ. આંય આપરો લોડજબી તેની તમામ ચીજો ને મારાં જરજવેરાત સુધાં એ માણેકજીના કરજમાં ડુબી ગીયોચ. કાલે એ તારા પપાને મલવા આવી ગીયો તાહરે બોલ્યો કે ભેસ્પતવારે સહવારે અહિંથી દીલપરનાં કપડાં સાથે એ આપુને બહાર કહાડશે. નહિં તો આખી મુદદલ રકમ ભરપાઇ કરી દેવી, દીકરા, હમણા તારા બાવા પાસે

બેંકમાં કાંઈ છે તો એની મુદલ કાંહ ભરે? પણ તેટલાં તું તારા પપાને કઇ પુછતી તાંહ જઇ લાગી ને માણેકજીએ તુંને જોવા બરાબર તારા પપા આગલ ખુલ્લાં દીલે કહી દીધું કે તુંને તેવણના દીકરા સાથે પરણાવવામાં આવે તો તેવણ આપરૂં બધું કરજ પૈએ પૈ માફ કરે ને જે આપરૂં છે તે બધું જેમનું તેમ આપરૂંજ રેહ. દીકરા, હવે તું વીચાર કર કે તારી એક 'ના' થી આપુને બધું છોડીને, ભીખારી અવતારે અહિંથી બહાર નીકલવું પડશે. બધી આપરી આબરૂ-બાપ દાદાનું નામ બધુ ધુલમાં મલેચ."

"તાહરે તો મમા, તમે મને સુખી કરવાની મોટી મોટી વાતો શું કરવા બોલોચ? એમજ બોલો કે તમારા લોકની એક મોટી ભુલનું પરીણામ ધાંકવા મને એ માણુસ સાથે પરણવુંજ જોઇએ.' તે છોકરી કંઇક ઉશ્કેરાઇને બોલી.

"નહિ સાંભલ. મારે ખાતર શાંત થા. મેં તુંને એમ કહયુંચ નથી કે તેને જોયા વગરજ તું મને કબુલ થઇ જા. દીકરા, હું તેને તારી સાંબે લાવીને ઉભો કરૂં. જો તુને તે પસંદ પડે તોજ હા કહેજે. પણ અમે તો તે દાદગાર દાવર પાસે હાથ જોડયેચ કે કોઇબી રીતે તમે બેઉ જણાં એકમેકને પસંદ કરો!"

હવે ઘણી હદ થઇ ચુકી હતી. પીરોજબાઇની તકાવી રાખેલી હીમત ખુટી ગઇ હતી. તે મુશ્કેલીમા પડેલા ભરથારની ચીંતામાં તેવણનું દીલ લથડી જતું હતું. પોતાપરનાં દુખ માટે તેવણને દરકાર હતીજ નહિ; પણ જીજીભાઇ તરફની અથાગ પ્રીતીમાં તેવણ પોતે જાંણે ના-હિંમત બની ગયા હતાં.

તે બીણી આંખનો પ્રીતવંતો ચહેરો શીરીને એક પળ જોયા કીધો. જે માણુસ સાથે જનમ લેવાનો હતો, તેને તો હજુર તેણીએ જોયો હતો નહિ; ને જો તે પસંદ પડે તોજ તેને કબુલવાની ઉદાર માંગણી છતાં તેણીએ તે ઘરડાં માતપીતા તરફ તે લોકની મુશ્કેલીમાં એટલું સખત થવું નહિ જોઇએ. એ તે છોકરીનો સૌથી પહેલો વીચાર હતો. આખી જીંદગી તમામ સુખ ને લાડમાં ઉધારનાર તે પ્રીતીવંતાં માત પીતાને એકદમ ભીખારી કરી નાખવા કરતાં શુ એવો એક સસરો તેણી

કબુલ નહિ કરી શકે ? તેણીએ સાફ ધસીને 'ના' કહેવામાં ખરેખર ઘણું ધાટકી પગલું લીધું હતું, તે છોકરીનાં દીલમાં હવે કંઇક દયાના થોકા તે માતપીતાને માટે વાગવા લાગ્યા.

"દીકરા, તારા જવાબપરજ તારા પપાનુ સુખદુખ લટકેલું છે. ને તારા પપા ખુશી તોજ હું સુખી એ તો તું બરાબર જાણેચ." તેણીને કઇંક નરમ થયલી જોતાં પારોજબાઇએ આગલ ચલાવ્યું. "તું જો હા કહે તો આપરે તેને બેસ્પતવારે દીનરપર બોલાવ્યે; ને તે પછી તારૂં કાંમ એટલુજ કે જેમ બને તેમ તેને તારી તરફ ખેંચી રાખવો. દીકરા, મારી ખાતરી છે કે તે જરૂરજ થોડા વખતમા તારા હાથની માંગણી કરશે."

"મમા ડીયર, તમે દુખી ના થાવો; તેવણુને બોલાવો, હું તમુ લોકને સુખી જોવાની મારી બનતી કોશેશ કરશ; પણ મને કહી રાખો કે જો તેવણ મને પસદ નહિ પડે તો મારે શું કરવુ ?" તેણીની આંચ ફીકર-પર તે માતાએ દુખથી તેણી તરફ જોયા કીધું.

"આ મમા, તમે તો મારી તરફ જાણે એવી રીતે જોવોચ કે કાઇબી રીતે મારે તેને પસંદ કરવોજ જોઇશે. બોલો મમા, શું એમજ તમારી મરજી છે ?"

"દીકરા, હું કંઇબી બોલી શકતી નથી. હું ખુદા પાસે ચાહુંચ કે જો કશાંને ખાતર નહિ તો તારા પપાને ખાતર તે સાહેબ તુંને નેક બુધ્ધી બક્ષે ને તારી આંખે તે એક પસદ પડતો ધણી નીકલે." ને નક્કી થયલાં સેવટપર કંઇક ટચુકા કરતી તે છોકરી ભીણી આંખોએ ત્યાંથી બહાર નીકલી.

———:o:———

## પ્રકરણ ૨૯ મુ.

## વીકાની 'મહાબોખતાર.'

'દાદી-હાઉસનો' જુવાન વારીસ પોતાની પોખાલ ડેસ્કની ઉપર એક શાહેનશાહના રોબથી બેઠેલો હતો. તેનાં ભેજાંમાંથી લખો તરંગો પસાર થતા હતા ને તેને રસ્તો આપવા તેણે તે હાથમાંની

ચોપડીમાંજ ડોકું ખોસેલુ રાખી મુકયું, પણ સામે ઉભેલો વીકો તો ખરેખર ધ્રુજતો હતો. કોઇ દહાડો નહિ ને આજે શેઠે તેને તાબડતોબ બોલાવી મંગાવ્યો હતો એટલે તેનાં પેટમાં આજે કલેજીજ હતી નહિ.

"વીકા, કેમ તું આયો કે!"

"હા સાહેબ, કયારનો આયોચ," બે ત્રણ વાર ખંખાર માર્યા છતાં શેઠે તેની હસ્તી સાંભલીજ નહિ તેથી પાકી જતાં તે બોલતો પડયો.

"વારૂં, હું આજે તુંને કંઇ કેહેવા માંગુંચ."

"બોલો સાહેબ."

"મને ખબર કહાડતાં માલમ પડયુંચ કે તું અમારા કુટુંબમાં આજે પચ્ચીસ વરસ થયાં કામ કરેચ, ને તેથી તેની હું હવે કદર પીછાણવા માંગુંચ."

"મોટી મહેરબાની સાહેબ," વીકાનો ફીકો ચહેરો હવે કંઈ ખુશાલીથી ખીલી રહયો.

"મારો વીચાર તુંને કંઇક પેનશન આપવાનો છે!"

"સાહેબને શું હવે મારી ચાકરીની અગત નથી?"

"હું તે તુંને સમજાઉંચ. મેં હમણાં સાંતાક્રુઝમાં એક નવું ઘેર લીધુંચ. તે એટલે દુર આયુંચ કે હુ તે પર મારી નજર રાખી સકતો નથી. હું તુને દર મહિને સો રૂપ્યાનું લવાજમ આપશ. તારે તાંહજ રહેવું ને તે ઘેરની આસપાસ બાગ બગાચો બનાવવામાં તારો વખત પસાર કરવો. તારી ખાવાની ગોઠવણને વરે હું તાંહ કોઇ સાથે નકકી કરી આપશ. કાલથી તારે તાંહ જઇને રહેવું જોઇશે. ઘેર સદ્ધા રાખવું, શોભીતો બાગ બગીચો બનાવવો ને તારૂંજ તે ઘેર છે સમજીને તાંહજ રહેવુ, તોજ તુંને દર મહિને સો રૂપ્યા ચાલ્યા આવીને મલશે. કોઇબી વખતે ફરદુનજી શેઠ કે હું આવીને તાંહ રહીએ તેથી તદન સફાઇદાર રાખવું." વીકાનું મોહડું ઉતરી ગયું. એરંડયું પીધું હોય તેવું દાચું કરી તે તાંહ ઉભોજ રહયો.

"કેમ શું વીચાર કરેચ! ખરીં, ખંખારીને જે તે જવાબ આપી દેઓ. તમે નહિ તો બીજા મને ઘણાં મલશે."

" હું તૈયાર છેઉં સાહેબ. હું કાલથી જવશ."

" ઠીક છે. પણ યાદ રાખજે, મારા હુકમ વગર તેનાં દરવાજાની બહાર તારેથી નીકલાશે નહિ." વીકાએ હોથ પીસ્યા.

" વારૂં સાહેબ."

શેઠે હવે ચોપડામાં ડોકું ખોસ્યું ને તે નોકરે પાછું ફરવા માંડ્યું.

" વારૂં વીકા, અહિં આવ."

" જી સાહેબ. "

" હું જોઉંચ કે તું પેલી દોશીબાઇ બોલાવ્યાને તાંહ ઘણા ધકેલા ખાયચ, એ વાત સારી નથી; એવી કાનાશોરીવાલી બૈરી આગલ 'હાઉસ' નાં માણસો વાતે બેસે એ મને પસંદ નથી. મારા હુકમ પ્રમાણેજ તારે ચાલવું જોઇશે. તારે તેને મલવું નહિ."

"સાહેબને કેહું જે કાલે તો હું અહિંથી જવાનો છેઉં, એટલે હવે તમુને ફીકર રાખવી પડશે નહિ."

શેઠે ઠપકાથી જોયા કીધું ને વીકાએ સેતાન ડાબો કરીને ત્યાંથી ચાલતી પકડી.

× × ×

આજે વીકાજી ખુબ લાહટમાં હતા. મોવરાંની બાતલી પાસેજ પડેલી હતી. રોજ કરતાં જાસ્તી ધીચીને તે જાસ્તીજ ખુશાલ બની ચુકો હતો.

" આય અમારા શેઠનું કંઇ સમજ પડે! લાધે તો નેહાલ નહિ તો ખીલા ઉપાડ તેવો બધો રંગ છે. મને કહેજે તું જુનો નોકર તેથી એક ખાલી ઘેરને સંભાલવા ને બગીચો બનાવવાનો સો રૂપ્યા પગાર! હી હી હી હી!

" હીરાદોર જેવાં બીચારાં તીરંદાઝવાલાને કહાડી મુકયાં. નાની નાની જગાપર બાંધકામ કરીને ભાડાંઓ લેતાં કીધાં. માણસો ઓછાં કીધાં, કામો વધારી દીધાં. બધેબધ કાપકુપ ચલાવીને તેવો શેઠ મને વગર કારણે બેસાડીને સો રૂપ્યા આપે? અરે વાહરે મારા લાલ-નથીની કંઇ જાલ! હા હા હા હા હા.

"ચાલો જઇશું, કરશું શું? હાથે આવેલી લક્ષ્મી કંઈ છોડી દેવાની છે? પણ એ મારો શેઠ પેલી દોશીબાઇને તાંહ મને કાંય નહિ. જવા દેતો! કંઈ ચાંદણુપર શેઠનો દોલો હોય ને મને અદેખાઇથી દુર તો નહિ રાખતો હોય?" તે ફરીથી હસ્યો ને એક બીજો પેગ ચહડાવ્યો.

"અરે ઉપરનું આસ્માન નીચે આવે તોબી મને તો એ દોશી-બાઇને તાંહ જવા વગર ચાલે નહિ. એ ધરડીને શું કરવાનું છે. પણ જાંહ મારી ચાંદણુ, મારો ચંદરમા, તાંહ મારે તો જવુંજ જોઇએ. એ માય દીકરીની મારીપર ખાટી મીઠી મરજી લાગેચ. જાહરેબી જાંઉ તાહરે ધાંખરી મોવડાંની બાતલી આગલ ધરે ને મારી મહાબોખતાર મને ગલાસ આપે! બધી વાતે એવી હુસ્યાર છે. મને રોજ નવું નવું રાંધીને ખવાડશે. મારૂં ઘેર કચરો વાલીને એવું સાફ રાખશે કે જાંણે આરસી, ને આખો દહાડો કામકાજ કરીનબી સાંજે મારી સાથે ફરવા આવશે તાહરે મારી ચાંદણુ એસ્કી ભ્લાઉસ ને ફાંકડા પતાથી એવી મને શોભાવશે કે બસ વીકાજીનો ઠાઠજ લોક જોયા કરશે." તેણે બીજો ટકોરો ચહડાવ્યો ને હવે બહાર હેર્યું લીધું.

× × ×

તે એક આખા કલાકની મુલાકાત હતી ને હવે વોકો દોશી-બાઇને મલીને જવા ઉઠયો. "જોવની માઈ, મેં તમુને પેલી વાત કહીચ તે કોઇને કહેતાં ના જો!" વીકાએ તેઓની જુમમાં કંઇકંઇ બોલી તો દીધું પણ હવે તે બૈરીથી તે પોતેજ બીહવા લાગો. "મારો શેઠ ઘણો કફોડો છે, તે જાણુશે તો રોજીબી જશે ને કદાચ જીવબી લેશે."

"ઓવારૂંરે વીકાજી, એમ શું બોલોચ?" ચાંદણુબાઇ સુગઇ ઉઠયાં, ને તેવણુનો તણુકો જોઇને વીકો તો ખુશ થઇ ગયો.

"ચાંદણુબાઇ તમુને મારૂં એટલુ બધું લાગેચ; પણ તાહરે હું તો હવે ચાહયો ચાહ્યો શાંતાક્રૂશ જાઉચ."

"તેથી શું થયું? અમે તાંહબી મલવા આવશું" ડોસીબાઇએ બહાદુરી બતાવી, "એવા સરની કે ભલા રાજાની મને કાંહ દરકાર છે? તમારો શેઠ તમુને મારી સાથે મલવા ના કહેચ તો હું તો બહો-

સની મારી જરૂર તમુને તાંહ મલવા આવવાની, એ ઘણો ફું-ફું કરેચ, મારી ગંધ એને ગમતીજ નથી. બા વીકાજી હું કઇ તમુને બોલાઉંચ, કઇ વાતો પુછુંચ ? તમે ખુશાથી આવોચ ને વાત કરોચ તે સાંભલ્યેચ. હું થોરી તમુને કંઈ પુછુંચ? મરે રે, મારા દીલમાંતો કઇબી નથી; પણુ એવણુનુંજ કંઇ ભોપાલું હોશે તે તમુને મલવા નહિ દેતા. પણુ આપરે છે તે વીકાજી, એ ફરેદુન કેમ હમણાં હમણાં એવણુનો નાંકનો બાલ થઇ લાગોચ ? પહેલાં તો એક ઉતર તો બીજો દખણુ, પણુ હમણાં તો જાહરે જોઇએ ત્યારે જોડયા ભાઈઓની કાની બસ સાથેના સાથેજ."

"નારે બા. તે તો કંઇ આપુને માલમ નહિ. કાંય દોશીબઇ માય, તમે તો કહેજે હું કંઇ પુછતીજ નથી ને પુછતાં તો જાઓચ !"

"મરે વીકાજી, તમેબી જરા અમથું પુછ્યું તો શું થઇ ગીયું ? હું થોરી કંઇ કોઇને કહી દેઉંચ. મારા પેટમાં તો બીજાઓની વાતોનાં કુવા ભરેલા છે. મારો સ્વભાવ એવો કે સાતું સાંભલીને પેટમાં રાખું. કોઇ દહાડો એકની વાત બીજાને કેહું નહિ." તો જો કે કઇબી નવુ જાણુતાં કે સાંભળતાંજ એ ડોસીબાઇ લાગલી સાડી બદલી 'કહેચ કે'—'કહેચકે'—નાં બહાણાં સાથે બે ત્રણુ ઘેરે ખબર કરી આવતી હતી, ને તદન નવાં ને પહેલી ખબરની જાણુનારી પોતે છે તેથી મગરૂરી લેતી હતી.

પારકી નીંદાનો શોખ રાખનારી એવી અભણુ બૈરીઓ એમ નથી સમજતી કે તે લોકની પછવાડેબી લોક તેવીજ નીદાં કરતું હશે. પારકી એબોની શોધનારી બૈરીઓ પોતે પોતાને તદન ખામી વગરનીજ સમજેછ; પણુ જેટલો વખત તે લોક સામા માણુસોની કાનાસોરી ને નીદાંને માટે ફાજલ પાડેછ તેટલોજ વખત જો તે લોક પોતે સુધરવા પાછલ યા પોતાની ખામીઓ શોધવા ખાતર ગુમાવે તો આજે દુન્યામાંથી અરધું દુખ નાબુદ થાય ને શાંતી વધે ! !

"ચાલો માય જતે, જરૂર ચાંદણુબાઇને લઇને મારે ઘેરે આવજો. હું તમુને ઠેકાણુ લખી મોકલશ. જવા તો જરા નથી ગમતું, પણુ ઘેર-બેઠાં વગર કામે સો રૂપ્યા ચાલતા આવેચ તે છોડવા નથી ગમતા.

જોઇશું, નહિ પરવડશે તો છોડી દઈશું." અને તે હવે લડકતે પગે હજુરખી કંઇ બડબડતોજ તે માય દીકરીને સાહેબજી કરી બહાર નીકળ્યો.

"મરેરે જરા સાંજને છેડે બીચારો આતાને બેસ્તો'તો ને બે વાત કરતો'તો ને નવી જુની મલતીતી. ખરા ચાંદણુ, આજે પેલાં બનાજીનાં પીરોજબાઇને તાંહ મલવા આવશે કે ? કાલે પેલી શુનઇ મલેલી તે બોલતી'તી કે લોડજમાં કઇ ગડબડ ચાલી રહીચ; તે લાવની જરા મલવા જવાને મસે. વાતચીત કરતાં જાણી તો લઈએ કે શું છે ? કોઈ કેહચ કે પેલી શીરીન દુકતીને પરણાવવાની કંઇ ગડબડ છે, ને કોઇ કેહચ કે પેલા માણેકજી સ્ટોફે કઇ કાંમ આગલ ચલાવ્યુંચ, મુવો મારો જીવતો સાંભળ્યુંચ તાહરનો તે વાત જાણવાની ચટપટમાં પડયોચ. જરૂર આજે જઇશું ને ખબર લાવશું." જાણે દુન્યામા ફકત એજ કામ હોય તેમ એ બૈરી ખાઈપીને લોકને ખબર રાખવા મંડી હતી. એવાં બૈરાંઓને સીવવું, સાંધવું, લખવુ, વાચવું કે બે સારાં કામ કરવાની ફુરસુદ મલતી નથી ! !

——:o:——

## પ્રકરણ ૩૦ મું.

"લગન બોલ દુનયામાં મારે વરે છેજ નહિ,
એ તો એક સગવડ વેચાણ છે !"

આજે 'બનાજી-લોડજ' માં એક ઘણીજ આતુરતાભરેલી સહવાર પડી. દરેક જણાં જુદી જુદી આશાઓ સાથે બીછાણાંમાંથી ઉઠયાં હતાં. દરેકનાં દીલમાં જુદી જુદી લાગણી રમી રહી હતી. શીરીન આજે પધારનારા પરોણાને જોવા સૌથી વધારે આતુર હતી. આજે આખી રાત ઘણીજ બેકરારીમાં કહાડેલી છતાં તે છોકરીએ એક તદન મકકમ વીચાર પોતાનાં મનમાં ગોઠવી રાખ્યો હતો

તેણીનું નાનું નીર્દોષ જીગર આજ સુધી તદન ખાલી હતું. એ ખરીજ વાત હતી. તેણી હમણાં તે માણસને કબુલવાને તદનજ છુટી હતી; પણ દુખમાં દુખ ફકત એજ હતું કે એક એવા નહી ગમે તેવા માણસની વહુ થવાની તેણીને ફરજ પડનાર હતી.

ગમે તે હોય, પણ જ્યારે તેણી તે કીમતી બીછાણાંમાંથી ઉઠી કે એકજ મક્કમ વીચાર તેણીનાં ગોરાં મહોડાંપર પ્રગટેલો હતો કે કોઇબી રીતે બનતાં સુધી તે વ્હાલાં પ્રીતીવંતાં માતપીતાને મદદગાર થવું, ને તે લોકની બુઢાપણામાં થતી નામોશી અટકાવવી. તે લોકની પવીત્ર મહોબતનો બદલો તો જીંદગીભર તેણી કદીબી આપી શકનાર નથી, પણ જો ખુદાએ તેણીને એક ટક આપીચ તો જરૂર તે લઇ લેવી, ને ને આ સાંટાને 'હા' કહી તે લોકને મોટી મુશ્કેલીમાંથી બચાવવાં.

તે નાની રોકીંગ ચૅરપર તરેહવાર ખ્યાલોમાં તે જાણે આજે ડુબી ગઇ હતી. "આજનો દહાડો મારી જીંદગીનો સૌથી મુખ્ય દહાડો ગણાશે. અરે ખુદા, તે કેવો હોશે? રખે બાપ જેવોજ દીકરોબી હોએ; તોબી શું મને હા કહેવુંજ પડશે?" તે છોકરીએ પોતાનો ગોરો ભરેલો ઘાટમદાર હાથ પોતાની આંખે ઢાંકયો. નરમ ધોમાં ડચકાંનો અવાજ તે શાંત ઓરડમાં ખુલ્લો સંભલાતો હતો.

પણ તેટલાં તે અલગું બારણું ધીમેથી ઉઘડયું ને દાદી-હાઉસનો તે નવો વારેસ પોતાના રાબેતાના ઠસ્સામાં તે છોકરીની સામે આવી ઉભો.

"શીરીન, શીરીન શું છે? આજે એટલી દલગીર શાને વરે છે?" તેણીની નજદીકની ખુરશીપર ધબ કરતો બેસી જતાં તે જવાને ઘણીજ કાલજીથી પુછી દીધું. તે છોકરીએ પોતાને આંખેથી હાથ ખસાડયો ને તે પાસે બેઠેલા જવાન ગમ એક પળ જોયા કીધું ને જાણે તેમાં તેને કંઇબી નવું નહિ હોય તેમ તેણીએ પાછો આંખે હાથ ધાકી દીધો.

"શીરીન, રોજ ઉઠતાને વાર મેનાની કાની નીકલતો તારો અવાજ મને કેવો ખુશ કરતો'તો. અહિથી તહિં ખુશાલ તુંને ફરતી જોવાની કેવી મજાહ મને મલતીતી; તારૂં મીઠું મધ જેવું હસ્વું સાંભલવા મારો જીવ બહેસ્તમાં જતોતો. શીરીન, શું આજે તું મારી સાથે બીલકુલ વાત કરવાનીજ નથી?"

"જેવા આયાચ તેવા પાછા જાઓ, મારા જીવને આજે બરાબરનથી."

"નહિ શીરીન, છેલ્લે આપરે ભળ્યા પછી તેં મને ચારેક વખત બહારોબહારથીજ માથું દુખેચ કરીને ખરતો કીધોચ; પણ આજે તો હું તુને મલવાના નક્કી વીચારે આવેલો છેઉં".

"તાહરે તો આ ભીંત સાથે વાત કરીને જાવો; હું તો હમણાં તમારૂં કંઇબી સમજવાની હાલતમાં નથી."

"સમજ છોકરી, એમ મારી સાથે તુને તરછોડ કરવી નહિ જોઇએ. તું મારો એક જીવ છે ને તે જીવ વગરનું મારૂં ખોખું કદીબી ટકી શકવાનું નથી. મારી તરફ તું એટલી બધી ઘાતકી ના થા. શાંને વરે તું હમણાં હમણાં મને એમ દુરનો દુર રાખેચ? ડીયર, તું એક ઘણી મુશ્કેલ ચીજ છે. હું તુને હજુર સમજી શકતો નથી."

"ખબરદાર, તમે મને એમ ડીયર ડીયર નાં બોલતા. એવા તમારા શબ્દોથી મારૂં દીલ વધારે દુખી થાયચ."

"આજે તું મારી સાથે બીલકુલ ફ્રતાડિ થઇને બેઠીચ. શીરીન, જો મારા હેતનાં શબ્દો તુને દુખી કરેચ તો હું પોતે તો તુને બીલકુલ—

"અણગમતા છેઓ!" તેણીએ તેનો અધુરો વાક્ય પોતેજ પુરો કરી આપ્યો. "બસ હવે થોડાંમાંજ સવાદ. આટલું બધું ખુલ્લું સમજવા પછી મને તમે હમણાં છોડી જાઓ તો મહેરબાની."

"હું જોઉંચ કે કંઇબી એવું બન્યુંચ કે તેથી તું મને હંવે હવે દુર રાખેચ."

"એટલે, શું અગાઉ મેં તમુને કોઇબી રીતે હુલકઇ જવાનું કે એવું વીચારવાનું કઇબી કારણ આપેલું?"

"પણ તેમ તું મને એટલો દુર તો નહિજ રાખતી'તી. મારા શબ્દોથી, મારી હાજરીથી તું ખુશ તો રહેતી'તી; જયારે આજે તો તું મને તારા ઓરડામાંથી બહાર ચાલી જવાનો હુકમ કરેચ, એનો મીનીંગ હું શું સમજું?"

"એજ કે હવે તમુને ને મને કંઇમી સનાન સુતક નથી."

"એટલે તું શું બોલેચ?"

"હું બધું બોલી ચુકી."

"તુને પેલી આખરી રાઇડીંગની સુખી સાંજ યાદ છે કે? પેલો અસ્ત પામતો સુરજ—તારી સ્થીર થયલી આંખો—તે સુંદર દેખાવમાં મે પુછેલો તુને સવાલ—ને તે પછી તારો મને આશામાં રાખેલો જવાબ—

એ બધું યાદ કર શીરીન, ખુદા ખાતર કંઇક શાંતીથી તે બધું યાદ કર. તે મને કહેલું તું મારા સવાલપર બરાબર વીચાર કરશે. વ્હાલી છોકરી, હું એક વખત ફરીથી તારો જવાબ લેવા આતુરતાથી ખોટી છેઉં ?"

"કાંય મારૂં માથું ખાઓચ? મે કદીબી તમુને ચાહયા નથી. તમારો વીચાર કે ખ્યાલ કીધો નથી; તમારે વરે મારા દીલમાં કદીબી લાગણી થઇજ નથી."

"તે બધું જવા દે — તે બધુ સૌ પછી થઇ રહેશે. બસ એટલું જ મને કહે કે મારામાં એવી તુને શું ખાગી લાગેચ કે તું મને દુરનો દૂર રાખવા માગેચ ?"

"મારેથી હવે તમારો વીચાર કદીબી ટ્રઇ શકેજ નહિ."

"કારણ."

"મારાં મમાની મરજી નથી."

"આપરે તેવણુને સમજાવી શકશુ, કારણો પુછી શકશું"

"તમે તેમ બોલોચ; પણ મારેથી તેમ થાય નહિ. પપાનો વીચાર મને બીજે એક ઠેકાણે પરણાવવાનો છે ને મને તો તેવણુને ખુશ કરવાજ જોઇએ."

"શું ઉઉઉઉઉઉ ! ઓ શીરીન, કંઇબી નક્કી થઇ ચુકું હોય તો જાણુ જે કે હું કદી તારા વગર જીવી શકવાનો નથી ! ઓ છોકરી, જલ્દી બોલ તે કોણુ ને કાંહ છે ?"

"તમુને તેટલું બધું જાણી લેવાની કંઇજ અગત નથી. તે એક મારી ખાનગી બાબદ છે, તમુને તેની સાથે કામ નથી."

"પણ શું તે ઠેકાણે તારીબી ખુશી થઇ ચુકીચ ?" તે જવાને નીકલી પડતે ડોળે પુછી લીધું.

"હજુર મેં તેવણુને જોયા નથી. તે તો એક ભવીસ્યની વાત છે."

"તાહરે તો મારી આશા હજુર ઘણી છે. શીરીન, તું મને તારી મરજી બતાવ. હું આપરો રસ્તો તદન્ કલીયર કરી શકશ. તારાં મમા પપાને સમજાવવાનું ને બધું નક્કી કરવાનું હું મારે માથે લેઉંચ. ફકત તું એટલુંજ બોલ કે તું મારી સાથે લગન કરવા રાજી છે."

અરેરે! આ બોલે તે છોકરીનાં બલાપાથી ધુખરાઈ રહેલાં દીલને તદનજ સલગાવી મુકયું.

લગન— રાજીખુશીથી, પ્યારથી સંધાતાં લગનની બલીહારી તેણીનાં કીસમતમાં હતીજ કયાં? કદી નહિ જોયલા કે નહિ સાંભલેલા એક જવાનને તે આજે પોતાના સદાનઃ એક સાથી તરીકે વોહરી લેવાની હતી, એ વીચારથી તે છોકરી ખરેખર કમકમી. "લગન બોલ દુન્યામાં મારે વરે છેજ નહિ; એ તો એક સગવડનુ વેચાણુ છે!" તેણીની બીણી આંખોમાંથી બે આશુંઓ ગબડી પડયા, જેના કીમત તે જવાનને મનથી આખી જગતનાં ખજાના કરતાંબી વધારે હતી

"શું બોલી?" તે જવાન ખુરશીપરથી ઉછલ્યો "તુંને વેચે! કોણ વેચે! શાને વરે વેચે? બોલ જલ્દી બોલ?"

પણ આ બોલાઇ ગયલા વાકયપર તે છોકરીએ હવે પસ્તાવાથા પોતાના લાલ હોથ પીસી નાખ્યા. "મારૂં આજે ધક ઠેકાણે નથી, જરા તમે હમણાં ઓરડામાંથી બહાર જશો. મને જરા આય લુસી સાથે કામ છે."

"ખુદા ખાતર મને ખુલાસો કર! હુ એક હારેલો માણુસ છેઉં; મને વધારે દુખી નાં કર! દુન્યા મારાં મોત પછી ગમે તે ધારે, પણ ઓ શારીન, તુ પોતે પછી કબુલ કરેશે કે એક સાચ્ચા જોરાવર જીગરને તેં પગ તળે કચડીને નાહેક મરવા દીધું ચ!" તે કગલતી આંખો સાથની જોરાવર ભાશા જોતાં તે છોકરીએ ધાર્યું કે હવે વધારે વખત તે જવાનનો હાજરો તેણીને માટે, તેણીના દુખી-ભોગ આપવાને તૈયાર થયલાં ગુચવાયલાં મગજને વરે બીલકુલ ઠીક હતીજ નહિ; તેબલપરનો તે ઘંટ તેણીએ થોકયો ને લુસી આવાને સામે ઉભી, અટલે તે જવાન કંઈક લઠડતે પગે, દલગીર દેખાવે, ધીમે વામે ત્યાંથી બહાર નીકલી ગયો.

———:o:———

## પ્રકરણ ૩૧ મું.

**શુરત તુમારી પ્યારી હમકો ભુલા રહી હએ;**
**અફસોસ કમનસીબી દરદર ફીરા રહી હએ.**

આખરે તે રાહ જોવાડનારા ભેરપતવારની સાજ પડી ચુકી હતી.

'બનાજી-લોડજ' નાં મોટાં ઘડીયાલમાં બરાબર ફનો તકોરો થોકાયો ને શીરીન બનાજીએ કંઈક પચ્ચીસમા વખતે તે બારીના કીમતી પરડાની ધારીમાંથી ફરીથી બહાર ડોકયુ કીધું; ને હવે જાણે તે કંઇ થાકી ગઇ હોય તેમ પોતાની માનીતી રોકીંગ ચેરપર થપકાઈ ગઇ. "ઓ ખુદા, હવે જે ઘડી જાયચ તેમાં એક એવો માણુસ મારાં ઘેરની સીડીપર ચહડશે કે તેને જોયા વગરબી હું કેહુંચ કે તે મારો ભવીશ્યનો ભરથાર થવાનો છે." તેણીએ પોતાનું માથુ દાબ્યું, "વીચાર વીચારે જીવ થાકી ગીયોચ. પપાએ તો સહવારે ખુશાલ તેને આજનાં ડીનરપર આવવાની ચીઠીબી લખી નાંખીચ. પણ મારા દીલમાં શું થાયચ તે જાણવાની એવણે જરાકબી દરકાર રાખી નથી." તે છોકરીના વીચારો સૌથી વધુ ઝડપે આગલ વધ્યા, પણ તેટલાં તે ચોંકી. એક ભપકાદાર મોટર તે લોડજનાં પોર્તીકોમાં દાખલ થઇ ચુકેલી તેણીએ આબાદ સાંભલી. તે ઉઠવા ને જોવા માંગતી હતી; પણ અરે, તે છોકરીનો ચાલતો દમ એટલો ઝડપી હતો, તેણીના પગો એવા તો જકડઇ ગયા હતા; આંખોમાં જાણે અંધારા આવી જતાં હતાં. પાંચ મીનીટની તે ધાસ્તી પછી શાંતીથી તેણી તેમાંથી જાગી."ઓ ખુદા, એવા ફારસોની પળો જેમ જેમ નજદીક આવેચ તેમ તેમ મારો જીવ વધારે કમકમેચ." તે હજુર તો બરાબર શાંત થાય તે અગાઉ તો આયા લુસી દોડતી દોડતી ધસી આવી.

"બાઇ, તમે જાણોચ કે પેલા શેઠ આવી લાગાચ ને મોટાંબાઇ તમુને જલ્દી બોલાવેચ." ગમે તેવી તે સ્ત્રીની ધાંધલ છતાં તે છોકરી ઘણીજ ઠંડાઇથી ઉઠીને ઉભી થઇ.

"મને બોલાવેચ?" તેણી ધીમેથી બબડી "હું આવીનેબી. શું કરવાની છેઉં, તેને જોઇનેબી મને શું કરવાનું છે, મને તો 'હા' કહેવાનુંજ છે, પછી એવા ફોકટના ફારસની શું અગત હોશે.?"

"ખરૂં કેહુંચ બાઈ, તમે આજનાં જેટલા શુંદર કદી નથી લાગાં. તમારો આજનો દ્રેસબી ઘણોજ તમુને શોભેચ."

"મને તે પહેરવોજ પડયો, ને મને તે પર મહેનત લેવીજ પડી. લુસી મારા મમાપપાને તેવણુ મલ્યા?"

"હા બાઇ, તેવણુ દીવાનખાનાંમાં ગોઠવાયાચ. આ લેઓ, મોટાં-બાઇએ મેરીનેબી બોલાવવા મોકલીચ."

ને ખરેખર તે ઉપરાસાપરીનાં આવેલાં તેડાંથી તે છોકરી હવે કંઇક ઉતાવળે ઓરડામાંથી બહાર પડી. આહ જે ઘડી જતી હતી તેમાં તે એક તદન અંજાણ્યા માણુસની સામે જઇને ઉભી રહેવાની હતી. તેણીને તે કોઇબી રીતે કબુલ કરવાનોજ હતો. તે આજ મકાનમાં હમણાં હાજર હતો, પણ અરે—હજુરબી તેણીએ તેને જોયો હતો નહિ!

તે કેવો હોશે——તે કેવો હોશે——તે છોકરી કંઇક ઉતાવળે પગલે તે લાંબી ચોલ વટાવતી આગલ વધતી હતી પણ તેટલાં——

ને લાયબ્રેરીનુ બારણું એક અછાત મારી ઉઘાડીને, તે દાદી-હાઉસનો વારસ તેણીની સામે આવી ઉભો "ઉભી રહે—તાંહ ના જતી! મને તુને કંઇ કહેવાનુ છે."

"હમણા નહિ, હમણાં નહિ; ખસી જાવ, હુ જરા ઉતાવળમાં છેઉ."

"હંહં—મને તે માલમ છે. આપરી સહવારની મુલાકાત પછી મેં બધી તમારી કહાંણીનો ખબર મેલવીચ. હવે હમણાં હું તમુને મુબારકબાદી આપૂં કે દયા ખાઉં તે હું સમજી શકતો નથી. એક બ્યાજખાઉ દલીદ્ર માણુસના દીકરાને તમે મોટી ઉકમાઇથી પરણવા નીકલ્યાંચ. તે જાણ્યા પછી તો હું તમુને કદીબી મુબારકબાદી આપી શકું નહિ; ને તેવા એકની ધુંઇમા તમે મને સહવારે ખુબ રોંહસામા ઓરડામાંથી ચાલી જવાનો હુકમ કીધો. અફસોસ શારીન, તું ગમે તેટલા મારી તરફ ટરડી થા, પણ હું તો તારીપર દીવાનો છેઉ. છોકરી, તું એવી હીણપરતીને બીલકુલ લાયક નથી. એવાં બદનસીબને તું ના માથે વોહરી લે. સંભાલ-સંભાલ; તારાં મમા પપા તારી મીઠી તાબે-દારીનો ઘણો ઝેરી લાભ લેચ. શારીન, તુને એવી કંગાલ પરીક્ષામાંથી પસાર થવાની કંઇજ અગત નથી. તું તેની સાંથે ના જા—તે તારે બીલકુલ લાયક નથી."

"ખુદા ખાતર મને જવા દેઓ—દયા ખાતર મને ના સતાવો. હું પોતે એક દુખી છેઉં; વધારે કંગાલ મને ના બનાવો."

"થોભ—હીમત ધર— તારા મમાપપાને તું સાફ ખુલ્લું જણાવી દે કે તે લોકને જો વેચાણુ સતાણુની અગત હોય તો કોઇને બારણે જઇને વેચઇ આવે. સંભાલ છોકરી, અહિથી એક ડગલુંબી આગલ હવે ભરતી નાં. મમાપર કહેવરાવ કે જીવને ઠીક નથી તેથી આવી શકતી નથી. એ લોક તુને કંઇબી કરી શકવાનાં નથી તારી મરજીપર છે. મારે ખાતર એ વાતથી હાથ હઠાવ."

"તમે મારો ઘણો વખત લીધાચ, તેમાં નથી તમુને એવાં પીંજણુથી ફાયદો થયો કે નથી મને થયો. હું તમુને સાફ ખુલ્લું કહી ચુકીચ ને હજુર આજે પાછું કેહુંચ કે જો આજનો બનાવ નહિબી બનતે તોબી હું તમુને તો કદીબી પણુતેજ નહિ, કારણ—કારણ તમે મને એક ધણી તરીકે કદીબી પસંદ પડયા નથી."

"બાકી આંય વ્યાજખાઉ કંગાલ મારવાડીના દીકરાને પસંદ કરીને તું બધી તરીપાર ઉતરશે. હું જાણુંચ શીરીન, કે તારા જીવપર જબરદસ્તી કરીને તું મને એવા બોલો ફરજની મારી બોલી સંભલાવેચ; બાકી મારી તરફ જોતા પહેલાં તારી આંખોમાં શું શું રમતું તું તે હું ખુલ્લુ વાંચી શકતોતો. છોકરી, કોઇનાબી દબાણુથી દબાને તારૂં અંતકરણ નાં વેચ!"

"તમારી ભુલ છે. મારૂં દીલ કહેચ કે મારાં મમાપપાને મદદ કરવી જોઇએ, ને મેં તે કામ પુર ખુશીથી માથે ઉઠાવ્યુંચ. તને ફોકત નાં હવે એ પીંજણુ માંડી વાલો; હું તો એ માણુસને પણુવાની ને ફર પણુવાની!"

"એટલી બધી સખત ના થા. સોસાયટી તુંને ચાહશે નહિ. તારી સાથે કોઇ ભેલાશે નહિ, તુંને કોઇ માન આપશે નહિ, તેને બદલે ભવીશ્યની એક લેડી હોશંગને બધાં હસી હસીને વધાવી લેશે. સૌની માનીતી થઇ શકશે, બધાં નમીનમીને માન આપશે, તે ઉપરાંત હું સર દાદીબા તારો હમેશનો ગુલામ થઇ રહેવશ. હું તુંને પુંજશ. છોકરી, દયા કર, મને જીવતો નાં મારી નાખ."

"અહિ વધારે થોભવામાં આપુને બેઉને નુકશાન છે. તમે મારેથી વધારે ને વધારે અપમાન ખમો એ હું માગતી નથી. બસ મને જવુંજ

જોઇએ." અને ખરેખર તે છોકરી મોટા ગુસ્સામાં નેણુ ફફડાવતી ત્યાંથી આગળ વધી ગેઇ ને બીજી મીનીટે તો તે ભપકાદાર દીવાનખાનાંમાં આવીને ઉભી.

——:o:——

## પ્રકરણ ૩૨ મું.

**ખુદા જાણે હમેરે નશીબોમેં કયા લીખા હય;**

**જહાંમે જન્નત યા દોજખ દીયા હય !!**

"આવ દીકરી શીરીન અમે તાહરની તારી વાર જોઈએચ," તે માતાએ ચાલતી વાતમાં અટકીને દીકરીને આવકાર આપ્યો, "એવણુ ડૉ० પેશી માણેકજી શ્રોફ, એવણુ મારાં દીકરી મીસ શીરીન બનાજી."

એક મોટી અજાયબીનો આંચકો ખાતી તે છોકરી બે ડગલાં પછવાડે હઠી ગઇ. મોહડામાથી નીકલી પડતી એક ઉંડી ચીસ તે છોકરીએ જેમ તેમ ગળી લીધી. આ સામે માનથી ઉભો રહેલો શખ્સ શું ખરેખર પેલા માણેકજી શ્રોફનો છોકરો હતો !

એ તેને તો એક બેડોલ મેલા ઘેલા બાપનો દીકરો તેવોજ કોઇ એબ્યલ ને ફુવડ જોવાનીજ આશા રાખેલી. પણુ આ શખ્સ— તેણીના ગોરા હાથને શેકહેંડ માટે હાથમાં લઇ ઉભેલો તે જવાન-અરેરે તે છોકરીએ જોરમાં ચાલતા દમને શાંત પાડવા પોતાના હોઠો પીસી નાખ્યા.

મોંઘાડાટ, અપ-ટુ-ડેટ, ઇંગ્લીશ દૂશમાં સજ થયલા તે ફક્કડ જવાનને તે છોકરીએ પોતાના તપકીરયા ડોળાએ એક પળ જોયો. આહ, કેવો શોભીતો લંબગોળ ઘટમારો ઉઘડતો તે ચહેરો હતો. ! તે છોકરીથી જાણે હસાઇ હસાઇ જવાતું હતું. તે દમામદાર, બહાદુર સાચ્ચા જવાને, જાણે તે છોકરીને તદન ગુંગલાવી નાખી હતી. કોઇબી રીતે બસ તે છોકરીને લાગ્યું કે આજસુધી ઘણાં ઘણાં જવાનોને તેણીએ જોયા હતા પણુ આ એકજ જવાન હતો કે જેને જોતાને વારજ તેણી પોતે પોતાને ભુલી ગઇ હતી. પૈસાની પંચાતી, ઠેચાણુની વાતો, સાંટું ગોઠવવાની સીફત, મમા પપાને મદદ થવાની મુશ્કેલી એ

બધું હવામાં ઉડી ગયું હતું. એ બધી વાતો સાથે તેણીને હવે કંઇ લાગતું વલગતું હતુંજ નહિ. બસ, આ માણુસને જોતાંને વાર તે ખરાં જીગરથી તેને ચાહવા શીખી હતી, એટલુંજ તે આ પળે પુરી ખાતરીથી જાણી ચુકી હતી.

ઘણીજ વખાણુથી તેણીએ તેને ફરીથી જોયો.

ખરેખર નરમ સુંવાળી મખમલ જેવી ઉઘડતી ચામડીનો, મજાની શોભીતી મુછનો, કાળી ખેંચાણકારક આંખોનો, સહેજ હસ્તા પણ દમામદાર દેખાવનો, તે ખુશનુમા આકાર તરફ તેણીએ ખુશાલીની ને વખાણુની ધ્રુજણીથી તેને જોયો.

તે સ્તબ્ધ થઈ ગયલી છોકરીને આ અજાયબીનો આંચકો ક્યાં સુધીઓ રીબાવતે, પણ તેટલાં તે વૃધ્ધ પીતાએ તેણીને જગાડી.

"હું ધારૂંચ કે આજે તુને કંઇ બહારનું એપોઇન્ટમેંટ નહિ હોશે! દો૰ પેશી આજે આપગાં દીનરપર છે, ને તું ઘેરની દીકરી એટલે તારે તો એવણની મેનીજ કરવીજ જોઇશે," તેવણ અહિં ઘણા ખુશ મીજાજે હસી પડયા.

કંઇબી ફરક પડયો નહિ. આ અજાણ્યા માણુસનાં દેખતાં તે કંઇબી બોલવાને તદનજ અશક્ત હતી. જેવો શેકહેંડમાંથી તેણીનો હાથ છુટો કે તે છોકરી પોતાની માતાની પાસેનાં નાનાં સ્તુલપર જઇને ગોઠવાઇ ગઇ. તે એક જબરો 'શોક' હતો. એક કદરૂપા ફુવડ જેવા માણુસને જોવાની વકીમાં જયારે તેણી પોતાનાં ભપકાદાર દીવાનખાનામાં ધસી આવી, ત્યારે તેણીની જીંદગીમાં સૌથી વધારે ખેંચાણકારક એક દીલખુશ જવાનને જોતાંજ તે નીરાશીનાં ચમટાથી દુખી થઇ ગયલી છાતીમાં અણુચીતો હરખનો અને અજાયબીનો જોશ ઉભરાઇ આવતાં, તે બેઉ ઉલટાસુલટી લાગણીનાં આચકામાં તે છોકરી આખો પા કલાક ગુંગળાઇ ગઇ હતી; જે વખતે ઘણુંજ ધ્યાનથી તેણીને તે સામે બેઠેલા જવાને પહેલાજ ઝટકાએ નેહાલી લીધી.

"હું નથી ઇચ્છતો કે મારા આવ્યાથી મીસ બનાજીને પોતાનુ કાંઇબી એપોઇન્ટમેંટ માંડી વાલવું પડે" તે છોકરીને બીલકુલ ચુપજ

રહેલી જોતાં તેણીને કંઇબી બોલાવવાની મતલબે તે જવાને હાથે કરીને તેણી તરફ જોઇને ઓથી દીધું. પણ નહિ, હજુરબી શારીનનું મન શાંત થયું હતું નહિ! આવા એક મનપસંદ જવાનને મેલવવા શાંને વરે તેણીએ આટલા આટલા દહાડા બલાપા જલાપામાં કહાડયા હશે?

"એવા જવાનને હું કોઇબી કારણે હવે ના કહી શકવાની નથી. જો બધી ગોઠવણ ફેરવઇબી જાય તોબી હું આ માણુસને મારાં ફવેરૂઆંથી પસંદ કરૂંચ. હું જો દુન્યામાં મારી જીંદગીનો સાથી શોધવા નીકલુ તોબી ફકત એનેજ ચુંટી કહાડું!"

તે જવાનને પોતા સામે જવાબને માટે ખોટી થતો જોઇ તેણીએ કંઇક શરમાતાં જવાબ વાલ્યો. "આજે તો તમે અમારા પરોણા છેઓ ને પરોણાને રીઝવવાની મહેમાણોની ફરજ છે. આજે એવું કંઇબી ખાસ કામ મને નથી કે હું તે તમારે વરે છોડી નહિ શકું?"

તે નહિ બોલી——ને બોલી ત્યારે ઘણુંજ સારૂ બોલી. તેને તે સાંભલવા ઘણુંજ ગમ્યું. તે પોતાની ચમકની આંખોએ તેણીને જોતો માનથી નમ્યો. "તમારી મારી તરફની એટલી બધી કાલજીને વરે હું તમારો ઘણોજ ઉપકારી છેઉં."

"ખરૂં કેહુંચ ડૉ૦ શરીફ, કે એવી એકે તાબેદાર દીકરી મેલવવાને વરે હું ઘણોજ મગરૂર છેઉં."

"તાબેદારી કરતાં હેતવંતી બોલ એ બાનુને વધારે શોભશે," આ એક અર્ધા કલાકની પીછાણમાંજ પોતાની તરફેણમાં તેને બોલતો સાંભળી તે છોકરીનું હૈયું કુદકા મારવા લાગ્યું. ખરેખરૂંજ ખુલ્લું લખી લઇએ તો આ એક ટુંકી મુલાકાતમાંજ તે છોકરી આ ડૉ૦ શરીફપર પોતાનાં તમામ તનમનથી ફીદા થઇ ચુકી હતી. તેણીનાં મનમાંથી હાલતુરત પેલો મેલો ને બેડોળ માણુસ ભુલાઇ ગયો હતો, બધી સુગ ઉડી ગઇ હતી. જે માતાની કાકલુદી પર તેને આટલા દહાડા લોહીનાં આંશુ ખેરવ્યાં તે માતાને તે હવે મોટા આશીષ દેવા લાગી. બાપની મુસીબતમાં જે માંગણીને તે કંગાલ ફારસ સમજી દુખી થતી હતી, તેને દુન્યાની એક મહાન મોહબતમાં ફેરવાઇ ગયલી જોતાં હવે તે મજાહ લેવા લાગી.

કોઈ જાતની શરત તે હવે સમજતી હતીજ નહિ. ફક્ત તે એટલુંજ સમજતી હતી કે જીંદગીમાં જો પરણવું હોય તો ફક્ત આજ જવાન સાથે તે પરણી શકશે. તે ઉપરાંત જો તેણે જીતવા દુન્યા સામે જવું પડે તો આ પળે તેણી તઇયાર હતી.

બીજો અર્ધો કલાક જીજીભાઇ અને પીરોજબાઇ સાથે તે જવાને બીજી ત્રીજી વાતોમાં ગાળી કહાડયો, તો જો કે અવારનવાર તે ચાર આંખો એવી તીક્ષ્ણતાથી સાથે મલી જતી કે વગર બોલવે ઘણાજ કીમતી શબ્દો તે બે જીવો વચ્ચે આ પળે પસાર થઇ ચુકા હતા.

"માએ શીરીન, આજે ગરમી વધારે છે, જરા ડૉ. શરોફને બગીચામાં લઇ જાવો હું ધારૂંચ એવણને આપરો બાગ જરૂર ગમશે," તે માતાએ દીકરીને ફરમાવ્યું ને તેમાં જીજીભાઇ વચ્ચે પુરાયા, "તમુને ફુલોનો શોખ તો હોવોજ જોઇએ."

તે જવાન આ વાકય સાથેજ ઉભો થયો. "હું એ લાઇનમાં ઠીક મજાહ લેઉંચ. ને મીસ બનાજી મને તેમા વધારે સમજણ આપી શકશે." ને અહિ તે આગલ ચાલતી છોકરી સાથે તે જોડાઇ ગયો. અણહદ છુપા હરખ સાથે શીરીન તે જવાનની સાથે સાથે તેનાં આતુર અવાજથી પુછાયલા સવાલોના કંઇક મીઠે અવાજે જવાબો આપતા લોડજની તે મોટી ચોલ વટાવવા લાગી.

એક ધીમો અવાજ તેણીને કાને સંભલાયો. તેણીએ લાયબ્રેરી તરફ જોઇ લીધું તો 'દાદી-હાઉસ'ના વારેસની બે ધુરકતી આંખો સાથે તેણીની આંખો એક થઇ ગઇ.

ઓહ, આ પળે ધારતીની એક છુપી ધ્રુજરી તેણીનાં નાજુક બદનમાંથી પસાર થઇ ગઇ ને તે દહેસ્ત ખાધેલી છોકરીનો 'મુડ' તે પછી એટલે: બદલાઇ ગયો કે તે પછીના પેસીના ઘણાક સવાલો જવાબ વગરજ રહી ગયા. તેણે તેણીને ઘણી રીતે જુદી જુદી બાબદો તરફ વાતે લગાડી જોઇ, પણ તેણીનું ધ્યાન તે ધુરકતી આંખોમાંજ હજુરબી હતું.

"હું ધારૂંચ કે આપરે અંદરજ બરાબર હતાં. આજે કંઇ ઘણી હવાબી નથી."

"નહિં, હું તદન બરાબર છેઉં. આવો આપરે અહિં બેસ્યે" કોતરી કહાડેલા પથરાપર તે ગોઠવઇ જતાં બોલી. "પણ હું ધારૂંચ કે બાગ તપાસ્વાનું કામ આપરે બીજી વખતપર રાખશું."

તે જવાને તેણીની પાસે માનથી પોતાની જગા લીધી. "તમારી મરજી રાખવા જેવી બીજી મોજ મારે વરે કંઇજ નથી. બનાજી-લોડજમાં એ મસે મારી એક બીજી મુલાકાત તમે નક્કી કરી મુકીચ; એ વીચારે ઉલટો હું તો તમારો વધારેજ ઉપકારી છેઉ" તે ઉડતા ફુવારાને જોતી તે છોકરી આ હજારો ને લખ્ખો વાકયોની કીમતનાં બેજ વાકયોની શીદાગીરી સાંભલતાં હરખાતે હૈડે ચુપજ બેસી રહી. પણ તે જવાન હવે તેણીને વધારે 'ડીસતબ' કરવા માંગતો હતો નહિ. ડૉ૦ પેસી શરોફ પોતાની નાનપણુની મસ્તી પછી, સ્કુલમાની નાહસભાગ પછી, કોલેજની કારકીર્દી પછી, ઇંગલંડની મુસાફરીની વાતો એવી તો કુશળતાથી ને જોરાવર બાશાથી કરવા માંડી કે તે મીઠાસભરેલો નરમાસવાલો છતાં બહાદુર ટેકવંતો ને સાચ્ચો ચહેરો ઘણીજ ખુશાલીથી તે છોકરી ઘડી ઘડી જોઇ લેતી હતી. પણ તોબી હજુર તે સામેની બારીના કાચમાંથી દેખાતા આકારની ગુસ્સાબાજ આંખો તેણીની સામેજ ટીકાતી હતી. તે ખાતરીથી માનતી હતી કે તેણી તદન સ્વતંત્ર હતી. તે શખસની જરાકબી ધાસ્તી રાખવાનું તેણીને કામ હતુંજ નહિ. તે માણુસ કરતાં આજે તેણીએ પસંદ કીધેલો જવાન તેણીની આંખોએ લખ્ખો દરજજે ચઢીયાતો હતો, ને તેને મેલવવાને દુન્યામા તેણીને કોઇબી અટકાવનાર હતું નહિ; તે બધું છતાંબી તે ચીમાઇને ટીકતી બે આંખોથી તે ડરતી હતી; એજ તેણીની ગુચવણુ હતી.

"હુ નહિં ધારતો કે તમે એમ હંમેશાં ઘુખરાયલાંજ રહેતાં હોવો," તે હવે થાકીને બબડયાં. "મેં તમુને પહેલવહેલાં જોયાં ત્યારે તો મેં તમારા ચહેરાપરથી પારખી લીધું કે તમે એક ખુશમીજાજી ને હસતા ચહેરાનાં મલતાવડા બાનુ છેઓ; પણુ હવે હુ ધારૂંચ કે હજુર હું એક અચ્છો ચહેરાપારખુ થયો નથી."

તે છોકરી તેને રાજી રાખવા થોડુંક હસી.

"હું એમ તો માનતોજ નથી કે તમે કુંજરાં હોવો; પણ તેમ મને ઘણી બોલીદરાજ છોકરીઓબી ગમતી નથી." તે બોલો જવાન તેણી તરફ સહેજ નજદીક આવી વાંકો વળ્યો. "સમજો, મને પેલી ઘણી ખીખી ખાખા કરનારી છોકરી નહિ ગમે; તેમ એકદમ કોઇ ઘરણુનુ ખાંપણ્યુ થઇને બેસે તેબી નહિ ગમે, મને તો બધું મધ્યમ ને રીતસરનું ગમે."

તેણીએ એક લાંબો દમ ખેંચ્યો. તે પોતે એક તેવીજ સ્ટાઇલની છોકરી હતી. "મને પોતાનેબી મધ્મપણુંજ પસંદ છે. મારા પપાનાં ઘણાં ઓળખીતાઓ આવેચ; પણ કોઇનીબી પરોણાગત કરવાનું હું કોઈ દહાડોબી માથે લેતીજ નથી."

"તાહરે આજે તમે મને મોટું માન આપેલું હું ગણુંચ, પણ મારૂં બોલવાનું અધુરૂંજ રહયું. બહારના દેખાવની તો અગત છેજ, પણ હું પોતે તો બહારનાં દેખાવ ઉપરાંત અદરનાં ગુણો વધારે પસંદ કરનારો છેઉં. તેની અગત મારે મનથી વધારે છે. ખુબસુરતી કરતાંબી ગુણવાલી છોકરી મારે મનથી વધારે સારી છે."

"કેવા ગુણની?"

"સૌથી પહેલી ચીજ પ્યાર——તેબી કેવો પ્યાર? તદન ખાલેસ, સાચ્ચો, બીલકુલ મતલબ વગરનો——હું એક પેસી છેઉં ને તે પ્યાર ફકત પેસીનેજ માટેનો હોવો જોઇએ. એવી સાચ્ચી પવીત્ર જાનફેશાનીની કીમત હું એક આખાં બહેસ્તની કીંમત કરતાં વધારે ગણુંચ."

"યા ખુદા, મારો પ્યારબી તેવોજ નીરમળ છે. હુંબી એવણુને જોતાંને વાર ચહાવા લાગીચ." તે ખુશીથી આંખો ચમકાવતી મલકાવા લાગી, તો જો કે આ નાજુક બાબદમાં તેણીએ જમીન તરફ ટીકયા કર્યાં સીવાય કશો હુંકારો પુર્યો નહિ.

"તેની પછીનો ગુણ એક સાચ્ચી ને ભેદભરમ વગરની નીરમળ છોકરીનો હું વખાણનાર છેઉં. હું તેજ તેણી ને–તેણી તેજ હું–એટલાં ખુલ્લાં દીલના ને તદન સાચ્ચા પ્યારના સંસારને હું ચાહનારો છેઉં."

તે છોકરીને એ વાતમાં કશોબી ભાગ લેતી નહિ જોવાથી તે જવાને હવે વાત બદલી નાખી. "તમે આજે તમારા પપાનો હુકમ બરાબર બજાવ્યો નથી," તે ઘણીજ નરમીથી ધીમેથી બોલ્યો.

"હા–હું ધારૂંચ કે તમે ફરીથી આવશો તાહરે હું કંઈક વધારે હીંમત રાખી શકશ."

"તાહરે શું હમણાં તમે મારેથી બીહોચ?"

"ઓ નહિ, તમારેથી નહિ."

"મારેથી નહિ તાહરે કોણથી?" તેણે એકદમ પુછી દીધું.

તેણી ગુંચવાઇ ગેઇ. "તમે જુદો મીનીંગ કીધોચ. આજે હું તમુને મારી જીંદગીમાં પહેલવહેલી મલીચ, ને હું સમજી નથી શકતી કે મારે તમુને કેવી રીતે ખુશી રાખવા; તે પરથી હું ધારૂંચ કે આપરી બીજી મુલાકાતમાં હું કંઇક વધારે ચોક્કસ થઇ શકશ."

"મને તમારામાં કંઇબી નકલી ફેરફાર જોઇતો નથી. કોઇબી જાતનાં ઢોંગને હું સખત ધીક્કારનારો છેઉં. જે ખરૂં હોય તેજ હું હમેશાં જાણવાને જોવાનો શોખ રાખુંચ. તમારી કુદરતી રીતીઓથીજ હું ખુશી રહી શકશ; મારે ખાતર કોઇબી જાતનો નકલી દેખાવ કરતા ના. તમે જેવાં છેઓ તેવાંજ રહેજો; પણ એટલુજ હું માંગી લેઉંચ કે—કે—આપરી બીજી મુલાકાતમાં તમે આજનાં કરતાં જઅઅઅરાક વધારે દીલસોજીથી મારી સાથે વાતચીત કરી શકો!" તેણી સહેજ શરમાઇ ને હવે તે ઉઠી.

"આપરે હવે અંદર જઇએ. એ લોક આપરી વાર જોતા હોશે." આ નાજુક મીઠા હલકના હુકમને તરતજ તાબે થતો તે બેઉ હાથો પછવાડે રાખી તેણીની સાથે ધીમાં પગલાં ભરવા લાગો; પણ અચીંતો તે અટકી ઉભો. "જરા સબુર કરો, આપરે બીજી મુલાકાતે કાહરે મલશું તે તો તમે મને જણાવ્યુંજ નહિ, મહેરબાની કરીને એવો વખત લેજો કે કોઇબી તમારે વરે ખોટી હોય નહિ, ને તમે સૌથી સારા મુડમાં હોવો."

"આજે મારેથી જે સોંપાયલું કામ નથી થયું તેને વરે તમે ગમે તે દહાડે ને ગમે તે વખતે આવવાને વરે મુખત્યાર છેઓ. ઘેર તમારૂંજ છે."

તેણી એકદમ ચમકી. ખરેખર તે ઘેર તેનુંજ હતું. તે માતાએ તેણીને આંખમાં આંસુ સાથે કહી દીધું હતું કે બાપદાદાનું નામ ધરાવતો તે લોડજ કોયે દહાડેનો તે માણસનો થઈ ચુકો હતો, તે ફરીથી ગંભીરપથી બબડી, "ઘેર તમારૂંજ છે. ગમે તાહરે પધારજો !" ને આટલી માનભરેલી રજા મલવાથી તે જવાન ગેલથી તે લોડજની સીડી ચહડી ગયો.

તે બંને સાથેજ ચાલતાં હતાં. બેઉનાં ચહેરા કંઇક આશાથી ભરેલા ને ખુશાલ દેખાઇ આવતા હતા. જાણે તે બેઉનીજ દુન્યા બનેલી હોય તેમ આસપાસના વીચારો વગર સુખી જીવો તરીકે તે દીવાનખાનામાં બેઉ જણા દાખલ થયાં. તે નરમ સોફાપરથી તે માતાએ આતુરતાથી તે લોક તરફ જોયું. જીજીભાઇએ હાથમાંતુ ન્યુસ બાજુ કરી નાખતાં તે લોક તરફ જોઇ લીધું, પણ તે બારી આગલ ઉભેલો તે 'દાદી–હાઉસ'નો વારેસ જેમનો તેમજ ઉભો રહયો. હાથમાંની તે કાગલની કાપલીમાંજ જાણે પોતાનું બધું ધ્યાન હોય તેમ તે બેદરકારીથી વાંચતો સ્તબ્ધ ઉભો હતો.

"ખેરા બહેરામ, આંય એવણ અમારા આજનાં પરોણા ડૉ૦ પેસ્તનજી માણેકજી શરૉફ—એવણ મી૦ બહેરામ કેકોબાદ," જીજીભાઇએ ઉઠીને તરતજ ઓલખાણ કરાવી. પણ અરે આ શું ?

તે જવાન તો બસ જેમનો તેમજ ઉભો રહયો. ફકત ચીઠીમાંથી જરાક ડોકું ઉંચકી તેને પોતાનુ રોણકદાર માથું ઘણુંજ ટેકથી જરા હીલવ્યું, ને તેનાં જવાબમાં પેસીએ ફકત પોતાની આંખોનાં લાંબાં શોભીતાં પાપણો હીલવીનેજ તેનો જવાબ વાલ્યો.

તે આ સૌથી પહેલવહેલી પીછાણમાંજ પોતાના માનીતા પરોણા તરફથી તે જવાનની આવી તુમાખી રીતભાતને માટે જીજીભાઇનો પીત્તો ઘણોજ ઉછળ્યો, શીરીનનું દીલબી ઘણું દુખી થયું, પણ જાણે કંઇ બન્યું નહિ હોય તેમ તે સમજુ બાનુ પીરોજબાઇએ વાત ફેરવી નાંખી.

"કેમ પેસ્તનજી, અમારો બગીચો તમુને પસંદ પડયો કે ?"

"માયજી, તમારી મરજી હોશે તો હું તે બીજી મુલાકાતે જોવશ; કારણ આજે મીસ બનાજીને તે કામ નહિ ગમ્યું. તેથી અમે તે મુલતવી રાખ્યુંચ," તે એક બાજુના મખમલી સોફાપર બેસી જતાં બોલ્યો. તેણે ઇચ્છયું કે એજ બાબદ પર શીરીન કંઇ વધારે ખુલાસાથી બોલે પણ તે તો વળી પાછી સમમબકમ થઇ ગઇ હતી.

"જરૂર, તમારે વરે અમારો લોડજ હમેશાં ખુલ્લો છે," પીરોજબાઇએ થોડાં થોડાં થઇ જતાં બોલી દીધું.

"ખરા, ડૉ૦ શરોફ, તમુને ચેસનો શોખ ખરો કે?" જીજીભાઇએ સવાલ કીધો.

"અલબત ઘણોજ!"

"તાહરે તો મારી શીરીન તમારી ઘણી સારી હરીફ થઇ શકશે. એ તો એ રમતપર ઘેલી છે. દીકરા શીરીન, તુંને ગમતું હોય તો એક ગેમ માંડ."

"વારૂં પપા!"

હજી તો 'ચેસ-તેબલ' માટે તે છોકરી લુસીને 'બેલ' કરે તે પહેલાં અત્યાર સુધી ગંભીર ચુપકીદીમાં ઉભેલો તે 'દાદી-હાઉસ' નો વારેસ કંઇક રોબથી સામે આવાને ઉભો. "બસ, બસ, આય ફારસ હવે અહિં અટકવો જોઇશે. આંય તાબેદાર છોકરીપર એથી વધારે જુલમ ને જબરદસ્તી જોઇતાં નથી, તે પોતાની મરજી ઉપરાંત આય માણસ સાથે જોઇએ તે કરતાં ઘણો વધારે વખત રહીચ. હું હવે વધારે સાંખી શકતો નથી. ચાલ શીરીન, આપરે તે દહારની કાની જરા રાઇડીગે જઇ આવ્યે!"

આ દમામથી નીકલેલા તે ઘાડા અવાજ ગમ તે છોકરીએ કંઇક બીહકથી જોયું. પણ બીજીજ પળે તે બીલકુલ સાવધ થઇ. કારણ તેણીએ જોઇ લીધું કે પેસી તેણીની તરફ ઘણીજ અજાયબીથી ચુંચી આંખે જોઇ રહયો હતો. તેણીએ તે ચેહરાપર આ જવાનની હાજરીની ખુલ્લી નાપસંદગી વાંચી લીધી, છતાં કંઇક નમ્રતાભરેલા અવાજે તે બોલ્યો, "રાઇડીંગ એ ઘણી સરસ એકસરસાઇઝ છે. અલબત

મીસ બનાજીને મારે લીધે પોતાની રોજની મોજ ગુમાવવી નહિ જોઇએ." ગમે તેવા ખુલ્લા અવાજે બોલાયલા વાકયમાંની એક જાતની નીરાશીની ધ્રુજણી શીરીનના કાનો ખમી શકી નહિ. તે ઝડપથી વચ્ચે પડી.

"રોજની શાંની મોજ? —હું કંઇ એવણુ સાથે રોજ રાઇડીંગે જતીજ નથી. ડૉ૰ શરોફ, મને તમારી સાથે ચેસ રમવા ઘણુંજ ગમશે." ને અહિં કોઇનીબી મદદને વરે ખોટી નહિ રહેતાં તે છોકરીએ ઝડપમાં ચેસ–તેબલ ગોઠવી દીધી ને ઝપાતામાં તે પેસી સામે રમવા માટે ગોઠવઇબી ગઇ.

તે ફજેત થયલા જવાને એક મોટો લોહીનો ગોટ ગળી દીધો, ને એકબી બોલ બોલ્યા વગર તે ત્યાંથી રોહસામાંજ બહાર નીકલી ગીયો.

———:o:———

## પ્રકરણ ૩૩ મું.

### 'આવ ભાઇ હરખા, આપરે બેઉ સરખા.'

બીજા આંઠેક દહાડા પછી માણેકજી શરોફનું કાગલ જીજીભાઇપર આવ્યું ને તેવણે હરસે ખુશાલ ચહેરે તે પોતાની ધણીયાણીનાં હાથમાં સૌરવ્યું.

"મહેરબાન ભાઇજી શેઠ જીજીભાઇ બનાજી જોગ,

લખવાને ઘણોજ ખુશી છેઉ કે આપરો પ્લાન ઘણોજ ફતેહમદીંથી પાર ઉતર્યોચ. મારો દીકરો પેસી જયારેબી બનાજી –લોડજની વાત કરેચ કે એનો ચહેરો ખુલી રહેચ. એ લુચ્છાની આંખોમાં શું મસ્તી છે તે મને બરાબર માલમ છે. વાતે-વાત તમારી કે બહેન પીરોજબાઇની વાત નહી ને બસ શીરીન શીરીનજ એને હૈડે ચહડી આવેચ. હું તમારૂં ખાસ ધ્યાન ખેચુંચ કે પેલા આપરી ગોઠવણુનો સુખી વખત હવે તદન નજદીકમાંજ છે, તેની ખાત્રી રાખજો; ને તે વખતથી તમે તદન છુટા છેઓ.

લી. દુવાગો ભાઇ
માણેકજી શરોફ".

"ચાલો, ટાઢે પાણીએજ કાસલ પતી, ને આપરૂં ધાર્યું બધું પાર પડયું" પીરોજબાઇએ ખુશાલીથી બોલી દીધુ. "ખુદાએ આપુને એ માણુસથી છુટાં કીધાં ને બધી આફત ટાલી."

"અરે દુવા માંગ એ માણુસને, કે એને એવો રસ્તો બતાવ્યો તો આપરો સહેલથી છુટકો થયો; નહિ તો આપરૂં શુ થતે?" જીજીમાઇએ ગંભીરાઇથી ચલાવ્યું, "પણ આપરે છે તે પીરોજ, તું શું ધારેચ? આપરી શીરીન એ વાતમાં ખુશ તો છેની?"

"અરે ખુશી શું પુછોચ? મેં જરા તે દહાડે વાત છેડીને પુછી જોયું, તે કહેજે પૈસાની વાત મારા કેસમાં આવીજ નથી. હું તો એવણુને જોતાંને વારજ ચાહવા શીખીચ, મમા. હું એવણુ વગર કદી જીવી નથી શકવાની."

"ઓહોહોહોહોહો——એટલું બધું?" તે પીતા ગેલથી હસી પડયો.

× × ×

બનાજી-લોડજમાં જયારે તે ધણીધણીયાણી ખુશ ગેલથી વાતો કરી રહયા હતાં ત્યારે 'દાદી-હાઉસ'માં બે જવાનો કયારનાં પોતાનો જીવ જીવતર બાળી રહયા હતા.

"તું બોલ ના યાર, આપરા બેઉના હાલ સરખાજ છે." ફરેદુન વકીલે તે મોટી આરામ ખુરશીપર પડયા પડયા એક નીસાસો મારતાં કહયું.

"કદી નહિ," 'દાદી-હાઉસ'નો તે વારેસ પાટલુંનનાં ગજવામાં બેઉ હાથો નાખી મોટી મોટી ફલાગ ભરતો એકદમ અટકી ઉભો. "તારો કેસ તો સોએ નવ્વાનું ટકા તારા હાથમાં છે, પણ મારો ચાન્સ તદન હાથમાંથી સરી પડયોચ."

"તે ફકત તું નાહીમત થયોચ કરીને તુંને એમ લાગેચ; બાકી એમ કદીબી નહિ બને કે એવા એક માણેકજીની વહુ થવા તે છોકરી કબુલ થાય."

"અરે થાય શું, થઇબી ગઇ! તું ને શું માલમ છે? જીજીબાઇનાં મોટાં કરજનાં પેટાંમાં એ સાટું ગોઠવાયુંચ ને તેવણુ શેર સટટા રમ્યાબી તે વગર મહેનતે છુટયાબી."

"અરે, પણ તે છોકરીની મરજી નહિ હોતે તો એ સારૂ ગોઠવાતેજ નહિ."

"તેજ મુખ્ય વાત છે.—આજે કેટલો કેટલો વખત થયો હું એની પુઠે લાગેલો પણ એ છોકરાએ મને જરાકબી આગલ વધવા દીધો નહિ; ને આય માણુસ તરફ એટલા દહાડામાં તે એટલી ખેંચઇ ગઇય કે હવે જાહરેબી જાઉંચ તાહરે મીસીબાબા તેની સાથે રોકાયલાં ને રોકાયલાંજ !"

"સૉરી !——શું કરશે !——મારો હાલબી જોની ? કેટલો કેટલો હું મદદગાર થવા માંગુચ, કેવી કેવી રીતે હું તેની તરફ ભલાઇ બતાવવા માંગુંચ પણ એ ગુલનાર તીરંદાઝ એટલી મગરૂર છોકરી છે કે મારી પગપાણી તે મીનતગુજારી બીલકુલ હવે રોજના પીજણુ જેવીજ તે ગણુવા લાગીચ. તેની બીચારી એક માંદી માય છે. તેની દાકતર દવા ખોરાકની મદદબી મારી મોટી કાકલુદીથીજ લેવાયચ. પણ એ છોકરી પોતાનું ગુજરાન રાતે બારબાર વાગાસુધી જાતજાતનું ગુંઠણુકામ કરીનેજ પુરૂં કરેચ. તે દહાડેબી પેલી બાતલીઓઇની બાનુને ત્યાં જઇને પચાસેક રૂપ્યાની ગુંઠેલી લેશ ખપાવી આવી."

"હવે તમે કાય નાહીમત થયાચ ?"

"નહિ, મારી કોશેશ ચાલુજ છે તે માંદી માય તરફની મારી દીલસોજથી તે છોકરી હમેશાં મારી તરફ દરકારવાલી રહેચ. પણ—પણ —પ્યાર જેવું કશુંજ નથી. લાગણીનું નામ નીશાજ નથી."

"ચાલ, બેઉ જણા સાથે ફોક મુકયે."

"કદી નહિ. હું તો મારી ગુલને જીતવાના કસમ લઇ બેઠોચ. એટલી તો મારી ખાતરી છે કે મારા રસ્તામાં કોઇબી હરીફ નથી."

"તુ તેનાં દીલમાં વાંચવા ગીયો ? તેને તે છોકરી વીસરી નથી એમ હું તુને હીમતથી કેહુંચ"

ફરેદુનનું મોહડું ઉતરી ગયું. તે પોતેબી તે વાત દીલથી માનતો હતો. "હુંબી તેજ અંદેશામાં છેઉ. તે ઘડી ઘડી તારે નામે ફફડેચ; પણ સાથે સાથે તે એમ બોલતી આવેચ કે પહેલાં આવેલા તે એટલા સારા હતા કે જાણે ભુલાતાજ નથી."

"તારો હરીફ તો એક ખ્યાલી છે પણ મારો હરીફ તો—આ, દેવ જેવો જીવતો જાગતો રોજ મારા રસ્તાની વચમાં આડો પડેલો છે!" તે જવાન અટકી ઉભો. "ફરેદુન, સાચ્ચું કેહુંચ, મને એવું થાયચ કે એનો ટોટો પીસીને લોહી પીવું"

"ચાલ. બીરાદર. એકનો રસ્તો કરીને પરવાર્યો હવે બીજાનો કરેચ કે?———તુંબા કેટ્લું ઘણું ધારતીભરેલું માણસ છે."

"તેબી પહોતો થશે તો મારી અધી ખોહવાયલી શાંતી મને પાછી મલશે. તેને વરેબા રાતે સ્વપનાં ને ચીંતાથી મારૂં મસ્તક ધીમે ધીમે પોચું થતું જાયચ."

"જો સમાલજે—ખસી નહિ જાય? પણ હવે તું ધારતી શાનો કરેચ? પેલો વીકા તાંહ દેવ જેવો જઇને બેંહાચ. હવે તુંને વીચાર કરવાનું શું રહયુંચ?"

"અરે બોલ ના યાર, જાહબીં હાથ નાંખુચ તાંહ સાંપ કરડેચ. તેમ એ વીકાપર ભરૂસો રાખ્યોચ પણ એ જરૂર આપુને રખડાવશે. કેંઠો એ તો પેલી ચાંદણુ લાંબટાંગ પર મરી ફીટયોચ. કાલે પોસ્ટ ઓફીસમાંથી એનું કાગલ મે હાથ કીધું. ને જોકુંચ તો તેમાં સાફ ખુલ્લું ઠરઠેકાણું લખીને વલી બહોંસાબહોસીથી ત્યાં એ બેઉ માય દીકરીને તેડું કીધેલું"

"તુંને હું પ્યારમાં પડયા તો બીચારો આપરો વીકો શાંને વરે રહી જાય? એને લાયકનુ એનેબી શોધી કહાડયુ!"

"પણ આપુનેબી રખડાવનો આવેચ તેનું કેમ? એ દોશીબાઇ એવી બૈરી છે કે જરાકબી એને વીકા માટેની આપરી ગોઠવણુનો સંસારો માલમ પડશે તો લાગલી ટકા ચહડાવીને ગામમાં ટાંઉટાંઉ કરશે. મારૂં જો ચાલતું હોયની તો એને ઠાવીંઠાકી એનાં વરતી આગલ એનાં એલાવ ગામે પહોંચાડી આપું."

"હું તો એ બૈરીને બીલકુલ 'નો નોટીશ' કરૂંચ. એવાં ગામડી રહેચકાણો સાથે આપુને કામ શું છે. પણ ખરા, તેં પેલા પૅડી રાઇત પર તાર કીલેલોની કે 'તરત આવી. જા'

"તે હજુર આવ્યાજ કરેચ. એબી મારે નસીએ બડો નફકરો મલ્યોચ. તેમાં આંય રૂસ્તમજી મને હમણાં હમણાં ઘણો ત્રાસ આપી રહયાચ. રોજના બારીક હીસાબો કરવાની મને કાંઇ ફરસુદ છે? તેમ નહિ હોતે તો એવણુને રાખ્યાજ શું કામ? મારૂં ભેજું સ્તર ગમ દોડેચ, તાંહ ઘડી ઘડી આંખે આઇગ્લાસ ચહડાવી બાદબાકી સરવાલા પુછતા આવેચ."

"તે તમારા કંઇ ઘોંટાલા હોશે તે એબી બુઢ્ઢો શુ કરે?"

"બોલ ના ફરેદુન, મારી પછવાડે ઘણાં એવાં પુછડાં ખાનારાં લાગેલાં છે કે તેનો હીસાબ તો હું ખાનગીમાજ રાખી શકુંચ. મારો વીચાર છે કે પૅડી આવે તો તેનેજ મારો સૅક્રેટરી બનાવી રૂસ્તમજીને હવે પેનસનપર રીતાયર કરી નાખ્યે."

"કે પછી આપરે ત્રણ મવાલીઓ મલીને બધું હલાલ કરી દઇએ!"

"ચાલબા, તુને તો ફરસુદ છે; પણ મને જરા કામ છે. હું હવે જાઉંચ." દાદી-હાઉસના વારેસે પીઠ ફેરવી.

"હા વરી કોલાબે જતો હોશે. સભાલજે એમ કરતાં તારૂં કોલાબું નહિ ખેંસી જાય. વારૂં ફતેહ કર; જરા હરતું મોહડું લઇને આવજે, નહિ તો વરી ઘુખરાયલો ના થઇ આવતો," ફરેદુન ઠઠા કરતો વાચવા મંડયો ને તે જવાન 'દાદી-હાઉસ'માંથી બહાર પડયો.

'બનાજી લોડજ'માં આ માણસને જીજીભાઇએ પહેલાંથીજ તદ્દન પુર ખુશી સાથે એટલી બધી છુટ આપી દીધી હતી કે ઘેરના એક દીકરા માફક તે ગમે ત્યારે આવતો ને ગમે ત્યારે જતો. ગમે તે જમી જતો, ગમે તે લઇ જતો, ગમે તે ભેટો લાવીને મુકતો, ગમે ત્યાં ફરીહરી જતો.

પણ હવે તે લગાર 'લોડજ'માં અણગમતો થયો હતો. પેશાની પહેલીજ મુલાકાતમાં તેણે દેખાડેલા તુચ્છકાર ને તે પછી શીરીન માટે તેને ઉઠાવેલો વાંધો એ મહેમાર જોતાં જીજીભાઇ હવે હવે આ માણસને ઘણોજ ઠંડો આવકાર આપતા હતા. છતાં તેને તે લોકની કશી

દરકાર હતીજ નહિ. તે તો ફક્ત તે છોકરીનીજ પુઠે લાગો હતો. આજેબી તે ભપકાદાર મોટોર હયુઝ રોડપરથી કાલાબા તરફ ધસી જતી હતી. તે વખતે તેના વીચારો બધા તે છોકરી માટેજ હતા.

તે તે સુખી જગાપર મોટા દમામથી બેઠેલો હતો, પણ તેના વીચારો અતીશય દુખી હતા. "મેં કદીબી માયબાપ જોયાં માગ્યાંબી નથી, નસીબ પુઠેનેજ પેદા પડયો. દોસ્ત આસનાવ કોઇ મને જોઇતાં નથી; કોઇનાં ગુસ્સાની કે માયાની મને દરકાર નથી. હું ખુદાને માનતો નથી; ઇનશાનને ગણકારતો નથી. હું મરી જવશ પણ કોઇને મારીપર જીતવા દેવાનો નથી. દુન્યામાં જો કોઇબી ચીજને હું પુંજતો હોઉં તો તે ફક્ત આંય છોકરી શારીન છે. હું ગમે તેવો ગુનેહગાર હોઉં, આગલાં વરસોનો મારો હીસાબ ગમે તેવો હોય, પણ હું એ છોકરીને તદન સાચ્ચા પ્યારથી ચાહુંચ ને તેથી એ મને મલવીજ જોઇએ. હું એને બીલકુલ લાયક છેઉં. મારી કોઇબી આગલી મુર્ખાઇ હોય કે તક-સીર હોય તેની સાથે હમણાં મને કામ નથી. તેથી કઇ મારે હમણાં પાછલ દેખવું નથી."

"મને બીહવાનું કંઇ કારણ છે? કોઇ ચીજ નહિ! હું દાદી-હાઉસનો વારેસ ભવીશ્યને સર દાદીબા હોશંગ છેઉં, ને મારે મારી વણીયાણી તરીકે આય શારીન બનાજીને જીતવાની છે, ને તેમા મને કોઇનીબી રાખરખાવત કે શરમ કરવી નથી. એ છોકરી પૈસાને લીધે ધાતકી માયબાપને તાબે થઇચ, ને મારી તરફની લાગણી એને બારી નાખીચ. હું એને બંચાવશ. એ બોલતી નથી પણ તોબી હું એને બંચાવશ. એ માણસ—એ પેસી વચમાંથી પટશે તો આ પોતીકી મેલે પાછી મારી તરફ વલશે; બાકી હમણાં તો જાહુરેબી જાંઉચ કે એ છોકરી તે ચડનચાઉ સાથે લાયબ્રેરીમાં કે બગીચામાં રોકાયલી રહેચ; ને નહીં તો એ મારવાડીના દીકરા સાથે ફરવા ગયલી હોયચ. હું આજે તો એને કોઇબી રીતે મલવાનો ને ફેર મલવાનો" હજુરબી તેના વીચારો ઘણા આગલ વધતે, પણ 'લોડજ' આગલ મોટોર થોબી એટલે તે ઝડપમાં તેમાંથી ઉતરી પડયો.

—·o·—

## પ્રકરણ ૩૪ મું.

### "એક વખત ફરીથીની કોશેશ."

પીરોજબાઇ બનાજીના હેતાળુ દયાળુ દીલપરથી એક મોટો દુખનો પહાડ ઉચકાઇ ગયો હતો. 'બનાજી-લોડજ' આજકાલ પુર સુખમાં લોટતો હતો. જીજીભાઇ એકવાર પાછા રંગરાગમાં વાડીએ ને ગાડીએ લાડ કરતા હતા. ને તેવણુને ખુશ જોતાંજ તેવણુનાં ધણીધાણી સુખી હતાં. લોડજની મીસીબાબાનાં સુખનું વર્ણન તો નહિ લખી શકાય તેટલું હતું. તેનાં દહાડાઓ પુર તેજમાં પ્રકાશતા હતા. પેસી અને શીરીનને મનથી આજકાલ કુલ દુન્યાજ સુખી હતી.

હમણા પીરોજબાઇ પોતાની માનીતી ખુરસીપર બેસીને "કયસર"નો "ચલણી રૂપ્યો" વાંચતાં હતાં તેટલાં શીરીન હસ્તે ચહેરે અંદર આવી. તેણીના હાથમાં એક ઘણુાજ સુંદર ગુલાબોનો ઝુમખો હતો. ખરેખર ને પોતેબી ઘણી મહેનત લઇને તૈયાર થયલી લાગતી હતી.

"કેમ દીકરા, કાંહ સીધાવેચ?"

"મંમા, જરા ફરવા જઇ આઉંચ."

"હું નહિ ધારતી કે તું એકલી હોશે."

"હમણાં પેસી આવતા હોશે."

"દીકરા, હું ઘણી ખુશ છેઉ કે તેં પહેલી મુલાકાતથીજ તે છોકરાને તાબે કરી લીધો; મજાહનો ડાહયો દીકરો છે; મનેબી ઘણો ગમેચ. પેલા બહેરામ કરતાં એનાં શ્યાણુસલુક ઘણાં સારા લાગેચ. પણ દીકરા, તુને મારા કસમ; મને ખરૂં કહે તું અમારે કહયે ચાલેચ કે એ છોકરો તુને ખરેખરજ———"

"કદી નહિ મમા ડીયર હું તો મારા અંતકરણ પ્રમાણેજ ચાલુંચ. મમા મને એવણુ પહેલી 'સાઇતે'જ પસંદ પડયા. હું બીજી કોઇબી ઢોંગી ગોઠવણ કે પ્લાનને એટલું ઉતેજન કદી આપી શકતેજ નહિ. હું એવણુને મારો જીવજાન આપી બેઠીચ. મમા, કંઇબી બનો ને કંઇબી થાવો, પણ હું એટલુંજ જાણુંચ કે પેસી મને આખી દુન્યામાં સૌથી વ્હાલી ચીજ છે. મમા, હું જઇને ગૅલરીપર ઉભી

રેહુંચ. ઓહ એવણુ આવતા હોશે." તે નાહડી ને તે માતાએ આ પોતાનાં ઉડતાં પખેરાંને સૌથી ઉંચામાં ઉંચા આશીશ આપ્યા.

તે છોકરીની નજર દુર વેર ટીકાયલી હતી. કયારે તે હેતવંતો વ્હાલો આકાર દુરથી આવતો દીસે તેની રાહ જોતી તે ઘણેજ દુર વેર જોતી ખોટી થતી બેધ્યાનપણે ઉભેલી હતી.

પણુ જયારે એક ભારી હાથ તેણીના નાજુક ખભાંપર મુકાયો ત્યારે તે ચોંકી, "જા બા પેસી, હું કાહરની અહિં—કોણુ? બહેરામ! ઓ નહિ, હું હમણુાં રોકાયલી છેઉ."

"હા મને માલમ છે. આજકાલ જાહરે જોઇએ તાહરે તમે હમણાં ઘણાંજ રોકાયલા રેહોચ. મને બધું માલમ છે; પણ મને આજે તારી સાથે જરા અગતની વાત કરવાની છે".

"તમારી ને મારી વચ્ચે અગત જેવું કંઇ છેજ નહિ હવેથી તમુને લોડજમાં આવવું હોય તો મમા પપાને મલી શકશો મહેરબાની કરીને મને રોકતા ના," તે છોકરીએ ચાલી જવા માંગ્યું પણુ બહેરામ તેને રોકીને આડો ઉભો.

"તમારે મને સાંભલવોજ પડશે."

"કદાચ પેસી આવી લાગા હોશે. શું તમે એમ કેહોચ કે હું તેવણુને ખોટી રાખીને તમારી સાથે વાતે બેસું!"

"તેમાં શું થયું? એમ તો એનો બાપ આટલાં સરખાં વ્યાજને વરે લોકોને તાંહ કલાકનાં કલાક નીચે વરંડાપર ઉભો રહેચ તે કેમ?"

"જરા શરમાઓ, તમે હમણાં હમણાં છેક અતેરૂં કરોચ. હું ખરૂ કેહુંચ કે મારા આય પ્રકારનાં સુખમાં તમે એક કાળી વાદળી જેવા છેઓ. બસ હું તમુને સાફ ખુલ્લુ કેહુંચ કે તમારી સાથે હું એક બોલબી વધારે વાત કરવાની નથી," ને તે એક ઝટાક મારીને મોટા ગુસ્સાથી ત્યાંથી બહાર ચાલી ગઇ.

તે જતી રહી હતી ને તેનો ચેહરો ઉતરી ગયો હતો. તેણે પોતાનું સફેદ કપાલ જોરથી દાબ્યું. "મારે હવે આશા રાખવી ફોકત છે. પણુ હું હારૂં ને તે જીતે તેનાં કરતાં અમે બેઉ હાર્યે તેજ બહેતર!"

તેણે પોતાનાં લાંબા પાપણો નીચે ઢંકાયલી ચમકતી આંખો બે પળ બંધ કીધી.

"હું ધારૂંચ કે હવે હું તેજ રસ્તે કામ લેઇ શકશ, ને ઘણુંખરૂં હું તેમાં જીતશ!" તે ધીમે ધીમે કોઇનાબી આદરમાન વગર ત્યાંથી જેવો આવ્યો તેવોજ પાછો ફર્યો.

——:o:——

## પ્રકરણ ૩૫ મું.

### "ચાંદણબઇને ચટકો"

"કેમ દોશીબઇ માય, કેમ છેઓ શું કરોચ?" માણેકજી શરોફ ઘરમાં દાખલ થતાજ તપકીરનો શરૂકો મારતાં ખબર પુછવા માંડી ને તેવણને આવેલા જોતાજ તે માય દીકરી થોડી થોડી થઇ ગઇ.

"આવોજી, આવોજી. છઇએ બાવા દુવા કર્યેચ" એક સૌથી સોજજી ખુરશી આગલ કરતાં તે ઐરી સીપલી થઇ, "કઇ આજે અમારે ગરીબને ઘેરે?"

"હા માય, જરા આપરા બહેરામજી સાથે કામ ઉતુ, તાંહ મને ઘડી ઘડી આવવું પડેચ તે મકુજે લાવ જરા તમુ લોકનેબી મલતો જાઉં."

"મારૂ ઘેર કેમ મલ્યું?"

"મને નહિ ખબર કે તમે લોકો અહિ રેહોચ મને તો મારા પેસ્તીએ કહ્યું."

"હા તે દહાડે મારી ચાંદણ એપોલોપર ફરવા ગયલી તાંહ પેશોતન મલેલા, તે કહેજે ઘણીવાર વાત કીધી—કોઇ દહાડો તમેબી નહિ આવતા ને તેનેબી વધતો લાયાચ. જરૂર એક આખો દહાડો આપરે તાંહ આવો, અમે ઘણાં ખુશી થઇશું."

આ બતાકા મારીને થયલાં તેડાંની મતલબ તે દુન્યાખાયેલ માણેકજી શરોફ નહિ સમજે એમ તો કંઇ હતુંજ નહિ; તેવણે તે સામે બેઠેલા ચાંદણબાઇ તરફ એક પળ જોયું. મજાની લાલ ચટક સાડીપર જીણી કેનવાસની કોર ને પાઉડર છાતીને ગોરા કીધેલા હાથો દેખાતુ મજાહતું ટુંકી બાંયનું બલાઉસ, સફેદ મોજાં, મખમલની સપાતમા

તેવણુ બીરાજેલાં હતાં. ઉટ જેવાં લાંબાં ને સાટકાં જેવાં પટલાં મજાહનાં ભાખરા જેવા બાલનાં ૫ફમાં મોહડાપર પાઉડર છાંતીને ચીનાઇ આંખો ને સુરતી પનીર જેવા નાકમાં એવાં જાણે પોતાને ખુબસુરત સમજતા બેઠેલાં, કે માય મરે ભલી દાદીશેઠની દીકરીઓ હડી ગઇ!

માણેકજીએ ઘસડીને નાક નુછયું. "એમ મનમા ઓછું ના લાવો. નહિ કાંય આવ્યે! આપરે તો સગાં થઇએ. તમુને માલમ છે કે?"

"નહિ કાંય યાદ હોય? પણ હું તો મકુજે તમે હવે પૈસાદાર થયા તે ગરીબ દેશીબાઇને ભુલી ગયા હશો માણેકજી તમે તો માર' બાવાનાં કાકાની દીકરીનાં જેઠ થાઓ. ગઓ તો આપરે તો બઇમેહન કહેવાઇએ-નહિ, નહિ જરૂર પેશોતનને આપરે તાંહ મોકલજો. મેં જોયોચ વધતો તે જીવ લાગી રહયોચ—શું કેહુંચ મારા સમ——"

"નહિ દેશીબાઇ માય સમ નાં ખાવો. એ તો એનો કુંજરો ને કફોડો દુકતો છ કે કેઠે સસરતો નથી. દવાખાનામાં રોકાશે કે આંય 'બનાજી લોડજ'માં બાકીનો બધો વખત કહાડેચ.

" 'બનાજી—લોડજ'માં ?"

" હા તે તમે સમજયાંની?" માણેકજીએ હાથે કરીને આ વાત ખુલ્લી કીધી, કે તે બૈરી કંઇ સુજમાં રોજા બોલે નહિ.

"પણ માણેકજી તાંહ હવે બાકી શું રહ્યુંચ? જીજીભાઇની તો એકજ છોકરી ને તે તો આંય બહેરામ કેકોબાદ સાથે——"

"અરે નહિરે, તમારી ભુલ છે. એ છોકરી સાથે મારા પેસીનું થોડા વખતમાં ગોડવાશે એમ છે,હવે ચાંદણુબાઇનું બી કેઠે શોધી કહાડો."

"એનેજ ખાતર તો ગામ ઘેર છોડીને અહિં પડયાંચ કે મારી દીકરીનું કંઇ શોધાય. મરૂં હારે બાવા, તમારે મોહડે સાકર પણ આજકાલના દુકતાઓ ગુણવંતીઓ કાંહ શોધેચ? તે લોક તો બસ ચાઇચાઇ પરજ મોહી પડેચ. મારી ચાંદણુને તો મેં એવી કેલવીચ કે તમે માંગો તેવી દીશ તમુને રાંધી ખવાડે."

"શાબાશ !"

"મારી ઘેરરાખુ દીકરી છે."

"કંઇ ગાતાં વગાડતાં આવડેચ કે માય ?"

"નહિજી." ચાંદણુબાઈ ટણકો કીધો.

"કંઈ વેતરતાં કાતરતાં ?"

"નહિજી."

"કંઇ રમતાં આવડેચ કે ? કંઇ પાણાં, ચોપટ, દામ, ચેસ-કંઇ તેનીસ, બેડમીંગતન કંઇબી ?

"નહિજી, મને તેવો કશાંનો શોખ નથી"

નથી શું——રાખવોજ જોઇએ. દરેક ચીજ જાંણેલી સારી છે. દરેક છોકરીઓએ રાંધવું સીધવું, ગાવું, વજાડવું, વાંચવું, લખતું, વેતરવું, કાતરવું, ભરવું, ગુંઠવું, રમત ગમત દરેક ચીજમાં મન લગાડવું જોઇએ. કેળવણીથી અભણપણાંના દુગુર્ણો ઘણાં ઓછા થાય, ને ફરસુદનો વખત અહિંનાં તાંહનાં ટુકાઓ લઇ દોડવાનાં કરતાં એવી ચીજોમાં મન લાગવાથી છોકરીઓને હુશ્યારી વધે."

"ઓવાય માણેકજી, બીચારી મારી ચાંદણુ બધી ગભરઇ ચાલીની? એ શુ તમે કીરતન લઇ બેઠાચ ?"

"નહિ વાંક તમારોજ છે. બીચારાં બચ્ચાંને તદન બાચ જેતું રાખ્યુંચ. બધા કલાસો છે તાંહ મોકલો. એની હુશ્યારીમાં મન રોક-વાથી ઘણી રીતે ફાયદો થાયચ."

"ચાલો માંડી વાલો; પણ તમે હમણાં બોલ્યા કે બનાજીની શીરીન સાથે તમારા પેસીનું થશે તે ભરૂસે ના રહેતા હં. એ દુકતી નો આય બહેરામ કેકોબાદ સાથે ફરેચ, હરેચ, ખાએચ, પીએચ તે આખું ગામ જાણેચ." દોશીબાઇએ સટકણુ શરૂ કીધું.

"અરે તમારી ભુલ છે. જીજીભાઇ સાથેબી મને એ વીશે વાત થઇચ. તેવું હોતે તો તેવણુ બોલતે નહિ ?"

"કંઇ વાત છે. કદાચ બાપે વાત સાંટી હોશે, બાકી એ શીરીન તો બેહરામ સાથેજ ગોઠવાશે."

માણેકજી ખેં ખેં ખેં ખેં હસવા મંડયા. આંય સામે બેસીને જીદ કરતી બૈરી તેવણુની ચગી થતી હતી, એટલે તે બીચારીને પોતાની

વાત કહેવામાં શું અડચણ હતી ? તેવણે તપકીરનો એક શરૂકો ખેંચ્યો. " જરા વાત બીજીજ છે."

" હં ! મારા સમ મને કેહો; હું કોઇને કહેવાની નથી. તમે મને ઓરખતા નથી. આંય મારા પેટમાં તો વાતોનો ભંડાર છે. બોલો માણેકજી, એ શું વાત છે ?"

" લેઓની હું તમુને કેહું. જીજીભાઇ બાલેબાલ કરજમાં ઉતા. એવું કે દીલપરનાં કપડા સાથે બહાર નીકલવું પડે."

" ઓ માય, કેવું ખરાબ !"

" પણ મેંજ તેવણુને સલાહ આપી કે જો એ શીરીનને મારી વહુ કરી આપો તો તમુને બધુ માફ કરૂં. એ બેઉ માટી બૈયર તેમ કબુલ થયાં. છોકરા છોકરીએ એકમેકને જોયાં, પસંદ કીધાં, ને હવે ઘણુખરૂ થોડા દહાડામાં રૂપ્યા પહેરશે."

" મરેરે ! આંય જોયું કે ? તાહરે એ બહેરામનું કેમ ? તે શુ મુંગો બેઠો ?"

" તે વાત હુ કંઇજ જાણુતો નથી. ચાલો હવે હું જતે." તેવણ ઉઠયા. " વારૂ માય. લગનમાં જરૂર આવવુ પડશે હં. અખાડા નાં કરતા. ચાંદણબાઇ તમેબી આવજો હં. પણ જાન દીકરા, હું મોહડાપર બોલુંચ તે કઇ ગુસ્સો ના કરતી. આંય તારાં સામલાં મોહડાંપર પાઉડર મારી આંખને વધારે બીહામણું લાગેચ, ને આપરૂ રંગરૂપ જોઇનેજ કપડાં સજવા શીખો. લાંબી બાંય પહેરો કે આંય સામરા હાથોનો ભરમ રહે. ને વધારે સારૂં લાગે, આપરા લોકો બસ સમજતાં નથી. બસ ગોરાં કરે તેજ કારાંબી કરે ને રેડીમની પહેરે તેજ ગરીબાબી પહેરવા માંગે; એટલે કાગડો મોર થવા માંગે તે કંઇ શોભે ?" તેવણ હવે નાંક નુછતા નુછતા બહાર નીકલ્યા.

" મરેરે મુવા સગાનાં થતા !" તેવણનાં જવા સાથેજ ચાંદણે તો છોડી દીધું. " મુવા આયા ત્યારથી મારીજ પુઠે લાગા. શોભતી વહુ લીપીચ તે ઉફનાઈ ઉફનાઇ જાયચ."

"જરા તું ઉભી રહેની એને બરાબર વહુ અપાઉચ !" તે માતાએ ઝનુંનથી ડોળા ચહડાવ્યા. "બહેરામને છોડીને લાગલી એ દુકતી પૈસાપર કબુલ થઇ ગેઇ ! શુ દુન્યા છે? પણ એવાં કરજમાં ડુબેલાઓની દુકતી કંઇ આપરા કુટુંબમાં શોભેબી કે? ઘેરનો દીકરો ઘેરમાંજ રહેવો જોઇએ. તું ઉભી રહિ, હુંબી એવું કરી બતાઉંચ, કે એ પેસી પોતેજ એનથી હાથ ઉઠાવે ને ખુદા કરશે તો–તો–એ શીરીનને જગે તુંજ મારી દીકરીને બેસાડીને રાજ કરાઉંચ" તે બૈરી એક વખત ઉશ્કેરાતી તો દીવાની જેવી થઇ જતી. તે કઇબી કરવા ચુકે તેવી હતીજ નહિ. તે લાગલી ગુસ્સામાં તૈયાર થઇ ગઇ ને સાંબેજ 'દાદી–હાઉસ' માં ધસી ગઇ.

——:o:——

## પ્રકરણ ૩૬ મું.
## 'પ્રીતને અંગીઠ'

તે પતલી ને સામળા ચેહરાની બરી પોતાનાં તમામ ગુસ્સાથી લાલ થઇ આવેલે ચેહરે 'હાઉસ' માં ધસી ગઇ કે સામેજ ફરેદુન વકીલ હાથમાં કંઇ ચોપડી સાથે ઠરસામાં આવીને ઉભો.

"કેમ કોણુને પુછોચ?" તેણે કંઇક તોરમાં પુછ્યું.

"યેહ—એમ શું કરોચ? મને દોશીબાઇને ઓરખતા નથી શું?" તે બૈરીએ તેને થપકો કહેતાં જોયા કીધું. "એબી ઓંજ્યો સમજતો નથી." તે તેને જોયા કરતાં વમાસવા લાગી. "એનબી મારી ચાંદણુને જોતાંજ પેટમાં દુખેચ, ને પેલી ઇરાનીની પોરી ઘણી મચકામચ તોબી બસ આખો આખો દહાડો ખાસડાં ખાવા ઘસડાયા કરેચ."

"એમ ઘેલાં વંડોરાંની કાની ધુરકયા શું કરોચ? કોણુને પુછોચ ને શું કહોચ?"

"હું જરા બહેરામજીને મલવા માંગુચ. મને ઘણું અગતનું તેવણુને કહેવાનું છે."

"તે બહેરામજી કંઇ હાથમાં ચીતલ પહેડીને ઘેરમાં ભરઇ બેસેચ શું? તેવણુ નહિ મલશે, બહાર ગીયાચ" તે હવે જવા ફર્યો.

"મારેથી થોભાય તેમ નથી. જરા ટેલીફોનથી એવણુને બોલાવી નહિ શકાશે ?"

તે જવાન થોભ્યો. "એટલુ બધું શું હોશે ?" તે બડબડવા લાગો. "કંઇ બહેરામજીખાનો ભાંગરો ફુટોચ કે શું ? રખે એ બીચારાની મુડી આવી એક અભણ ને અદેખી બૈરીના હાથમાં સપડાઇ હોય."

"તમુને શું કહેવાનું છે તે મને જણાવશો ? હું એવણુ આવશેને કહેવશ," તે કઇક નરમ પડી જતાં બોલવા લાગો.

"નહિ મનેજ મલવુંચ."

"તાહરે સીધારો. એવણુ ઘેરમાં નથી." તે ધણી ઝડપમાં બહાર નીકલી. કોઇબી રીતે આંય સંધાતુ જોડું તોડવું એજ તેણીનો અરમાન હતો. "કંઇ નહિ, બહેરામ નહિ મળ્યો તો હુ પેસી આગલ જવશ." તે લાગલી એક જતી તેકરીમાં ચહડી બેઠી ને હયુઝ રોડપરથી કવીન્સ રોડ વેર પહોચતાં કંઇ લખ્ખો વીચારો તે બૈરીનાં મગજમાથી પસાર થઇ ગયા.

કવીન્સ રોડપર આવેલું તે એક સગવડવાલુ શોભીતુ ઘેર હતું તેની આસપાસ એક નાનો પમરતો બગીચો હતો. ત્યાં કંઇ દરબાન કે ચોકીબાનની ધરપચ હતી નહિ; આયા બાયની ફોજ દીસ્તી નહિ. ડોસીબાઇ તો વગર અટકવે લાગલી અંદર ચાલી ગઇ. એટલે સામાન નુછતાં નુછતાં રામાએ બીંગ ચહડાવી આંય બૈરી તરફ જોયા કીધું "બાઈ, તમે કોણુને પુછોચ ? એમ એકદમ અંદર કેમ ચાલી આયાં."

"તે બહાર કોઇ તારી માય મમઇ ઉતી નહિ તે કોણુને પુછું ? શેઠ ઘેરમાં છે કે ?"

"મોટા શેઠ તો બહાર ગીયાચ."

"નહિ, મને તો જરા પેશોતન શેઠને મલવાનું છે. એવણુ છે કે ?"

"અત્યારે એવણુ કાંહ તમુને મલતે ? એવણુ તો સીધા કોલાબેજ જોયચ, પણુ આજેજ હમણાં આવી લાગાચ ને મોહડું ધોતા છે. હવે શીરીનબાઈ બાઇને તાંહ મલવા જશે."

"બસ પતપત બંધ કર. જરા જઇને કેહ કે હું મલવા આવીચ."

"પણુ બાઇ તમે તે કાણુ ?"

"હું દોશીબાઈ ઉકરજી બેલાવ્યા."

થોડે વારે આવીને રામાએ તે બૈરીને અંદર હોલમાં બેસાડી ને આખરે કેટલેક વારે એક ઘણોજ, શોભીતો, ઉંચો દમામદાર જવાન આવીને તેણીની સામે ઉભો.

"વાહરે ! આટલા બધા પૈસા સાથે એવો ઘેરશોભીન જમાઇ મને મલે તો તો બધાંનાં મોહડાંજ ઉતરી જાય" તેવણે તરતજ ઉઠીને તે જવાનને કરરરર કરતા ઓવરણા લઇ લીધા ને તે જવાન સહેજ નમ્યો "માય તમે કાણુ ?" તેણે કંઇક અજાયબીથી ટીકતાં પુછી દીધું. તે તદ્દન તૈયાર થઇનેજ બહાર આવ્યો હતો. ફકટ સ્તેંડ પરથી હેટ ને સ્ટીક લેવાનીજ ખોતી હતી; ને ટંઇક ઉતાવલી રીતભાત પારખતાં તેણીને કશો વાર લાગો નહિ.

"બાવા શું મને નહિ ઓરખતા ? આપરે તો સગાં થઇએ."

"નહિ મેં તમુને કોઇ દહાડો જોયલાં નહિ. વારૂ, મારૂ શું કામ છે ?"

"માણેકજી બાવા હમણાં મારે તાંહ આવી સીધાવ્યા."

"તેવણ તમુને હવે હમણાં નહિ મલશે."

"ખરૂ બોલી દેઉં તો મને ખાસ તમુંનેજ મલવાનું છે. તમારી સાથે મને જરા કામ છે."

"તો બોલો માય શું છે ?" તે કંઇક દયાથી બેઠો. એવી રીતે ઘણી ગરજવાન બાઇઓને તે મદદ કરતો હતો. "બોલો, શું કહેવુંચ."

"જેવની બાવા, તમે તો મારા દીકરા જેવા લાગો; તમે ઘણાં નાહલા ઉતા તાહરે તો મેં ખોલાપર બેસાડીને રમાડેલા; પણ હવે તો તમે મને ઓરખતાબી નથી."

તે સહેજ ઠસ્સાથી હસ્યો—"વારૂં માય, હવે આજનું કામ શું છે તે જરા કહેશો ?"

"જો બા મેં તો તમુને જોયલા વધતા તોબી હું તો તમારાં સારાંની રાજી!"

"થેંકયું માય;" તે હવે આગલ શું ચાલેચ તેની આતુરતાથી રાહ જોતો થોભ્યો.

"હું જેબી કંઇ બોલું તે પર તમે ગંભીર વીચાર કરજો. તમે તો જવાન જીવ પડયા. હું તો દુન્યાની લીલીસુકકી જોયલી અનુભવી બૈરી કહેવાઉં. જેવી મારી ચાંદણુ તેવા તમેબી મારા દીકરા. હું જે કેહું ચ તે તદ્દન ખરેખરૂંજ કેહુંચ. "તેણીએ પોતાની ખુરશી તે દમામથી ચુપ બેસીને જમીન ટીકતા ગંભીર જવાન નજદીક કાધી." મેં સાંભલ્યુંચ કે તમારો વીચાર પેલી બનાજીની શીરીન સાથે છે."

શું વાત હોશે તેનાં લખ્ખો વીચાર વચ્ચે અત્યાર સુધી પેસી ગુંચવાઇ જતો હતો, પણ સૌથી પહેલાજ વાકયથી તે હવે તદ્દન શાંત થઇ ચુકો. તે સહેજ હસ્યો.

"તમે કેહોચ તે ખરૂ છે."

"ભલે હું કંઇ તમારી વચ્ચે આવતી નથી, ને તે બીચારી સાથે મને કંઇ વેરબી નથી. પણ હું તો ફકત તમારૂં ધ્યાન ખેંચુંચ કે તે છોકરી—"

"તે વીશે હું કંઇબી વધારે તમારી પાસે સાંભલવા માંગતો નથી," અંચીતો ઉઠીને ઉભો થતાં તે કંઇક થપકાથી બોલ્યો.

"નહિરે, મને તો તમુને તે કેહવુજ જોઇએ. તું બીચારો માય વગરનો તે શું મને માય નહિ ગણુશે? મારી તો ફરજ છે કે બહેસ્તન શુનામાયનું બચ્ચું અંજાણપણે ગોટું ખાય તો મને તેને વારવોજ જોઇએ. એ શીરીન દુકતી તો ઘણી ઉછાછલી છે. કેટલો કેટલો વખત વેર આ બહેરામ કેકોબાદ સાથે ફરયાં હરયાં ખાધાં પીધાં, ઘોડાપર ફરવા ગીયાં, મોટોરમાં ફરવા ગીયાં, બધાં બોલતાંતાં કે એજ બે જણુ ગોઠવાશે; ને હવે તેની એક છોકરી સાથે તમારૂં નામ સમજયું કે મારો જીવ બરી ગીયો. મને ઘણી ઝાંઝ ચહડી ને તેથીજ તમુને હું મોહડે મોહડું હમણાં મલવા આવીચ. બા મેં તો ખુદાને બારની મારી ફરજ બજાવીચ; હવે તમે ગમે તે કરો." પેસી કયારનો ચાલી જવા ઇચ્છતો હતો પણુ એક બાઇ માણુસને બોલતી અટકાવી એકદમ જતું રહેવું એ તેનું દીલ ચાલ્યું નહિ.

"તું હીરા જેવું બચ્ચું બહાર શું કામ જાય? આપરાં કુટુંબમાં ગુણવંતી કામકાજની દીકરીઓ પડેલી છે, ને એવા બહારનાં બહેકેલાં વાજાંઓ——"

"થેંકયું, હવે એકદમ બસ કરો. મેં તમારૂં પુરતું સમજયુંચ આજની તમારી મહેનતનાં પરીણામમાં હું તમુને કંઇબી ફાયદો થયલો જોતો નથી. બીજાં માણુસોની પુઠે પછવાડે તે લોકની બદગોઇ ને નીંદા કરવી એ હું એક હીચકારૂં કામ સમજુંચ. મેં તમારે વરે બે ચાર મોહડે સમજેલું છે કે તમુને એ લાઇનનો ઘણો શોખ છે. મેં એક છોકરી પસંદ કીધી, તો મારા કાન ભંભેરવામાં તમે કોઇબી રીતે સારૂં પગલું ભર્યું નથી. હુ ધારૂંચ કે તમે તમારો ફરસુદનો વખત 'કરણી અને તેનો ફાયદો' વાંચશો તો વધારે સારૂં, ને હું સાફ કેહુંચ કે હવેથી એ વાતમાં તમે વચ્ચે પડતાં ના. ચાલ રામા, ઘેર સંભાલજે; બાઇ જાય ને બહારનું બારણું બંધ કરજે." તે કંઇક ભપકામાં ત્યાંથી બહાર નીકલી ગીયો, ને તે બૈરી ફફડતી ચતકતી ત્યાંથી ઉઠી.

"આંયે કંઇ દુકતો છે? થોકી થાકીને ચેતાવવા આવી તો આંય નતીજો મલ્યો. જઇને કુવામાં પડતો કાંય નહિ, મારી કેઇ બલાને!" પણ મોહડેથી ગમે તેવી બબડતી બૈરીનાં દીલમાં એકજ મુરાદ હતી કે કોઇબી રીતે આ જોડું તોડવું; એટલે તે હવે સીધી પાછી 'દાદી-હાઉસ' તરફ વલી

——:o:——

## પ્રકરણ ૩૭ મું.

## એરી જબાંન!

"કોણ જાણે શું છે તે ફરેદુને મને કહ્યુંચ તાહરની ચટપટ થયા કરેચ કે એ બૈરી આજે મને પુછતી હાફતી હુરતી અહિ શાંને વરે ઘસડઇ આવી હેશે?" 'હાઉસ'ના તે વારેસે લખતાં લખતાં હાથમાની કલમ બાજુ પટકી નાંખતાં બડબડવા માંડયું એવાં અભણ જનાવરોની તો હું બીલકુલ દરકાર કરૂં નહિ. પણ—પણ—હમણા મારી હાલત એવી કબસ છે કે દોરડીને જોતાંજ હું સાપ સમજુચ. કંઇ નહિ આવવા તો દેઓ. જોઇ લઇશું."

તે હવે ઉઠયો ને તે એકાંત ઓરડામાં ફેરા ફરવા લાગો. "મેંબી પેલા વીકાને અમથો તેયાર બેસાડી રાખ્યો. ભેંસ આવ્યા અગાઉ ખુટો દાતે તેવી વાત છે. પેલો પંડીબી મારે નસીબે બડો ઉઠાઉગીર મને મહયોચ ફકત લેવાની વાત જાંણેચ ને દુરનો દુર નાહસેચ. એજ જો સીધે સલુકે જઇને સાંતાકરજ બેસે તો એ વીકા પછવાડે થતો ખરચ બચે ને તેનું પુંછડું આંય દોશીબાઈથી મને ફીકર રાખવાનું કંઇ રહેજ નહિ.

"પણ એ મુવોજ કાંહ ?" તે હવે બીજી તરફનાં વીચાર કરવા લાગો. "પંડીએ જણાવ્યું કે એ જીવતો છે. બસ એટલો તાર થોકીને એ બી જાણે તેની સાથેજ દતાઇ ગીયોચ. નહિ પોતાનો પતો આપતો કે નહિ કાગળની કાપલી લખતો. એંગ્લોરની પોસ્ટ ઓફીસમાંથી દર મહીને લુમદો લઇ જાયચ; પણ મારો જીવ અહિં કેમ ઉડયો સુકયો જાયચ એ કંઇ એ સમજી નથી મરતો ! હવે તો જાણે ચીંતાથી ને અધીરાઇથી ને પેલી શીરીનની નીરાશીથી હું એટલો કાયરથઇ ગયોચ કે હવે તો જે થવાનું હોય તે જલ્દી થાય એવુજ હું ઇચ્છુંચ-કેમ છોકરા-"

"પેલાં બાઇ પાછાં આયાંચ !"

"મોકલ અંદર," તે હવે ફરીથી તે ડેસ્કપર કંઇ લખવાના ઢોંગ કરતો ગોઠવઇ ગયો ને તે ફસકાયલે દાચે સામે આવી ઉભી રહેલી બી તરફ તેણે કંઇક ધુરકતાં જોયા કીધું- "કેમ શું છે ? હું ઇચ્છુચ કે કંઇબી તમુને કહેવું બોલવું હોય તો રામલાલને કે રૂસ્તમજીનેજ જણાવો હું હમણાં ઘણો કામમા રેહુંચ. હું એમ ભાડુતો પછવાડે મારો વખત ફાજલ પાડી શકતો નથી."

"હું એવાં નજીવાં કારણસર તમુને રોકવા માંગુબી નહિ," તે કંઇક ચોંકયો.

"મારી વાત ઘણી તાકીદની ને તમારા લાભની છે."

તેણે હાથમાંની પેનસીલ નાખી દીધી ને જાણે સાંભલવા તૈયાર હોય તેમ અધેલઇને બેઠો.

"હું બધું સમજુંચ કે તમુને ઘણું લાગતું હોશે, પણ હવે કરશો શું ? હું કંઇ નાદાન નથી. મારી ઉમર બધા એવા નાટકો જોતાં ભરઇ ગેઇચ."

"ચચ—ચચ—ચચ– એ તમે શું બકોચ શું ! મને તો એક બોલબી સમજ પડતો નથી." તે કંપક છોડાયો "મને ઘણું કામ છે. જે હોય તે ચટને પટ બોલીને આંય સીધો રસ્તો પકડો."

"હું તો આપરી શીરીન બનાજીને વરે બોલુંચ."

"શું ?"

"હું તો એમજ માનતી હતી ને બધાં જાણુતાંતાં કે જે વખત જાયચ તેમાં એ છોકરીનુ તમારી સાથે થશે; પણ આજે જે નવી વાત મેં સમજ્યચ તાહરનો મારો જીવ તમારે વરે બરી બરી જાયચ."

"વારૂં, જો એટલાંનેજ ખાતર તમે આયાં હોવો તો મહેરબાની કંઇ વધારે કહેવુંચ ?"

"હું જાણુંચ, માણસનો જીવ નીરાશ હોય તાહરે તે એમજ બે બાકલુ થાય. પણ મારી તરફ જોવો એમ એકદમ નીરાસ થઇને હાથમા આવેલી ચીજ જતી મુકવાનું સારૂ નથી. મરૂ તમે કાંહ ને તે એક વ્યાજે વ્યાજે વધેલો માણસ કાંહ ? તમારૂં નામ કાંહ ને એ મચ્છીકી જાત જીંગા કાહ ? જો કે એ તો મારો સગો થાય, તોબી બા જે ખરૂં ને વાજબી લાગે તેજ હું તો બોલવાની. શું તેવા એક માણસને જીતવા દઇ તમે એમ નીસાસા નાખીને ચુપ જોયા કરશો ?"

તે જવાને આ બોલતી બૈરી ગમ ધારી ધારીને જોયા કીધું. તેણીના એકએક શબ્દોથી તેનાં બદનમાંનું લોહી ઉકલતું હતું. તેને લાગું કે તે સાચ્ચું બોલતી હતી. શાંને વરે તે હજુરબી ગુપચુપ બેસે ? ખરેખર તે માણસ તેના કરતાં ઉતરતોજ હતો. શું કામ તે જીતે ?

"તમુને એ ખબર કોણે કહી ?"

"હું તો બા સાચ્ચુંજ બોલું. મને તો માણેકજીએ પોતે કહી."

"માણેકજી તમારે તાંહ કાંય આયા ?"

"આજેજ આયા. કહેજે બહેરામજી આગલ જરા કાંમ ઉતું તે ફરતો સાંબેનું સાંબે તમુનેબી મલવા આયો. પછી વાતપરથી વાત નીકરી તે કહેજે મારો પેસીતો થોડા વખતમાં બનાજીની શીરીન સાથે પણશે લગનમાં જરૂર આવજો. તાહરેજ હું તો ચોંકી"

તે જવાન દીલગીરીમાં ચુપજ હતો.

" એમ બનેજ નહિ એમ હોયજ નહિ. તમારૂં દીલ તમે આપ્યું તાંહ બીજાની સત્તા ચાલેજ નહિ."

" શું મને એ વાતમાં કંઇ મદદ કરી શકશો," તેણે ચુંચી આંખે તેણીને ટીકતાં પુછ્યું.

" મદદ—તમારા જેવાં માણસને વરે તો મારો જીવણી આપું – "હું તમુને મદદ કરવા તૈયાર છેઉં."

" કેવી રીતે ? એ વાત તો હવે તદન નકકી થઇ ચુકીચ."

" હારે હું બધું જાણુંચ; એ તો ભલે કાજે માણેકજીએ શ્યાણપત વાપરીને કાજ ગોઠવી નાખ્યું; નાહ તો આજે એજ બનાજીવાલાને ભીખારી અવતારે બહાર નીકલવું પડતે. એ તો માયબાપને બચાવવા એ દુકતીએ માથું ઉચકયુંચ; બાકી એ નસ્કોરૂ વરી એવું કબુલબી કરે કે ? મરે એતો પહેલાં નબરની ઠગાઇ કહેવાએ. કેવું અજબ જેવું કે એ પેસીએ એવો નાટક કબુલ કરેચ.

" એ વાત તે જાણતો નથી."

" શુઉંઉંઉં ! એ વાત એને માલમ નથી ?"

" નહિ."

" પણ તાહરે તમે શું હવે એ વાતથી હાથ ઉઠાવ્યોચ ?"

" હું તો મારી ધાંટીમાં પ્રાણ છે તાહસુધી એને જીતવાની કોશીશ કરવાનોજ."

" તાહરે ઉલટ પકડીને રસ્તો શોધો."

" બને તેમ નથી"

" બધું બનશે."

" બેઉ જણાં એકમેકપર તદન રાજી છે."

તે બૈરી હસી—ઘણુંજ કઠોર હસ્વું હસી. તે જવાને તેણી તરફ જોયા કીધુ. " હું કેહું તેમ કરશો ?"

" હા."

તે બૈરી ઉઠીને તેની ખુરશી નજદીક જઇને ઉભી. ને તેના કાનમા ધીમેથી કઇ બબડી ગેઇ.

" આંહ, મારેથી તે કેમ બને? તેણીને હું ખરેખર ચાહુંચ."

" એજ રસ્તો છે—તમે જરૂર એમજ કરજો. ફાવશો ને બીજી તરફથી હુંબી મારો રસ્તો લેવશ. ચાલો જતે " તે જવાન ઉઠયો ને ગજવાંમાંથી એક પાંચશો રૂપ્યા કહાડી તેણીના હાથમાં સેરવ્યા. આંય તમારી મારી તરફની કાલજી માટેની ભેટ છે ને મારા લગનપરબી હું તમુને વીશરસ નહિ—સાહેબજી " તે બૈરી કઇક ગેલથી હસતી ત્યાંથી હવે બહાર નીકલી ગઇ.

——:૦:——

## પ્રકરણ ૩૮ મું.

### "મારાં નસીબમાં સુખ શબ્દ લખાયોજ નથી."

આપણે શીરીનની કહાણીમાં બીચારી ગુલનારને ઘણો વખત થયા છોડી આયાચ. તેણીની જીંદગી ખરેખરજ દયાલાયક હતી. તે ભરાની તોખમની સાચ્ચી છોકરી હજીબી પોતાનાં અતકરણ પર ઓસ્તવાર હતી.

ફકત બેજ દહાડાની દોસ્તીના એક ખ્યાલી.આકારને તે હજુરબી જેવાને તેવાજ સાચ્ચા જોશથી ચાહતી હતી. તેજ ખ્યાલી ગુમાયલા ગોહરનાં પવીત્ર પ્યારના જુસ્સા સાથે તે રાતે બબે વાગાસુધી બેસીને ઉત્તમ ગુઠણકામ કરતી હતી. પણ અફસોસ, ગમે તેવું કરવા છતાંબી તે બીમાર માતાની છેલ્લી ભયભીત બીમારી વખતે તે જવાનની—ફરેદુન વકીલની—મદદ તેણીને લેવીજ પડી.

તે આંઠ દહાડાની મોતજીવતની માંદગીમાંથી મહેરબાનુ હમણાં જરા પાછાં સાજા થયા હતા. છતાં ડૉકતર ખુલ્લાં દીલે જણાવતા હતા કે કાઇબી પળે તે બાનું પોતાનો પ્રાણ નબળાઇથી છોડે એ ઘણું બનવાજોગ હતું.

" માયજી તમે સાગં થયાં એજ મારે મનથી મોટુ સુખ છે."

" ખુદાની મરજી ઇનસાફી છે. મારૂં એક મોટું કામ હજુર બાકી છે તેના વગર તે મને કદીબી ઉંચકશે નહિ. મારા મહાતાબ, તું એમ આંખ પાણી ના કર. મારી ફીકર ચીંતામાં તારો જીવ ના બારી નાંખ. મેં તો મારી જીંદગી એક વાધવાપણાંમાં બાળી નાંખી; પણ

તેણી એક દયાળુ અમીર ગ્રહસ્થનો મને આશરો હતો. તુંને તો તેટલોબી નથી. મારા મુવા પછી તારૂં શું થાય તેનો વીચારજ મને હલતાવી નાંખેચ."

"માયજી મારી ફકર ના કરો; હું તમારા આશરામાં તદન સંતોશી છેઉ; તમે મારે માથે જીવો, મને બીજુ કંઇ જોઇતું નથી."

"મારાં બચ્ચાં, દુન્યા શું ચીજ છે તે તું હજુર જાણતી નથી."

"મને તે જાણવાની શું દરકાર છે? મને સંભાલનારાં તમે કેવાં છેઓ? ચાલો જરા લેટી જાવો, નહિ તો થાકી જશો."

"હવે મારી એકજ આશા આંય મારી ઘાટીમાં અટકેલી છે."

તે છોકરી દુખથી ચુપ રહી. તેણીની માતા આજકાલ ઘણી કાકલુદીથી એકની એકજ વાત આખો વખત લઇ બેઠી હતી; ને તે બીમાર માતાની એ મોટી આશા તે કદીબી કબુલ કરતી નહિં એ તેણીનુ ખરેખર એક દુ:ખજ હતુ.

"વરી પાછું તમે તેજ શરૂ કીધું, માયજી?"

"હા મારાં ગુલાબ, તારી સંભાલ લેવા એક માયાળુ ધણીનું છત્ર તુંને ઘણું જરૂરનું છે. હું તો આજે છેઉં ને કાલે નહિ; પછી તારૂં શું થશે"!

"માયજી, હું હજુર ઘણી નાની છેઉ."

"તુ નાની છે, પણ તુને અનુભવ તો મલી ચુકાચ. આવો પેલો મોટો માણુસ બહેરામ કેકોબાદ. એક વખત તારી પર જીવ પ્રાણ આપતો'તો ને તેજ માણુસે પોતાની ચશમ કેવી ફેરવી નાંખી! જે માણુસે તુને પરણવાની મોટી મોટી આશા આપી તેને થોડાજ વખતમાં બીજી છોકરી તરફ દીલ લગાડી તુને કુતરાંની કાંની હંકારી કહાડી. નહિ એમ રડ ના. પણ હું તુંને કેહુંચ કે હવે તુ તેને વીસરી જા. દુન્યા એવીજ બેઇમાન છે કોઇપર ભરૂસો મુકતી ના. એવી ફાંદાવાળી દુન્યામાં તારા જેવાં એક નીર્દોશ બચ્ચાનો શું આશરો! ઓ હું તુંને એકલી અટુલી નાખી જવા માંગતી નથી! ચુપ—ના રડ. હીમત પકડ—બસ બધો ગયલો વખત ને તેની યાદ ભુલી જા. બધું મનમાંથી

કહાડી નાંખ. મારૂં માન દીકરા, આંય ફ્રેદુન આપરે વાસ્તે એક ફરેસ્તો નીકલ્યોચ. એનો હાથ તું કબુલ કર. એનેબી સુખી કર ને તુંબી સુખી થા."

"હું સુખી થઇ શકશ નહિ. તેવણુ ભલા છે, દયાળુ છે; પણુ તેથી મારે તેવણને પરણવુંજ જોઇએ, એમ નથી માયજી."

"તુ. શું ખ્યાલમાં છે તે હું જાણુંચ. ગુલ, તે એક આવો મોટો જુલમગાર નીકલ્યો તોબી શુ તેને તું યાદ કરશે ને આખી જીંદગી એમજ ગાલશે? હું તારી માય છેઉં. કશાંને ખાતર નહિ તો મારી શાંતીને વરે તું એને હા કેહ."

"મને એવણુ ગમતા નથી."

"એ ધખારા છોડી દે. તુંને ખબર છેની, હું સીક ઉતી તાહરે એ બીચારાએ મારી કેવી મેતીજ કીધી. તું વીચાર કર દીકરા, કે એ માણુસ જો આપરી મદદે નહિ હોતે તો હું આજે જીવતીબી નહિ રહેતે. દાકતરો દવાઇ ખોરાક બધું તુ કાંહથી મને આપી શકતે?"

"હું તે બધું સમજુંચ માયજી; મેં બધું તે નજરે જોયુંચ."

"જે માણુસે તારી માયનો જીવ બંચાવ્યો તેના ઉપકારમાં તું નહિ કહેવાય? તે માણુસ તુને અણુગમતો કેમ હોઇ શકે? આપરી આવી નાચાર હાલતે જે માણુસ આપરી તરફ આટલો કાલજીવાલો, આટલો દયાવાલો ને આટલી હદ સુધી માનભરેલો રહેચ તેનેથી સરસ ધણી તુંને કાંહ મલવાનો છે દીકરા? તે તુંને ખરાં દીલથી ચાહેચ એ તો આરસીની માફક ખુલ્લુ છે. પછી મને તારીપર દબાણુ કરવામાં કંઇબી હું અડચણુ જોતી નથી."

"માયજી એમ નાં કરતાં. હુ તે અસલ આકારને વીસરી શકતી નથી."

"પણુ જે ચીજની દુન્યામાં હસ્તીજ નથી તેનો હવે વીચાર હોય શાનો? દીકરા, મેં મારી જીંદગી બધી તારી પછવાડેજ ગાળીચ. તુંજ એક ચીજ છે કે દુન્યામાં મને સુખ ને દુખ આપી શકે."

"ઓ માયજી, તમે આખી જીંદગી દુખ ને બલાપામાંજ ગાળીચ."

" તો હવે સુખ દેખાડવાનું તારૂં કામ છે. દીકરા, મારેથી હવે વધારે ફીકર ખમી શકાતી નથી. મને શાંતીની ઘણી જરૂર છે. તુંજ તે મને આપી શકશે. દીકરા મારૂં સુખ ને શાંતી જો તારાજ હાથમાં હોએ તો તું મને તેના વગરજ મરવા દેશે ?"

" માયજી એમ નાં બોલો. તમારે વરે હું બધું કરશ."

" તું જો તારી માયને હજુરથી થોડું વધારે જીવાડવા માંગતી હોએ તો આય ફરેદુન વકીલને તું હા કહી દે. તે અમથો આશામાં ને આશામાં મુઝાયા કરેચ, એ મને ગમતું નથી. તે મને એક માય જેટલુ માન આપેચ, મારી કાલજી કરેચ હું તેની આશા સમજુંચ. દીકરા તે નાલાયક હોય તો હમણા ને હમણાં હું તેને મારા ઘેરમાં આવતો બંધ કરૂં; પણ તે ખાનદાની છે, સુખી છે ને તારે-વરે પ્યાર રાખેચ. એથી વધારે મને શું જોઇએ ? તું મારૂ એકપુરૂં બચ્ચું—બધી મારી આશાને ઉમેદ તારીપરજ છે. તું મને એવો સુખી દહાડો બતાવ કે હું મારી આંખે તુંને એક માયાળુ ધણીની ધણીયાણી થયલી જોઉં. બસ ગુલ, આજે તું તારી માયનો શખુન રાખ ને કશાંને ખાતર નહિ તો મારે ખાતર આંય ફરેદુનને કબુલ કર. બસ આજે તેને હા કહી મને સુખી કર. એમાં ખુદાબી રાજી."

તે છોકરીની આંખમાંથી આસુઓ વહેતાં હતાં.

" આપરે દુન્યામાં તદન નીરાધાર છઇએ. એને આપરો ફરેસ્તો સમજ. જેને તારી માયને જીવતદાન દીધું તેને હા કહે ને મને સુખી કર—બોલ—હા બોલ."

" વારૂં માયજી. તમે ઘણાં હાંફ્યાચ. હવે સુઇ જાવો," તે ડચકાં ખાતી છોકરી તે ઓરડામાંથી બહાર નીકલી ગઇ.

× × ×

" કેમ આજે માયજીની તબીયત કેમ છે ?" ફરેદુને દાખલ થતાંજ તે હાથમાંનો ગોલાબનો બન્ચ તે છોકરીનાં ખોળામાં મુકતાં પુછી દીધું.

" હવે તો માયજી તદન સારી કાની છે."

" એનાં જેવી ખુશીની ખબર તો તારે વરે બીજી કંઇજ હોય નહિ. તોબી ગુલ, આજે તારો ચહેરો જોઇએ તેવો શાંત ને સુખી દેખાતો નથી."

" મારાં નસીબમાં સુખ શબ્દ લખાયોજ નથી."

" અરે એવા બોલો હું કેમ ખમી શકું, ગુલ? હું તારા ચેહરા-પરની લાઇમે લાઇન, તારી મરજીનો તારેતાર જાણવાને વરે એટલો આતુર રેહુંચ કે તેવી કાલજી તારે વરે દુન્યામાં કોઇ કરશે નહિ"

• " તમે મારે વરે એટલી મેહેનત ના લેવો."

" એ બધું બોલવાનું સહેલું છે. મારે જીવતરે તો હુંજ જીવુંચ. ગુલ, રોજ હું આંય સીડીઓ આશાથી ચહડુંચ ને નીરાશાથી ઉતરુંચ. કોણુ જાણે તારા દીલમાં કાહરે મારે વરે દયા આવશે. શું હું એમજ આશામાન આશામાં મરશ? રોજ હું તારી આગલ તલ-ફ્યાં કરૂં. મને જણાવ ગુલ. તુંને મારામાં શું કમતી ને ઓછું લાગેચ? સોથી ઉચામાં ઉંચો પ્યાર, સગવડ કરતાબી વધારે પૈસા, જે સુખ તું માગશે તે તું મેલવશે, વધારે હું તુને રોજ શું કેહુ? ઓ છોકરી, કશાંને ખાતર નહિ તો ફકત દયાને ખાતર મને હા કહે."

"તેમ મને કરવુંજ પડશે."

"શુ બોલી?"

"ફરજનું માર્યું ને દયાને ખાતર મને હા કહેવુ પડશે."

"બસ કોઇબી રીતે મને તારી એક 'હા' જોઇએચ; પછી ફરજ બોલ, દયા બોલ કે પ્યાર બોલ. ગમે તેબી રીતે મને તું કબુલ કર. મારી ધણીયાણી થઇ મને સુખી કર."

"ગુસ્સો ના કરતા, પણ મારી પાસે તમારે વરે પ્યાર જેવું કંઇજ નથી."

• "નથી તેની વાત પછી થઇ રહેશે. હુ તુંને ચાહુંચ એજ મને પુરતું છે. હું તુને સુખની ટોંચપર રાખશ તો પોતીકી મેળે તુ મને ચાહતાં શીખશે. ગુલ—મારી ગુલ—"

"મેં તમુંને આજે હા કહ્યુંચ એજ પુરતું છે. માયજી આગલ જઇને સીધારજો. હું જરા મારા ઓરડામાં છેઉં."

આજે ફરેદુનની દુન્યા સુખીજ સુખી હતી. મહેરબાનુના ઉંચામાં ઉચાં આશીશ લઇ તે ખુશાલીમાં દીવાનો થયલો બહાર નીકલ્યો. તેને મનથી આજે તેના જેવું સુખી દુન્યામાં કોઇ હતુંજ નહિ.

———:o:———

## પ્રકરણ ૩૯ મું.

### "બસ, મને સાચ્ચું કહે કે તારા મારી તરફના પ્યારમાં કંઇબી મતલબ કે ઢોંગ છે કે ?"

ચર્ચગેટ સ્ટ્રીટમાં ડૉ૦ શરોફનું દવાખાનું જરા ભપકામાંજ હતું. એકેક પછી ઘરાકોને ખલાસ કરી તેણે હવે જરા બે ઘડીનાં વીસામા ખાતર તે પડેલું 'ટાઇમ્સ' ઉચકીને વાંચવા માંડયું. પણ હજુર તો તે પંદર મીનીટ તેમાં રોકે નહિં તેટલાં ડોસીબાઇ એલાબ્યાને પોતાની સામે આવીને ઉભેલી જોતાંજ તે સખત ચોંકયો. છેલ્લી વખતે તેણે તેણીને પોતાને બંગલે તદન પાણી ઉતાર કીધી હતી, છતાં આજે તેને પાછી આવીને ઉભેલી જોતાજ તે કમકમ્યો.

"કેમ, વલી શું છે?" તેણે કંઇક ઠસ્સાથી પુછયું.

"જરા મારી ચાંદણુની તબીયત ઠીક નથી."

"ઉહ."

"મારો વીચાર છે કે એને કેઠે હવા ખાવા લઇ જાઉં. તે મરૂં પુછવા આવીચ કે કાંહ જવાનુ ફાયદાકારક થશે ?"

"પણ સીકનેસ શું છે?"

"કોણુ જાંણે, હરવઇ ગેઇ તો પુરી ભુખે ખાતી નથી. કંઇ ઝાઝું હસ્તી બોલતી નથી. બસ ગમમાં ને ગમમાજ ફર્યાં કરેચ. એનાં મનમા શુ રમેચ તે હું શું જાંણું ?"

"તમે એવણુને સીધાં તમારે એલાવ ગામ ધકેલી દેઓ" ને અહિ તેણે તે ન્યુસ ફરીથી વાંચવા માંડયુ.

"બાવાજી સૌ ઘેરમાં કેમ છે ?"

"બધાં સારી કાની છે. હવે તમે સીધારો મનેબી જવાનું છે."

"તે દહાડે તો બીચારા ઘણો બરાપો કરતાંતા કે જીજીભાઈએ બનાજી-લોડજ તેનો બધો સામાન ઝવેરાત કપડાં સાથે મોર્ટગેજ મુકયોચ, ને મુદલ તો રહ્યું પણ વ્યાજબી નથી આપતા. મેં તો તરતજ કહ્યું કે તમારા ઘડપણનાં વખતમાં શું કામ એવો ભેજાંપર ભાર રાખોચ.—ચાલોની, સારૂંજ થયુ કે એ કરજનાં પેટામાં માણેકજીએ આંય તમારૂં ચોકડું ગોઠવી દીધું."

• "શું બોલોચ, તમે બકોચ શું?" તે ગુસ્સાથી બખાળ્યો.

"અરે જીજીભાઇ તદન આવી રહેલા, તેપર માણેકજી કામ ચલાવવાનાં ઉતા. એ લોકને બીચારાંને બહાર નીકલવું પડતે; પણ તેટલાં તમારા બાવાએ શીરીનને જોઇ ને જીજીભાઇને કહ્યું કે જો આંય છોકરીને તમે મારી વહું બનાવો તો હું તમારી પૈએ પૈ માફ કરૂં."

"તમે મેડ થઇ ગીયાંચ—કે હુ મેડ થયોચ?"

"દીકરા એ તદન ખરી વાત છે. જીજીભાઇ રડયા, તતરયા; પીરોજબાઇ છેડાયાં. એ શીરીન બે દહાડા ભુખા રહી ને લોડજમાં રડારોલ ચાલી એ છોકરી કહેજે હુ એવો સસરો લેઉં નહિ ને પીરોજબાઇ કહેજે હું એવા મારવાડીને તાંહ દીકરી પરણાઉં નહિ."

"આંય તમે બીલકુલ ગલટ વાત લાયાંચ. હુ તમારો એકબી બોલ માનતો નથી—તમે એ લોકનાં ઘેરની બારીક ખબર કાંહથી લાયાં?"

"એ શીરીનની આયા લુસી પાસેના ભીખઇજીની આયાને મલવા આવેચ તે મેં તે દહાડે બીડીના બે આના આપીને પુછયું ને બધું મને કહ્યું. કહેજે માયબાપ રડયાં તતરયાં ને ફરજ પાડી તે બીચારી છોકરીએ 'હા' કહ્યુ, બાકી એનું બધું દીલ બહેરામ કેકોબાદ પરજ છે."

"બસ——બસ કરો! તમે એક પહેલાં નંબરનાં તુમરાં અડડાઉ બાઇ છેઓ. તે દહાડે ઘેરે આયા તે જુદી વાત લાયાં; આજે જુદીજ નીંદા લઇ આયાં. હું કહુંચ કે તમે એક મરદ હતે તો આજે હું તમુને બરાબર એનો સવાદ ચખાડતે. હું હવે ફરીથી મારી આખી જીંદગીમાં તમારૂં મોહડું જોવા માંગતો નથી. એક દોકતર તરીકેબી

ફરીથી તમે મને મલતાંના નહિ તો ઘણુંજ પસ્તાશો——" તે પોતાની હેટ ઉંચકી ત્યાંથી એકદમ બહાર નીકળ્યો.

"માયરે, પોર્યો તો બડો ઝનુની ને પાજી દેખાયચ. પણ એ તો મારી વાતે એ ખુબ છેડાયોચ. ખરેખર એ તદન અંજાણ્યોજ ઉતો. સારૂ થયું મેં આજે એનાં કાનમાં ઝેર રેડયું તો. એ કૂદ્યો તો શું થયું ? પણ એને વાત તો જાંણી ? તેની અસર તો જરૂર થવાનીજ. ખુદા કરશે તો એ કાજ તુટશે—ને—ને—ખુદા છે—માણેકજીને સમજાવશું તો વરી પોર્યો કંઇ મારી ચાંદણુ પર નજર દોડાવેબો."

× × ×

શીરીનને મનથી તે છોકરી આખી દુન્યામાં હાલને કાજ સૌથી સુખી જીવડો હતી. તેને દુન્યાદારીની, કશાંની દરકાર કે ખ્યાલ હતોજ નહિ. બસ આખો વખત તેજ સુંદર આકાર—તેનો વ્હાલો પેસી-તેણીની આંખ આગલ તેની હાજરીમાં કે ગેરહાજરીમાં રમ્યા કરતો હતો. હમણુંબી તેજ સુખના ખ્યાલોમાં તે આવી પુગનારા જવાનની રાહ જોતી તે તે સુદર કોડીઓ સાથે પોતાની બુટની એડીથી રમત કરતી કયારની ખોટી થતી બાગમાં બેઠેલી હતી. જો કે દહાડો કંઇક વાદળાંઓથી ઘેરાયલો હતો ને જાંણે કુદરત તેણીની ખુશાલીમાં ભાગ લેવા ના પાડતી હોય તેમ રૂતુએ ઘેરાઇ જઇ તેણીની આસપાસ ઓજપ ફેલાવી દીધો; પણ તે બધાંની તેણીને દરકાર હતીજ નહિ, ને તે તો મોટા અંધકારમાં કે દોજખનાં ગારમાંબી પોતાના સાચ્ચા પ્યારના જોરથી તેની હાજરીમાં રહેવા ખુશીજ હતી.

"ઓ મારા પેસી. હું તારી કેમ ખાત્રી કરૂં કે આખી દુન્યાંમાં મને તારા જેવું વ્હાલું બીજું કોઈજ નથી. ઓ લેવો મરૂં, આવરદાનો લાંબો આ તીબી લાગો. એને દુરથી આવતો જોતાંબી કેવી મજાહ લાગેચ ?"

ખરેખર તે જવાન ગંભીરાઇથી ચાલી આવી તે છોકરીની સામે ઉભો. શીરીને તરતજ ઉભી થઇ તેને મોટી ખુશાથી વધાવી લીધો, પણ તે જવાન આજે જોઇએ તેવી પુરતી ખુશાલીમાં હતોજ નહિ. તેણીના મીઠા આવકારના જવાબમાં ફકટ તેણે પોતાનું કપાલ રૂમાલે ઘસડીને નુછયું ને તેણીની પાસેની જગાપર પોતે ધબ કરતો બેસી ગયો.

"જા બા પેસી, આજે એમ તું દુશ્મેન દુખી જેવો કાંય છે? શું છે, મને કેહ? તારા જીવને કંઈ ગમતું નથી શું?"

"મારો જીવ આજે ઘણોજ બેચેન છે. મને એમજ લાગેચ કે હું પોતે સુખી નથી."

"ઓવારૂ રે, એ શું તુને ધખારો લાગેચ? પેસી આજે એમ શું કરેચ? તું સુખી કાંય નહિ? શું મારેથી તું દુખી છે?"

તે જવાને તે બોલતી છોકરી તરફ કંઇક થપકાથી જોયું. પણ તે છોકરીની તપકીરયા આંખોમા તેને એટલી તો સચ્ચાઇ ને નીરમળતા વાંચી લીધી કે તે એક પળ ટગર ટગર ટીકતોજ રહી ગયો.

"તું તો જાંણે આજે મને એવા દોલા ધુરકચ કે આ પેસી મારેથી કંઇ વાંક થયો હોય! જો તેમબી હોય તો મને માફ કરજે યા શીક્ષા કરજે, પણ તું પોતે જરાકબી દુખી ના થા."

"હું તુંને કંઇબી પુછું તેનો તું ખુલ્લો ને તદન સાચ્ચો જવાબ દેશે?"

તે છોકરી એક પળ ચોંકી, સહેજ ધ્રુજી. "પુછ, બેલાશક પુછ."

"શીરીન, હું તો તુને મારાં સાચ્ચાં જીગરથી ચાહુંચ, ફકટ તુંને જોતાંને વાર હુ તારીપર દીવાનો થયોચ, એટલે મારી લાગણી તું સમજી શકશે. હવે હું તુને કોઇબી વધારે લંબાણ પુછી કંટાલો આપવા માંગતો નથી. પણ ફકત એકજ વાકય પુછુંચ તેનો મને ખુદાના નામથી સાચ્ચોજ જવાબ આપજે."

"આ પેસી, આજે તમે મને બીહધરાવી નાખોચ."

"બસ મને સાચ્ચું કેહ કે તારા મારી તરફનાં પ્યારમાં કંઇબી જાતની મતલબ કે ઢોંગ છે કે? શીરીન હું ઇચ્છુંચ કે તું મને ચાહે તેમાં બીજું કંઇબી કારણ આવેલું નહિ હોય!"

"પેસી, હું મારા ખુદાનાં નામથી તદન ખરૂંજ કેહુંચ કે જે પળે મેં તમુને પહેલવહેલા લોડજનાં દીવાનખાનામાં બેઠેલા જોયા તે પળ-થીજ હું તમુને મારા સાચ્ચાં દીલથી ચાહવા શીખીચ. તેજ પળે મને લાગ્યું કે જો કોઇબી માણુસ મને ચાહવા લાયક હોય તો તે ફકત તમેજ છેઓ. આજ સુધી મેં કદી કોઇનો વીચાર કીધો નથી. આ

પેસી, કંઈભી બને તે બનવા દેજો, પણ મને હવે છોડી જતા ના, કારણ હું હવે તમારા વગર કદીભી જીવી શકશ નહિ."

બસ-બસ; જોઈએ તે કરતાં આંય ઘણો લાંબો દીલ પીગળાવનારો જવાબ મલી ચુકો હતો. તે સાચ્ચા જવાને આ નીર્દોશતાના જવાબથી ખુશી થતાં તે છોકરીને મહોબતથી પાસે લીધી.

"શીરીન, હું હવે તદ્દન સુખી છેઉ. મારો ખુલાસો.મને મલી ચુકોચ. આપરે એકમેકને વરેજ સરજાયલાં છઈએ. એક સુખી સાંજે આપરે આપરી વીંટીઓ અદલાબદલી કરશું, ને તે ખુશાની ખબર તારા મમા પપાને જણાવશું." ને અહિ તે હેતવંતા બે જીવો પોતાની ખુશ ગુફ્તેગુમાં રોકાયાં.

અરે ઇનશાન, તુ કેવી મોટી મોટી આશાઓમા રમેચ; પણ લખ્યા લેખ આગલ તારો શું ચારો છે?

——:o:——

## પ્રકરણ ૪૦ મું.

### "બે હરીફો વચ્ચે એકજ આશા."

આખરે તે બે વ્હાલા જીવો વખતને તાબે થઇ છુટા પડયા. "શીરીન તુ ખુશાલ ને નચીંત રહેજે. આપરે કાલે તારા મમા પપાને આપરી ખુશાલીની ખબર પહોંચાડશું." ને અહિ તે ત્યાંથી ગુમ થઇ ગયો.

પણ તે તો હજુર જેમની તેમજ બેસી રહી. કોઇ દહાડો નહિ ને આજે તેને આવતાંને વાર આવી રીતે ગંભીર ને દલગીર થવાનુ શું કારણ મલ્યુ હશે. તેજ લાંબા ખ્યાલમાં તે બેસીજ રહી.

"કોણ બહેરામ? વરી તમે મારી આગલ કાંય આવા?" તેણીએ લગભગ કગળો પડતાં કહયું. ખુદા ખાતર મારી પુઠ છોડો. જાઓ, મમા પપા અંદર છે."

"મને તારી સાથેજ કામ છે. હું કંઇ ખવીસ છેઉં, શયતાન છેઉં, વાઘ છેઉ, વરૂ છેઉં કે મારેથી તું નાહરતી ફરેચ?"

તે છોકરી સહેજ નરમ પડી. "તાહરે કંઇ સીધી વાત કરવાનો હોય તો કર. ખુદાએ કાન આપ્યાચ તે સાંભલશ."

"બાનું, હું ઘણોજ ઉપકારી છેઉં કે તમે આજે ઘણે ઘણે દહાડે મારે વરે થોડો વખત ફાળતું પડયોચ. મારી કીમત તમે આંકી નથી. મારા પ્યારને તમે થોકરે મારયોચ. શીરીન, મારે વરે કંઇબી આશા હજુર છે કે?"

"તમે જાણોચ તોબી કાંય એકનું એક ટાહેલું કરોચ? હમણાંજ મારા પેસી કહી ગીયા કે કાલે આપરે મમા પપાને ખુશીની ખબર કહીશુ. હવે એક ગ્રહસ્થ દાખલ તમે એ વાત નહિ કરશો એવી હું આશા રાખુચ. બહેરામ, આપર એક ભાઈ બહેન તરીકે કાયમની દોસ્તી રાખી શકશું."

"કદી નહિ. મને તેવી દોસ્તી જોઇતી નથી હુ તુને ચાહુંચ. હું તેને તારી માંગણી કરવા દેનાર નથી."

"કોણ તુ? તેવણ કંઇ તુને નથી પરણવાના. તેવણ મને પુછશે. બસ. બસ બહેરામજી, હું તમુને સાફ કહુંચ કે મારા કોઇબી કામની વચ્ચે આવવાનો તમુંને જરાકબી હક નથી."

"તેમ તેનેબી તે હક હું લેવા દેવાનો નથી."

"પેસી મારો છે. સમજો બહેરામજી, પેસી જો મને નહિબી પરણે તો હું તેને વરેજ વરસો વેર ખોતી રહેવશ, પણ એનાં સીવાય હું કોઇનેબી મારો પ્યાર આપી શકવાની નથી."

"એ બધી તમારી હવે ઢોંગી ને પુસલાવનારી બોલી બાજુ મુકો. તમે પોતેજ મારી આગલ કબુલ કીધલું કે કે ગમે કે નાં ગમે પણ મારા મમાપપાને વરે મને એને પરણવુંજ પડશે."

"તે તો એક ખોતી ધારતી ઉતી. તેવણુનેબી હુ તદન પસંદ છેઉ."

"બસ, એક ઠગાઇમાં બીજી ઠગાઇઓ ઉમેરો ના...સમજ છોકરી, તું એક મોટી ઠગાઇ રમેચ. તે માણસને એક ખાનગી ગોઠવણથી અંજાણો રાખી તારી જાળમાં તેને ફસાવેચ. પણ તે પોતે એવી ગોઠવણનાં સાટાંથી પરણવા ખુશ છે કે તે તુંને પહેલાં જાણવું જોઇએ. તારામાં કીમત છે તો તું તેને એમ સીધો સવાલ પુછતી કાંય નહિ?"

"તેવી વાત વચમાં જોઈતીજ નથી. તેવણને હું પસંદ છેઉં, પછી વધારે શું જોઇએ? તેવણ ખરાં દીલથી મને ચાહેચ."

"અફસે ના રહેતી. હુ તેને તુને ચાહવા દેવાનો નથી, હજુરબી તું મને ઓરખવા શીખ. હું તુને એટલા જોશથી ચાહુંચ કે જો તેમાં મને નીરાશી આપશે તો હું એક ભયંકર માણસ બની જવશ. તું જેયચ તેવો હું રહેવાનો નથી તે પ્યારનો જોશ એક મોટા કીનામાં બદલઇ જશે. સંભાલ, હું એક જુદોજ માણસ બનશ—હજુરબી સમજ,"—તેણે એટલા જોરથી તે છોકરીનાં નાજુક આગલાં પકડયાં કે એક તીણી ચીસ તેણીનાં ગળામાંથી બહાર નીકલી ગઇ.

પણ તેજ પળે તે કઠોર જવાન એક સખત આચકાંથી તે નરમ જમીનપર તુટી પડયો. હા, આબાદ તેજ ઘડીએ પેસી તે બેઉ જણુની સામે આવીને ઉભો હતો. "શીરીન–ચ્યાંય શુ ?" ઘણાજ દમામી અવાજથી તેણે તેણીને એકદમ પુછી દીધું. તે મદદગાર જવાનને આવી ઉભેલો જોતાં તે છોકરી પહેલી પળે ખુશીજ થઇ, પણ પછી તે હબતી તેણીના ફીકકા ચહેરાપર એવી તો લાગણી ફરી વલી હતી કે ખરેખર તે એક દયાલાયક પીકચર હતું. તે હજુરબી તેણીના નજદીક ગયો. "હું પુછુંચ તે તું સમજેચ કે?—એનો મીનીંગ હું શું સમજું?"

"કઇબી નહિ પેસી, એવણુ મને બહોંસ કરેચ કે મારે એવણુનેજ પરણુવા કબુલ થવું, ને મારી મરજી નથી. બસ એજ વાત છે." તે જવાને મોટા ગુસ્સા અને તુચ્છકારથી તે હવે ઉઠીને ઉભા થયલા માણસ તરફ જોયું.

પણુ તે છોકરીના બોલવાપર મોટા ઠઠાથી ઘણુંજ ભયંકર હસ્તું હસ્તો તે 'દાદી--હાઉસ'નો વારસ ત્યાંથી બહાર ચાલ્યા ગયો.

"તારી ખુશી નથી તો એ માણુસની મગદુર નથી કે એ તારી સાથે વાત તો શું પણુ સામેબી આવી શકે." પેસીએ તે બીહયેલી છોકરીને માયાથી સમજાવી.

"પણુ તું હમણાં તો અહિંથી ગીયો ને પાછો કેમ આયો?"

"ડારલીંગ હું ગીયો પણુ તેટલાં મને મારી 'મેમો બુક'ની યાદ આવી. ગજવામાં નહિ હોવાથી કદાચ અહિં કેઠે પડી હોય કરીને જોવા આયો તો મેં તારી ચીસ સાંભલી. ખરેખર એ મુરખ માણુસને મને કંઇક વધારે સવાદ ચખાડવો હતો."

કેટલોક વાર તે છોકરીની આંખોમાંથી ઉપકારનાં આંસુઓ સરી પડયાં. તે જવાને તેને પ્રીતથી નજદીક લીધી. "મારા જાન, હવે તુંને હું એમની એમ છોડી જવા માંગતો નથી. મને જવાબ આપ ડાર્લીંગ, કે તું મારી ધણીયાણી થવા તદન તદન રાજી છેની ? એ છોકરાને વરે તારા દીલમા———"

"ઓ તદન ધીકકાર છે ! એને હું હવે જોવાબી રાજી નથી."

"મને જવાબ આપ. જો તારા દીલમાં સાચ્ચો પ્યાર હોય તોજ મને હા કહે. જો તુંને જરાકબી તેમાં ખતરો લાગે તો મને સાફ ના કહેજે. હું આ ઘડીએ ચાલી જવા તૈયાર છેઉં; જો કે તેમ થતાં હું કેટલો દુખી થાંઉ તે મારો જીવજ જાંણેચ. પણ—પણ—મને કોઇબી રીતનો ફારસ પસંદ નથી; બોલ શીરીન, મને તું એક પેસી તરીકેજ જીગરથી ચાહી શકચ કે ?"

તે છોકરી કંઇક દયાઇને ચુપજ રહી.

"વ્હાલી છોકરી, તુંને સુખી કરવાને વરે ખુદાએ મને જોઇએ તે કરતા વધારે સારાં સાધનો આપેલાં છે; જો કે પૈસા જેવી ચીજને આપરી વચ્ચે બોલવાને વરબી હું ખરા જીગરથી ધીકકારૂચ; પણ તે એક દુન્યામાં સગવડની ચીજ છે એમ તારૂં હું ધ્યાન ખેચુંચ. તો મને માફ કરજે; હુ તુંને સૌથી સુખી ધણીયાણી બનાવવાનું વચન આપુંચ. તેટલાજ ખાત્રાથી તું મને ફકત તારા નીરમળ સાચ્ચા પ્યારનું વચન આપ. મને બીજું કંઇજ જોઇતુ નથી."

" પેસી, હું શું બોલું ? જીંદગીમાં મેં તમુને ચાહયાચ. તમે પહેલા ને તમેજ છેલ્લાબી. ખુદા ખાતર મને તમે માનો. મારી વાત સાચ્ચી માનો. હુ તમુને ચાહુંચ. " તેણીએ ધીમે પણ દયામણે અવાજે બોલી દીધું.

" લે. તેની ખુશાલીમાં આંય મારી તરફની ભેટ." તેણે પોતાને આંગલેની વીંટી તેણીના હાથમાં સેરવી દીધી, " ને આંય તારી પનોતી વીંટી મને આપ. હુંજ આજથી તારો માલેક છેઉં." તેણીનાં ધુજતાં આંગલામાંની તે કીમતી વીંટી તેણે પોતાનાં આંગલામાં લીધી. " હવે હું નીરાંતથી જઇ શકશ. આપરે કાલે પાછાં મલશું. તે હવે તેણીને

લોડજની સીડી વેર માયાથી પહોંચાડી મીઠા શખુનો પછી હસ્તે ચહેરે બહાર પડ્યો.

———— :o. ————

## પ્રકરણ ૪૧ મું.

## ખાલેસ પ્યારમાં ખતરો!

આજની સહવાર ઘણીજ બીહામણી હતી. વરસાદ પડતો નહિ છતા ગાજવીજ અને સુસવાતાથી જાણે ચારે બાજુ ધમધમી રહી હતી. ઘેરણઘારણથી કુદરતભી જાણે નારાજીથી ડગડગી ગઇ હતી.

"મરેરે–આજે તો જાણે કંઈ બીહક લાગે તેવું તોફાન થઇ રહયુંચ, ગાજી વરસીને પડી જતો હોય તો કંઇ નહિ. પણ એવું બીહામણું—"પીરોજબાઇ બનાજી પોતાનાં ધણી સાથે વાત કરતાં એકદમ અટકી ગયાં. કારણ તે કીમતી પરદો હઠાડી શીરીન અને પેસી હસ્તે ચેહરે તેઓની સામે આવીને ઉભો.

"ઓ વાય, આવાં તુફાનમા તું કેમ આગો પેસી?" તેવણે માથાં પરની શાલ સરખી કરતા પુછ્યું.

"માયજી, આજનું મારૂં કામ એટલું અગત્યનું ને એટલું ખુશાલીનુ હતું કે મને એવાં તુફાનમાં હીમાલયપરબી ચહડતું પડે તો હું ચુકું નહિ."

"તે વરી શું?" હવે જીજીભાઈ વચ્ચે પુરાયા.

"માયજી, બાવાજી, હું તમારા લોકની માફ માંગુચ કે મેં તમારી રજા પુછી નથી. પણ મારી ખાત્રી છે કે તમે સાંભલીને ખુશી થશો કે મેં શીરીનનાં હાથની માંગણી કીધી ને એને મને ઘણી ખુશીથી હા કહયુંચ. હવે અમે તમારા લોકનાં આશીશને વરે બોટી છઇએ."

આ ઓચીંતી ખુશીની ખબરથી જીજીભાઈ તો ગુંગલાઇજ ગયા; પણ પીરોજબાઇએ ઝડપમાં નજદીક આવી તે બેઉ જણાંને ઓવરણા લઇ લીધા.

"અમારા જેવું ખુશી બીજું કોણ હોય? મરૂં તમારા લોકનું ન્હેડું ઘણું ઘણું જીવજો ને દરેકે દરેક આબાદી ને સુખમાં રમતાં રહેજો."

જીજીભાઇ ઉઠો તો, આપરાં બચ્ચાંઓને એ લોકની ખુશાલીમા ઉલટ આપોની? એમ બેસી શું રહયાચ?"

"હું પોતે તો એટલો ખુશી થઇ ગીયોચ, કે શું બોલવુ તેબી મને યાદ આવતું નથી. વેલ, દીકરા પેસી આજની ખુશાલીમાં હું ખુદાને એટલુજ કેહુંચ કે તે સાહેબ મારા તમો બેઉ બચ્ચાંઓને સદા મહોબતવંતા ને સુખી રાખે." ને અહિ જીજીભાઇએ તે બેઉ બચ્ચાં-ઓને પેટમાં દાબ્યાં.

હવે શીરીન અને પેસી ખુશાલીથી ઉભરાતાં દીલે પોતાના હમેશના માનીતા કયારામાં ગયાં; પણ ત્યાં જતાંજ તે બેઉ જીવો સખત ચોંકયાં.

અરેરે—આજે ફરીથી તેજ જવાન—ગઈ કાલનો તે ભયંકર માણુસ—'દાદી-હાઉસ'નો તે જવાન વારેસ—બેઉ હાથે અદબ વાળી જાણે તે લોકનીજ રાહ જોતો હોય તેમ ચુચી આખે તમામ કપટ વેરથી ટીકતો ચુપ તતણખાર ઉભો હતો.

"અહિ તારૂં શું કામ છે?" પેસીએ કંઇક તોરથી પુછયું. પણ તે માણુસ એક થાંભલાની પેઠે સ્થીર તેઓને ઘુરકતોજ ઉભો હતો. તેણે નહિ ત્યાથી ખસવાની મરજી બતાવી કે નહિ કંઇ દોસ્તીની રીતીએ વાત કરવા માંડી. બસ, ભયભરેલી રીતે તે ડોળા કહાડી ઉભોજ રહયો.

"તમે અહિ શાંને બરે ઉભા રહયાચ? અંદર મમા પપા છે, જાઓની"

"હું ફકત તારી સાથેજ વાત કરવા માંગુચ; મને મમાપપા સાથે કંઇ કામ નથી," તે ઘણુંજ જોરથી બોલ્યો. પણ આય સાભલ-તાંજ પેસી બે ડગલા તેની તરફ ધસી ગયો.

"સંભાલજે. હું આંય બાનુને મારી સામે જરાકબી અપમાન થવા દેવાનો નથી. તે તારી સાથે વાત કરવા ધીક્કારથા ના પાડેચ. બસ, ચાલી જાઓ અહિથી"

"શું કામ જશે? મને તમુને ઘણું અગતનું કહેવાનુ છે. તારા જેવા છતી આંખે આંધલા ને છતા કાને બહેરા માણુસને કંઇક વધારે ખરી ખંખારીને મને કહેવાનુ છે, ને તે કહયા વગર હું અહિથી ખસવાનો નથી."

એકજ પળ પેસીએ તે મુંગી ઉભેલી છોકરીનો ચેહરો ટીકયો, પણ તેણીને તદનજ ચુપ રહેલી જોતાંજ તેણે વધારે તોરમાં કલ્લો કીધો. "બસ જાઓ મને તમારૂં કંઇજ સાંભલવું નથી. જે કહેવું હશે તે આ બાનુ મને બધું કહેશે."

"હાહાહાહા, એવી આશા રાખતાજ ના. એવણુ તમુને કહેવાનાં હોતે તો અત્યાર અગાઉનાં તમુને જણાવી ચુકાં હોતે. યાદ રાખજો, મલકઇ મલકઇને જેની પાસથી તમે રોજ સાચ્ચા પ્યારની ભીખ માંગોચ તે બીલકુલ સાચ્ચો નથી તે બધો ફારસ છે–તદન ઢોંગ છે. એક મોટો નાટક છે–તદન રચાયલો દગો છે!"

"બસ, એકદમ તારી તુંદ જબાન બંધ કર! તારી આંખે દેખાતું નથી કે આવી એક બાનુ કદીબી દગો રમી શકે કે?"

"મને શું પુછાય? એવણુનેજ પુછોની—કે—તમારી સાથે એને કંઇબી ઠગાઇ કીધીય કે?"

તે છોકરી હજીબી ચુપજ રહી. પેસીનો જીવ ઉકલઇ પુઠલઇ જતો હતો. "શીરીન--શીરીન, આય માણુસને એકદમ ખોટો પાડ!" તે જવાનનો તોરવંતો હુકમ સાંભલતાંજ તે વધારે ગભરાઇ, વધારે ગુંચવાઇ, પણ હજુરબી તે ચુપજ રહી.

"એવણુ પાસે બધા તદન સાચ્ચોજ પ્યાર ઉભરઇ જાયચ તો કાય નહિ મને જુઠો પાડતાં?"

"બોલ શીરીન, જલ્દી બોલ. શું તારી પાસે મારે વરે સાચ્ચો પ્યાર નથી?" તેણે એવા તો ધાધારી અવાજે પુછ્યું કે તે છોકરી કંઇક ધ્રુજવા લાગી.

"પેસી તમે ગુસ્સે ના થાવો, હુ તમુને સઉથી પવીત્ર પ્યારથી ચાહુંચ."

પેસીએ કંઇક મગરૂરીથી તે માણુસ તરફ જોયું.

"જુઠું—તદન જુઠુ— હડહડતું જુઠું! હું તમુને ખરેખરૂં કેહુંચ કે આ લોડજમાં તમારી પહેલી મુલાકાતની અગાઉથીજ આ છોકરી પોતાનાં માબાપનાં હુકમને કબુલ થયલી કે કોઇબી રીતે તમુને તે પરણુશેજ! બોલો, તમુને જોયા અગાઉ એવણુનો પ્યાર કીયાં ખુણુંમાં

ભરઈ રહેલો ? એક માણસને જોયા અગાઉ કદીબી શું પ્યાર શરૂ થઈ શકે ? આંય છોકરી ઘણી જુદી ને ઢોંગી છે. હું તમુને ખુલ્લું કહી દેઉંચ કે તમારી સાથે એક મોટામાં મોટી ઠગાઇ કરવામાં આવીચ, જે તમે જોઇ કે સમજી શકતા નથી. તેજ ઠગાઇમાં આંય તમારી તદન સાચ્ચી છોકરીએ સઉથી મુખ્ય ભાગ ભજવ્યોચ એક તમારે વાસ્તે મોટું છટકું ગોઠવવામાં આયું ને તેમાં તમે ઘણીજ મોટી સહેલઇથી સપડાઇ ગીયાચ. હા હા હા હા!" તેનાં કઠોર ઠઠાનાં હસ્વાથી પેસીનુ. દીલ એટલુ તપી આવ્યુ કે તે તેનાં દીલપર ધસી ગયો.

"ખામોશ—ખામોશ—બસ મારેથી વધારે સાંભલી શકાતું નથી, તે હવે તે છોકરી તરફ ફર્યો.

"શું તું આંય માણસને ખોટો પાડી નથી શકતી? શીરીન બોલ, કંઇબી બોલ."

કંઇજ નહિ. તે જેમની તેમજ ઉભી રહી.

"ખોટો કેમ પાડે ? હું બધી ખરીજ બનેલી વાત બોલુંચ. એ કેવી રીતે તે ના કહી શકે ? —સાંભલો—તમારા બાવાએ ને એનાં બાવાએ પૈસાની મોટી લેણદેણની સમજુતીમાં આંય છોકરીનું વેચાણ એકમતથી પસાર કીધું. ફકત પૈસા ખાતર———ફકત પોતાના બાપને બચાવવા ખાતર એને તમુને કબુલ કીધાચ. જીજીભાઇએ પોતે તમારે વરે મોટી સુંગ દેખાડી, પણ નાચારીથી આવી સુંદર છોકરી તમુંને આપવા કબુલ થયા. બાકી એક વ્યાજખાઉના છોકરાને દીકરી આપવા અગાઉ પીરાજબાઇએ આંખોમાંથી આંસુઓ પાડયાં; ને આંય છોકરીએ તો ચાર દહડાવેર લોડજમાં મોટું તુંફાન ઉઠાવેલું. પણ કપડાંભર બહાર નીકલવુ પડે, માયબાપને ભીખારી થઇ જવું પડે, કરીને તમુને જોયા વગરજ કોઇબી રીતે બસ તમુને પરણવાનું નકકી કરી રાખેલું, સમજ્યા શેઠ ? ને તમે એક માછલીની કાંની આબાદ મુકેલી જાળમાં સપડાઇ ગયા. ને બધું થયા પછી હવે તદન સાચ્ચા પ્યારનીં બાકાં ફુંકાયચ, ! —અરે સાહેબ એવા ફારસ ને ઢોંગ તમે હવે નહિ સમજો તેટલા સારા—હાહાહાહા ! "

તે ફરીથી હસવા લાગો.

નીકલી પડતે ડોળે. ને ઉઠલઇ જતે દમે આ સામે ઉભેલા માણુસ તરફથી બોલાતું સાંભલતો તે જવાન કંઇ નહિ સમજ પડે તેવી રીતે તદન સ્તબ્ધ થઇ ગયો હતો. શું બોલવું ને શું નહિ ! કીયું માંનવુ ને કયું તુચ્છકારવું તે કંઇ તેને સમજ પડતી નહિ. તેણે પોતાનું કપાલ જોરથી દાબ્યું. પેલી ડોસીબાઇબી કઇ એવીજ વાત કાલે કરી ગઇ ને આબાદ તેજ બીના આ માણુસ આજે બોલ્યો જતો હતો ! તેણે ફરીથી તે ધ્રુજતી બીહતી ચુપ ઉભેલી છોકરી તરફ જોયું. ખચીત, તેની આંખોમાં ખુલ્લો ભારી થપકો દેખાઇ આવતો હતો. તેને વધારે ઉશ્કેરતો તે માણુસ ફરીથી બોલવા લાગો “ ‘ ગમે તેટલા પૈસા હોય તો શું થયું, પણ ખાનદાન તો નહિજ કેની ? —હું એવા ડર્તી માણુસની વહુ કદીબી નથી થવાની ! ’—આય છોકરીનાં તે પહેલા શબ્દો ઉતા; સમજયા પેસ્તનજી શેઠ ! આય મગરૂર ખુબસુરત છોકરીનું કીમતી ઇનામ તમારે ફાલે કદીબી નહિ આવતે; પણ એ તો સારૂ થયુ કે જીજીબાઇ કરજમાં ડુબી ગીયા કે આંય છોકરીએ તમુને કબુલ કરી દીધા—હા હા હા હા હા!”

આંય સખત અપમાનથી પેસીનો ચેહરો લાલ થઇ આવ્યો. તેનો જીવ ઉકળી આવ્યો, તે એકદમ તે માણુસનાં આંગપર ધસ્યો, “ મુરખ હેવાન; તું એકદમ તારી જબાન બંધ કર, નહિ તો આય એકજ મુકકીથી હું તારૂં મોત લાવશ.” ને અહિં તેણે એક જોરાવર તમાચો તે માણુસને ખેંચી કહાડયો, પણ તે આવતી લપડાક બચાવી લેતાં તે માણુસ ફરીથી ઠઠાથી હસવા લાગ્યો.

“ તારી આંખો ઉઘાડ, ને ફસતો બચી જા !” તે બડબડતો બડબડતો ને તુચ્છકારથી જોતો, ઠઠાથી હસતો, ત્યાંથી સરભોગ બહાર ચાલી ગયો.

———:૦:———

## પ્રકરણ ૪૨ મું.

### “ ઘાતકી છોકરી, શું તારી આંય ઝલકતી ખુબસુરતીને તેં એવી એક નીચ યુકતીમાં વાપરવા દીધી ? ”

પેસીની આંખે જાણે અંધારાં આવી જતાં હોય તેમ લાગ્યું. તેને તે નજદીકનું ઝાડ પકડી લીધું ને આખે હાથ ધાંકી દીધો. અરે તે

શુધ્ધા જવાનને એવુ થયું કે આ મકાનમાં આવું સખત અપમાન ખમવા આવ્યા અગાઉ તેનું મોત આવ્યું હતે તો વધારે સારૂં થતે. તે પોતાની નામોશીથી અતીશય કમકમ્યો ને બંધ આંખોએજ તેની ઉંચા મગરૂરીને લાગેલો ફટકો તેણે મોટી મુસીબતથી ખમી લીધો. પેલી ઘાતકી છોકરી, જેણે તેને આંય આવી કંગાળી હાલતમાં લાવી નાખ્યો હતો, તેની તરફ હવે તેણે જોયું. ઓહ, જો કે તેણે ખરાં દીલથી ઇચ્છયું કે, તેની આંખો બંધ હતી ત્યારેજ તે ત્યાંથી ચાલી ગઈ હતે તો વધારે સારૂં થતે!

પણ નહિ! તે છોકરી હજુબી ત્યાંજ તેમની તેમજ ઉભી રહેલી હતી. તેનો ગોલાબી ચેહરો તમામ રૂની પુની જેવો સફેદ થઇ ગયો હતો. તેની સુંદર ચલકતી આંખો ધાસ્તીથી તદન સ્થીર બની ગઇ હતી. તેણીનાં હમેશનાં લાલ પરવાળાં જેવાં હોથો સફેદ બની જઇ ફરફર ઉડતા હતા.

અરેરે, એકજ કલાકની અગાઉ તેણી કે જે સૌથી સુખી પળની ફતેહમાં ખુશાલીની ટોંચે પુગેલી એક ખીલતી કળી જેવી તતનખાર, સુખી, રોબવંતી ને મગરૂર હતી, તે હવે તમામ દુખમાં ડુબેલી, ધાસ્તીમાં થરથરતી. ઠપકાથી ધ્રુજતી, હવે શું થશે તેનાં ખ્યાલથી બળી જળી જતી જીવતી મુવેલી જેવી ઉભી હતી!!

અરે, તે જવાનની આંખો તરફ એક પળ જોતાં તે વધારેજ ધ્રુજી.

હમેશનો તે સાચ્ચો, શુધ્ધો, દયાળુ પ્યારવંતો ચ્હેરો ગુસ્સાથી તમામ ઘેરાઈ આવ્યો હતો તેની હમેશની મહોબતવંતી આંખો આજે ઘણાં મોટા ઠપકાથી તેની તરફજ ટીકાયલી હતી.

ઓ પ્યાર—દીવાના પ્યાર!—તે છોકરીને લાગ્યું કે આ આવા ચીંતાનાં વખતમાંબી તેણી તેને ઘણોજ વધારે ચાહતી હતી. શીરીનને લાગ્યું કે તેનો તમામ ગુસ્સાબાજ, મગરૂર બહાદુર દેખાવ જોતાં તેણી તેનીપર તનબદનથી વધારેજ ફીદા થઇ રહી હતી.

પણ અફસોસ, જે ખરૂ હતું તે તેણી ખોટું કેમ કરાવે?

"મને જવાબ આપ. શું આય બોલાયલું બધું ખરૂં છે?" એક ડગલું નજદીક આવતાં તે જવાને અતી ઘોઘારી અવાજે તેણીને પુછી દીધું.

અરે પરવર!—તે અવાજમાં માયા મહોબતનો બીલકુલ અંશ હતોજ નહિ. તેણે તે બોલબોલ ખરૂં માની લીધું હતું એમ ખુલ્લુ દેખાતું હતું.

"તે ખરૂં હોવુંજ જોઈએ ! કારણ તું જો ખરી હોતે તો તે માણુસને તું જરૂર મને આવું મોટું અપમાન કરતો અટકાવી શકતે." કેવાં મોટાં દુખથી તે બોલ્યો કે તે છોકરીનાં દીલમાં ઝઝણી ભરાઇ આવી. પોતાને હાથે તે માણુસ આટલી હદ સુંધીનો દુખ ખમી રહયો હતો એ વીચારતાં તેણીએ શરમથી નીચે જોયું. તેણીનો દીમો પુરતો ભરાઇ રહયો હતો અને તે હવે વધારે નહિ ખમાવાથી ખુલ્લુ, મોટું રડતું રડવા લાગી.

"બસ, મને હવે કઈમા વધારે કહેવું નથી—કે તારી તરફનુ કંઇ સાંભલવુ નથી તારો દેખાવ ને તારી ચુપકીદીજ મને ખુલ્લું ને સાચ્ચું કહી આપેચ કે તે બેશરમ માણુસ જે બધું બોલી ગયો તે તદન ખરૂંજ છે. અરે ધાતકી ખુબસુરતી. મને નહિ માલમ કે તું એક જીગર નહિ પણ પથ્થર ધરાવેચ. તુને શું તે વખતે મારી દયા નહિ આવી? તું એકબી શબ્દ મારી તરફથી કે તારી તરફથી બોલી શકી નહિ? મારા જેવા સાથે એક ઠગાઇ રમવા અગાઉ તુંને ઘણો લાંબો વીચાર કરવાનો ઉતો. ઓ દયાહીણુ મારાં જીગર સાથે તેં ઘણી સખત રમત કીધીચ. હું કદી શાંખી શકું નહિ, હું કદી તુને માફ કરી શકું નહિ. હું જાઉંચ, તું મને ફરીથી કદીબી જોવાની કે મલવાની આશા રાખતી ના."

અરેરે, કંઇક વખતની તે છોકરીની ચીપતાઇ ગયલી જબાન આ ભયંકર વાકય સાંભલતાંજ ઓચીંતી ઉપડી ગઇ.

"ઓ મારા પેસી, ખુદાને ખાતર મને છોડીને ના જાઓ!"

"શું આવી ખુલી ઠગાઇ છતાં હું અહિ થોભી શકું? તમે ને તમારાં માયબાવાએ મને એક ઇનશાન નહિ પણ એક મીણનું પુતલું ધાર્યું, કે જેમ તમે લોક મને વાલશો તેમ હું વલશ. પણ એમાં મોટી ભુલ છે."

"તમારી સમજવામાં ભુલ છે. તમે શું કામ માનોચ ? એ માણુસે અદેખાઇને મારે તમુને બધું કહી સંભલાવ્યુચ. તે ઇચ્છેચ કે તમે

મને છોડી જઇને તમે તેનું ધાર્યું કરી આપોચ. મારો શબ્દ માનો, મારો પ્યાર સાચ્ચો છે. તેની સાથે કોઇબી ચીજ ભેલી ના નાંખો."

"બોલ, ફકત એટલુંજ બોલ, કે તે માણુસ બોલી ગયો તે બધું તદન ખોટું છે. બોલ–એમ મારી ખાત્રી કર." તે હુકમી ધબે બોલ્યો.

તે છોકરી એક વખત પાછી ચુપ થઇ ગઇ.

"બોલ, શું મારા બાવાએ તારા પપા સાથે પૈસાની ગોઠવણુ નથી કીધી ? શું મને આય લોડજમાં બોલાવવાનું એક અગાઉથી થયલી ગોઠ–વણુ નહિ ઉતી ? શું તુંને મારી સાથે પરણવુંજ પડશે એમ તુંને તારાં માંય ને પપાએ મારા આવ્યા અગાઉ સમજાવી નહિ રાખેલું ? ઓ પરવર, તારી ચુપકીદીથી મારૂં લોહી બંધાઇ જાયચ ! ઓ છોકરી, મારૂં માથું એવું ભમેચ કે મને લાગેચ કે હું મેડ થઇ જવશ, ઘાતકી છોકરી, તારી આય ઝલકતી ખુબસુરતીને શું તેં એક એવી નીચ યુકતી માટે વાપરવા દીધી ? ને મારા જેવા એકને તેનો શીકાર બનાવ્યો ? ઓ ખુદાના શુકર, કે હજુરબી હું એવી એક ઠગબાજીનો પુરો શીકાર થતો બચી ગીયો ! તારા જેવી એક ઢોંગી છોકરીના ખોટા પ્યારમાં ફસતો હું છુટી ગીયો !"

"જેવરી મારૂં માનો. એ પ્યાર ખોટો નથી. તદન સાચ્ચો, પહેલી નજરનો, પવીત્ર પ્યાર છે. ખરૂં માનો, મને ના છોડી જાઓ ! તમારા સીવાય કદીબી હું કોઇ સાથે પરણી શકવાની નથી."

"એ ફકત તમારાં ને મારાં દીલને મનાવવાની વાત છે. તમારૂં કુટુંબ ભયમાં ઉતું એટલે તમારૂં મન તમે એવું માની લઇ મોટું કીધું હોશે."

"મેં મારૂં દીલ તમુને જોતાંવારજ પારખ્યું."

"એમ બનેજ નહિ. જે માણુસને તમે એક વ્યાજખાઉના દીકરા તરીકે ઓલખ્યો તેની પર કદી દીલ લાગેજ નહિ. એવાં મનો પછી મહોબત બની શકેજ નહિ. શું એ વાત ખરી નથી, કે હું કોઇબી હોઉં, કેવોબી હોઉં, પણુ તમુંને તો મારી સાથે પરણવાનીજ ગોઠવણુ આગલથી થઇ ચુકેલી હતી ? જવાબ દે."

"હા."

"શરમાવુ જોઇએ !" તે કમકમ્યો, "હું આય લોડજમાં વસનારાં-ઓને આવી એક ઠગાઇને વરે કદીબી માફ કરી શકું નહિ. હું તદ્દન નીરમળ પ્યારમાં માનનારો છેઉં. તે એક એવો પવીત્ર ને સીધો રસ્તો હોવો જોઇએ કે તેની વચમાં એકબી મતલબ કે શક કે આડો વીચાર હોવો જોઇએ નહિ. કમનસીબ હુ—કે મને પોતાને તેવોજ એક ઉંચો પ્યાર મેળવવામાં મેં ભાગ્યશાળી માની લીધેલો; પણ નહિ; અફસોસ, મારી સાથે દગો રમાયોચ ને તેમા તેં મોટો ભાગ લીધોચ! હું તુને કદીબી માફ કરવાનો નથી."

"ઓ, એટલા ઘાતકી ના થાવો !"

"દયાહીણ જીવ—— ઘાતકી હું કે તું ? મારૂં દીલ હું હજુરબી દેખાડી આપશ. તમારા બાવાને કહેજો કે આય કાજ તુટેલું સમજે; પણ તેની સાથે સંબંધ રાખતી પૈસાની ગોઠવણ તેમની તેમજ રહેલી સમ-જજો; તેમાં કંઇબી ફરક પડવાનો નથી."

તેણે હવે તે છોકરી તરફ ઘણીજ કરડાઇથી જોયું.

"ફકત પૈસાનેજ ખાતર તેં મને ચાહયો---ધીકકાર છે તારી લાગણી પર! —ફરીથી મારી આશા રાખતી ના !" ને અહિં તે જવાન ઘણોજ ગુસ્સા અને નીરાશા સાથે ત્યાંથી એકદમ બાહાર નીકલી ગયો.

અરેરે ! તે કમનસીબ છોકરી-સાચ્ચી છતાં જુઠી ઠરી ! નીર્દોષ છતાં ઠગારી ગણાઇ ! અરે તેના બધા તાણા તે ખમી શકતે, પણ પ્રાણ કરતાબી પ્યારો તે જવાન તેણીને ધીકકારથી થોકડે મારીને સદાને માટે ચાલી ગયો એ જોતાજ તે કમનસીબ છોકરી તે નરમ જમીન પર ઢગલો થઇને તુટી પડી.

——:o:——

## પ્રકરણ ૪૩ સું.

**"બાવા, તમારી રીતભાતથી તમે મને બીલકુલ શરમમાં લાવી નાંખ્યો. હવે મને વધારે ના બોલાવો."**

ડૉ૦ પેસી શરોફ ઘણાં મોટાં દુખ અને આફતથી દબાયલો શીરી-નને હમેશની છોડીને જ્યારે કવીન્સ રોડપરના પોતાના મકાનમાં પુગો ત્યારે સારૂં થયું કે માણેકજી ઘેરમાં હતા નહિ, પણ જ્યારે તેવણ આવ્યા

ત્યારે પેસી પોતાના તમામ લગેજ સાથે મુસાફરીને માટે તૈયાર થઇને ઉભો હતો. "હેં, એ શું ? કાંહ ચાલ્યો બેટા ?"

"જહાનમમા !" તેણે તે નરમ શોફાપર બેગી જતાં પોતાના બેઉ હાથોમાં મોહડું ઘાકી દીધું.

"અરે પણ થયું શું ? જરાક બોલ તો ખરો."

"મને•ના પુછો—હું પુરતો દુખી થઇ ચુકોચ."

"અરરરર પોર્યા, એ શું ધખારો તારા ભેજામાં આવી ગીયોચ, કંઇ કહેને ?" તેવણે પોતાની પાઘડી તેગલપર મુકી દીધી ને મોટી માયાથી તે દીકરા પાસે બેસી ગયા. "પણ તુ જાયચ કાંહ ? આંય વખત મને પુછ્યુ પરછ્યુ બી નહિ ? એમ એકાએક તઈયાર થઇ ગીયો ? હવાખાનું ગણુને સાયુ; તું કેટલા વખતને વગ જાયચ અરે કંઇ બોલની ? બધું ના રહ્યુ પણ પેલી છોકરી તારા વગર——"

"બસ બાવા, એ વાત બંધ કરો."

"પણ શુ વાત બનીચ, જરા મને કેહ તો ખરો. કઈ તમે બેઉ વચ્ચે ઘરણુ લાગુંચ ? પણ તેમા શું—એ તો જરા છમકલું લાગેબી ને હોલવાએબી; તેમા લાગલો ગાસડા પોતલા શાનો બાંધી બેઠો ? લાવની આય કરતો કે જઇને જીજીભાઇને કહી આવું—બોલ, શું બન્યુંચ ?"

"બાવા શું બન્યુંચ તે મને પુછોચ ? તમે મારી આબરૂ લીધી; મને સારા માણુસોમા હલકું લગાડયુ. તમારી રીતભાતથી તમે મને બીલકુલ શરમમાં લાવી નાખ્યોચ. મને વધારે ના બોલાવો. જે તમે મારેથી છુપાવેલું તે મે બધુ જાણ્યુંચ. મને વખત થાયચ. મારૂં થોડું બોલવું સમજી લેઓ." તે હવે તે સોફાપરથી ઉઠયો. "તમે જે ચીજને ખુદા તરીકે ગણોચ તે ચીજને હું મારાં જીગરથી ધીક્કારૂંચ. તમે તો બસ પૈસાને ને પૈસાનેજ તમારો ખુદા ગણીને બેઠાચ, તેને પુંજોચ. તમારે મનથી દુન્યામાં એથી વધારે અગાતની ચીજ કંઈજ નથી."

"હવે જરા ટુંકું કરોની ને આગલ ચલાવોની !"

"શું આગલ ચાલું ? બસ એ પૈસાને હું મારાં ખરાં દીલથી ધીક્કારૂંચ, કારણ એજ ચીજે આજે મારૂ નખ્ખોદ વાલ્યુંચ."

"ઘણા ડાહ્યા ના થાવો; એક પચ્ચીસ રૂપ્યાનો કલાર્ક આજે તમારે વરે ત્રણ કરોડ રૂપ્યા એકઠા કરીને બેઠોચ એ તમુને ખાતાં ખુદારતાં સારૂં લાગશે કે?—ને તાહરેજ બાવાને યાદ કરશો. કોડી કોડી એકઠી કરૂંચ પણ તું જોયચ કે મારા જીવે હુ કંઈબી ખાઉંચ કે પહેરૂંચ? જે વાપરોચ તે તમેજ સાહેબ લોક થઇને ફરોચ ને ઉડાવોચ. મેં તો તમારી અધીંબી આજ સુધી જોઇ નથી, ને બાવાના લાડનો આજે આવું બોલીને બદલો વાલોચ કે?"

પેસીએ એક પળ તે બોલતા બાપ તરફ જોયું. ખરેખર, તેના પોતાના અપ-ટુ-ડેટ ડ્રેસમાં ને તે મેલી ડગલીમાં બેઠેલા બાપમાં ઘણો મોટો ફરક તેણે જોયો.

"તમુને એવી મના છે તેને હું શું કરૂં! તમે કાંય નથી તમારે જીવે ખાતા પીતા, કોણ અટકાવનાર છે! તમે મારા સુખમાં એ પૈસાને આડો ધર્યો ને એ પાપી ચીજે મારાં શરબતનાં પ્યાલાંને મારાં મોહડાંમાંથી સદાનું લુટી લીધુંચ. અરે, હું હમણાં એવો શોકડ ખાઇને પડેલો છેઉં કે હું નહિ ધારતો બાવા, કે હવે ફરીથી હું કદીબી પાછો ઉઠીને ઉભો થઇ શકું."

તે દુખી થતાં બચ્ચાંને જોતાં માણેકજીનો જીવ બળી જતો હતો. "પેસી, ખુદા ખાતર બોલ કે થયું શું? મને કહે."

"કહેવાનું ઘણું નથી પણ ખમવાનું અનહદ છે. તમે તે લોકનાં લેણદેણમાં મારૂં કાજ કરવાની વાત ઘુસાડી ને એ રીતે તે માયબાપે છોકરી પર મારે વરે દબાણ કીધું, ને તેણે મને 'હા' કહ્યું. ઓ ખુદા, એમાં સાચ્ચો પ્યાર કદી હોય શકેજ નહિ! ફકત મારા પૈસાને ખાતર તે મને પરણે? ઓ પરવર, હું તે કદીબી ખમી શકું નહિ!" તે તે બારીને અઠીંગીને ઉભો ઉભો ઉડાં નીસાસા નાંખતો હતો; ને દયાથી દાઝી જતો તે બાપ તેને ધારીધારીને જોતો હતો. "એવું જોડું કદી સુખી થાય નહિ. તે પોતે સુખી થાય નહિ ને મને સુખી કરેબી નહિ. શું એને કોઇબી લગન કહી શકે?"

"અરે ગાંડા, એ શું ડોહચાણ કરી આયોચ ! આવી ખુબસુરત છોકરી જોઇને તારે વરે સાંટું ગોઠવી આપ્યું ને——"

"તમુને ગોઠવવા કહ્યું કોણે ? એવી ગોઠવણ વગરજ અમુને કાંય નહિ સાથે મેલવ્યાં તો હું તેની લાગણી પીછાણી શકતે ?—બાવા, ખુદાના હુકમથી હું ફસતો બચી ગીયોચ. હું હંમેશનો છુટોચ."

"અરે દુકતા, એ તું બકેચ શું ?" તેવણ ઉકલઇને પાછા થબકાયા.

"બકે શું——શીરીન ને હું——સદાને વરે છુટાં થયાંચ."

• "અરેરે, તે પોરી તો તારી પર જીવ પ્રાણ આપેચ; પછી તુને વાંધો શું રહયો ?"

"બાવા, તમારા જેવા એક વ્યાજખાઉના છોકરાને તે કદીબી પસંદ નહી કરતે એમ મારી ખાત્રીં થઇચ. ફકત માયબાપને સુખી કરવા તેણે અને કબુલ કીધો, તેવાં લગન મને જોઇતાં નથી."

"તારો જવાબ તું આપી આયો ?"

"હા. હું તેને હંમેશની છોડી આયોચ."

"અરરરરર ! તાહરે તો મને પાછો બધો હીસાબ કહાડીને એ જીજીપર દબાખ્યુ કરતું પડશે."

"ખબરદાર બાવા !" તે જવાને એકદમ બાંગ પાડી દીધી. "હવે તે વાત કરતાજ ના. હું પુરતો દુખી થઇ ચુકોચ. એથી વધારે તમે મને દુખી કરતા ના. બસ—મારી મરજી છે કે જે ગોઠવણ તમારા લોક વચ્ચે થયલી છે, જે માંડવાળ થયલી નકકી છે, તેજ કાયમ રાખજો. મારા છુટા થવાથી તેમાં જરાકબી ફરક પડવો જોઇએ નહિ."

એ તું કંઇ ઘેલો બેલો થયોચ ?"

"બાવા, હું તમારૂં એકજ બચ્ચું છેઉં ને તમારૂં જેબી કંઇ છે તે બધું મારૂં છે. બસ એમજ સમજો કે એટલી રકમ મેં કોઇબી ધરમખાતે આપી દીધીચ. મારા હીસાબમાંજ તે કમતી થશે. તમે બસ • એ ગયલાજ સમજજો."

"અરરરર દુકતા, મારાં પસીનાના પૈસા-અર્ધાં ને દોહડયામાં દોહડયું ઉમેરી મેં એકઠા કીધલા પૈસા, શું તું એમ દારવાટલો કરા—

વવા માંગેચ ? એક પારકા માણુસપર મારો પોણોં લાખ રૂપીયો ?—હાય હાય !-"તે પ્યારા બેટાનાં સુખનાં નાશની ખબરથી તેવણુ જેટલા દલગીર નહિ થયા તેટલા આ પૈસાની બરબાદીની વાતે તેવણુના હાથ પગ ગગડી ગયા.

"હું હમણાં કુટુંબી ચાલી જાઉચ. હું જાણુતો નથી કે હું પાછો કાહરે આવશ. હું હમણાં એક સોથી દુખી ને નીરાશ થયલો માણુસ છેઉં. જો તમે મને કંઇબી સુખ હમણાં આપવા માંગતા હોવો તો એ કબુલાત મને આપી દેઓ. બાવા, મારો જીવ તમે જરાકબી મોકળો ને નીરાંત જોવા માંગોચ કે નહિ ?"

"તુ મારૂં એકજ બચ્ચું—મારો ચેરાગ—તારામાંજ મારૂ બધું છે, બીજું મારૂ કોણુ છે "?

"તો ઉઠો બાવા જોઉ, અહિ આવો" તે જવાને તેવણુને પતાવીને ઉઠાડી તે સામેની તેબલપર બેસાડયા."ચાલો, આંય કાગલ લેઓ ને જીજીભાઇપર તમે એક બરાબર ખુલાસો લખી મોકલો."

"અરે પણુ જરા મને બરાબર વીચાર તો કરવા દે."

"મારી ત્રેનનો વખત થઇ જાયચ. જલ્દી મને લખીં આપો. હું નકકી કર્યા વગર અહિથી જઇ શકતો નથી. બસ એટલુંજ લખો કે પેસી ચોક્કસ કારણુસર તમારા કુટુંબથી છુટો થયોચ છતાં તમારી ને મારી વચ્ચે જે ગોઠવણુ થયલી છે તે કાયમજ સમજજો. તમારૂં તમામ માંગતું લેહણું હું માફ કરૂંચ. હું તમારી પાસે કંઇબી માંગતો નથી. બસ, એ પ્રમાણેનું મને જલ્દી લખી આપો."

"અરે મારીપર તું કાંય જુલમ કરેચ ? મારા પોણો લાખ !"

"બાવા નકકી કરો. મને વખત થાયચ.—મને સુખી કરવાજ એટલા બાજુ ફેંકી દેઓ."

માણેકજીનાં ગળાંમાંથી એક ભયંકર નીસાસો નીકલી પડયો. એવણુ જેવા માણુસને માટે તે એક મોટી આફત હતી, પણુ તે એકપુરાં બચ્ચાંનાં સુખને ખાતર તેવણે તે હાથમાં અપાયલી કલમ હવે ચલાવવા માંડી; પણુ દર અક્ષરે અક્ષરે તેવણુ કાંસ્તા કરાંજતા અને નીસાસા નાંખતા ખુલ્લા સંભળાતા હતા.

આખરે તે કાગલ લખાઇને તૈયાર થયું ને પેસીએ તે ઝડપમાં હાથમાં લઇ લીધું. ને હવે તે પોતાના બાપને પ્રીતથી ભેટયો——

"તમે મારે વરે કંઇબી ફીકર કરતા ના. હું જરા મારૂં મન શાંત પાડવા રસ્તો શોધુંચ."

"પણ કંઇ ઠરઠેકાણું ? મને આવા બુઢાપામાં નાખીને ચાલી જવાનું તારૂં શુ કામ છે ? શું કંઇ એજ છોકરી છે ? હું તુને બીજે ઠેકાણે—"

"બસ કરો બાવા, કંઇ બીજા સારા શબ્દો બોલી મને જવા દેઓ, હું તમારી દુઆને વરેજ ખોતી છેઉ." તે બાપે તેને ગળે લગાડયો ને ચાલુ ખબરો લખવાની વીનંતી કરી આંખમાં આંસુ સાથે તેને છુટો કીધો.

અરે માયા ! માયા ! નજીવાં વ્યાજને વરે લોકોપર જુલમ ચલાવતા —કોઇનાંબી દુખની દરકાર નહિ રાખતા,—ફકત પૈસાનેજ ખુદા ગણનારા, તે બખીલ, દયા વગરનાં માણસના હૈયામાંબી એક નાજુક લાગણી છુપી રહેલી આજે પુર જોરમાં ઉભરી આવી હતી. તે રડતો ત્યાંજ પાછો થપકાયો ! !

——:o:——

## પ્રકરણ ૪૪ મું.

### "પપા, તમે મારી આગલ બધી વાત કરજો, પણ એ બૈરીનું નામ ના દેતા !"

પેસીના છોડી જવા પછીની શીરીનની માંદગી ઘણીજ મોટી હતી છતાં તે ફકત ગમનીજ હતી, એટલે ડૉ૰ મારટીન દલગીર છતાં શાંત હતા. જીજીભાઇને અને પીરોજબઇને તેવણે ખુલ્લું કહ્યું હતું કે પંદ-રેક દહાડા પછી તે છોકરી પાછી ફરતી હરતી થઇ શકશે ને તેમજ થયું.

આજે શીરીન પોતાના તે નરમ કીમતી સોફાપર આંખે હાથ ધાંકી પોતાની ગમગીન જીંદગીનો વીચાર કરતી ઉદાસ પડેલી હતી. તેણીને દુખમાં મોટું દુખ ફકત તેણીનો પેસી તેણીને મોટા ધીક્કારથી સદાને વરે છોડી ગયો તેજ હતું. બીજી વાત તે જાણતી નહિ કે જાણવા માગતી નહિ.

"બા શીરીન, જાગેચ કે પહોડેલી છે?" તે માયાળુ બાપે અંદર આવતાં કાલજીથી પુછી દીધું. તેવણે આંખે આઇગ્લાસ ચહડાવેલો હતો ને-હાથમાં કંઇ તરતનું આવેલું કાગલ હતું.

"નહિ—જાગુંચ પપા. શું છે ?"

"આય આપરા માણેકજી શરોફનું તે દહાડે કાગલ આવેલું," તે છોકરીની આંખો કંઇક વધારે જાગ્રત થઇ, "તેવણુ એમાં ખુલ્લુ લખેચ કે આંય નહિ ધારેલો બનાવ બનવાથી હું ઘણોજ દુખી થયોચ; પણ તે બધું છતાંબી તમોએ બીલકુલ ફીકર કરવી નહિ. જે આપરા વચ્ચે ગોઠવણ થયલી છે તે તો કાયમજ રહેશે. હું તમારો એક અધી-નોબી હવે માંગનાર નથી. તું સમજી કેની ? હું ધારૂંચ કે એ માણેકજી શરોફ જેવા કંજુસ માણસનું કામ નથી. એ કીધુંચ તે બીચારા પેસી-એજ આપરીપર દયા બતાવેલી લાગેચ."

"નસીબ મારાં,"તે છોકરીની આંખોમાંથી આંસુના રેલા નીક-લવા લાગા.

"ચાલ, ચેડી ના થ; તેનું હજુરબી આટલું બધું દીલ છે તો વખત જતાં તે જરૂર પોતાની ભુલ જોઇને તારી આગલ પાછો આવશે. પણ દીકરા, મારી મોટી ચીંતા એક વખત પાછી જતી રહીચ. ખુદાનો આભાર !"

તે છોકરી કંઇક ઉશ્કેરાયલી ઉઠીને બેઠી. "પપા તેવણ મને એ પૈસાનેજ ખાતર મોટા ધીક્કારથી છોડી ગીયા. બસ તેવણે તો એમજ માન્યું કે એ પૈસાનેજ લીધે મેં તેવણને 'હા' કહ્યું."

"વારૂ તેથી તું શું કહેવા માંગેચ?"

"જે પૈસાને ખાતર એવણુ મને ધીંક્કારી તેજ એવણુના પૈસાપર હવે હું જીવું ?"

"એટલે ?"

"પપા, આય જેબી કંઇ આપરૂં ઘેરબાર ચીજો છે તે બધું એવણુનું છે."

"પણ તે એને આપુને પાછું આપી દીધુંચ. હવે તે તેનું નથી."

"આપી દીધુંચ તો શું થયુ? હું તેવણુની સખાવતપર કદીમી જીવવા માંગતી નથી. જે પૈસાને લીધે તેવણે મને તુચ્છકારી તે પૈસાને હું કદીભી અડકવાની નથી."

"બેટા, તારૂં ધ્યાન બરાબર નથી. તેમ તો કરવુંજ પડશે. નહિ તો તું શું કરવાની?"

"મને ખુદાના આપેલા બે હાથ છે, ભેજું છે. હું કંઇભી મહેનત કરીને ખાવશ. પપા, તમે માયાળુ મુરબ્બીએ મને ઘણી સારી કેળવણી આપીચ; મ્યુઝીક, ટાઇપરાઇટીંગ-કટીંગ વર્કસ ઇંગ્લીશ કોઇભી—જાતનું હું ટ્યુશન આપી મારૂં પુરૂં કરશ, પણ એવણના પૈસાને હું હાથ લગાડવાની નથી."

"હે હે હે હે હે!" જીજીભાઇ ગેલથી હસી પડયા." મારાં બચ્ચાં તું નાદાન છે, તારા વીચારોભી ગાંડા છે. તારેથી તેમ થઇ શકેજ નહિ. જીજીભાઇ બનાજીની એકપુરી દીકરી ટ્યુશનો આપે, એ વાત કદી કોઇ માનેભી નહિ. તારેથી તેવું કામ થઇ શકેજ નહિ. મારૂં નામ, મારી આબરૂ ——"

"પપા, બસ તમારી આબરૂ જાલવવા મેં ઘણું કરી બતાવ્યુચ ને ઘણુ ખમ્યુંચ. હવે એવી વાતોને મારી મરજીની આડે આવવા હું નથી દેવાની. મેં પક્કો વીચાર કીધોચ કે મારે આય સખાવતનાં ઘેરમાં રહેવું નહિ, ને તે લોકનાં પૈસાની અધીંભી વાપરવી નહિ. સમજો પપા, હું જીજીભાઇ બનાજીની છોકરી નથી. આંય પંદર દહાડા જે મેં બીછાનામાં કહાડયાચ તે તુદન પક્કો વીચાર કરવામાંજ કહાડયાચ. હું નક્કી ઠરાવપર આવીચ કે સૌથી; મલતી પહેલી તકે આહિંથી કોઇભી સારાં આબરૂદાર કુટુંબમાં દુર જતું રહેવું. મારૂં નામ હવે શીરીન જીજીભાઇ બનાજી નથી—પણ સુના જમશેદજી બંગાલી છે."

"શીરીન, શીરીન, તારૂં ધ્યાન ઠેકાણે રાખ. અમારૂં તું એકજ બચ્ચું, તારા વગર અમે કોણને જોઇએ! કાલે પેલી દોશીબઇ એલાબ્યા તારી માએને મલવા આવેલી તે તો કહેવા લાગી કે એ કાજ તુટું તો સારૂંજ થયું. કહેજે શીરીનને વરે એ પેસી લાયક ઉતોજ નહિ."

"પપા, તમે મારી આગલ બધી વાત કરજો પણ એ બૈરીનું નામ ના દેતા; એ એક પહેલાં નંબરની મીઠી ઠગ છે. બધાઓ સાથે મીઠી મીઠી વાતો કરશે; પણ તે બધાંને એકમેક સાથે અથડાવી આપશે, મને હવે પકકો શક છે કે એ બહેરામનું એક હથીયાર છે. કાલે પેસીનો કમપાંઊડર વીએગાસ આવેલો તે કહેતોતો કે એ બૈરી ઘેરેબી ને દવાખાનેબી પેસીને મલી ગયલી. જરૂર એ મારી વીરૂધ પેસી આગલ બોલી આવી હોશે. એ બસ એમજ સમજેચ કે એની લાંબટાંગ દુકતી ચાંદણુ સીવાય બધી દુન્યાની છોકરીઓ ઉછાછલી ને છકેલ. વરી પપા, તમે બીચારા પેસીની સખાવતપર જીવોચ ને એ બૈરીના બોલવાથી તમે તેની વીરૂધ્ધ બોલોચ."

"નહિ હું વીરૂધ્ધ બોલતો નથી હું તો તુંને બહારનું એક મત કહી સંભલાઉચ કે લોક શું બોલેચ."

"એવાં હલકાં પીજારડાં, અભણુ લોકનાં મત સાથે મને કામ નથી. મારી સાથે પપા તમે હવે કંઇબી તકરાર ના કરો. બસ એમજ સમજો કે હું જીવતીજ નથી. મારી દુન્યા ડુબી ગેઇચ, ફકત મારૂં જીવતર નીભાવવાને વરેજ હું કોશેશ કરૂંચ. પપા, હું પ્રહેલી તકે અહિંથી જવશ. મને તમે ને મમા મહેરબાની કરીને ખુશાલ રજા આપજો." તે ફીકકી નબળી છોકરી તરફ તે બાપે દયાથી જોયું.

"બેટા ધીરજ ધર, ખુદા ધનસારી છે. તુંને સતાવનારાં હમણાં કદાચ હસતાં હોશે; પણ એક વખત એવોબી આવશે કે તું જે સુખની ટોંચે ઉભેલી હોશે તે તે લોક દુઃખની ખાઇમાંથી ઉંચે જોવાનીબી હીમત નહિ કરશે.'' તેવણ તેણીને શાંતી આપવા એકલી મુકી એક મુગી હાય સાથે બહાર નીકરી ગયા.

તે છોકરી પોતાનાં બીહામણાં ભવીશમાં શું હશે, તેનો ખ્યાલ કરતી ફરીથી એકલી પડી.

---:o:---

## પ્રકરણ ૪૫ મું.

### "તું મને પપા કરીને ના કહે, હું તારો પપા નથી."

વાંચનાર, આપણી વાર્તાના છેલ્લા ભાગ પછી બીજા આખા છ મહિના પસાર થઇ ચુકા હતા. બેંગલોર ખાતેનું તે એક ગરીબ નાનુ ઘેર હતું.

તે નાની નાસ્તાની તેબલપર ફકત ત્રણુજ જણું બેઠેલાં હતાં. તે સ્તુલપર બેઠેલી નાની બાળકી પાંઊની લુખી કાતરી કરડતી હતી: સામેની ખુરશીપર એક જવાન છાતીપર માથું નાખી દઇ ગંભીર ચહેરે ચુપ બેઠેલો હતો, જયારે બીજી બાજુ તે આસરે પચ્ચીસ વરસની સુંદર છોકરી ચાહેનાં પ્યાલાંઓ આગલ ખોટી થતી ઉભી હતી. "મમા, કેટલો બધો•વાર થયો? ચાહે બનાવોની, તરસ લાગીચ," તે બચ્ચાંએ ફર્યાદ ઉઠાવી.

" દીકરા જરા થોભ. ખાંડ ખલાસ થઇચ તે પોરી લેવા ગેઇચ. " તેણી હવે તે ચુપ બેઠેલા જવાન તરફ ફરી. " દીનશાહ, તમે વલી પાછા બે દહાડા થયા ઘણુંજ બેચેન રહેવા લાગાચ હ ! તમે શું કામ પાછી દવા છોડી દીધી? બીચારા આય ડૉ૦ શ્રોફથી તમુને કેટલો બધો ફાયદો થયોચ. "તેણી ઘણી મોટી કાલજીથી બોલતી હતી પણ તે જવાને તો આંખનું પાપણુંબી હલાવ્યું નહિ. "તમે પહેલાં તો કેટલા બધા બેધ્યાન રહેતાતા ને કોઇબી ચીજ યાદ કરી શકતાતાજ નહિ. હવે તો તમે ઘણી ચીજો ફરીફરીથી પુછીને યાદ કરી શકોચ. કંઇ કંઇ આગલી યાદો પાછી તાજી કરોચ. ખુદા ખાતર દીનશાહ, મને ડૉ૦ શ્રોફને પાછા બોલાવવા દેઓ ને દવા પાછી શરૂ કરો."

તે જવાન કચવાયલે મોહડે હજુરબી ચુપજ બેઠેલો હતો. હવે તે કમલતી છોકરી તેની વધારે નજદીક આવી. "ખુદા ખાતર જરા-કતો હુશ્યારી પકડો, તમુને ભલતું ભલતું યાદ આવેચ ને અમે લોકોજ કાંય નહિ તમુને હજુર યાદ આવી શકિતાં ? તમારા મગજમાંથી અમે-લોક એટલાં કેમ વીસરઇ ગીયાં. યાદ કરો દીનુ, મારાં ફુઇએ તમુને કોઇ અંજાણ્યા બાઈ પાસે લઇને પોતાનો દીકરો કરી લીધો ને તેવણે

તમુને નાનપણુથી મોટા કીધા. ફુઇના ગુજરવા પછી મારા બાવાએ તમુને શીખવ્યા, કેલવ્યા ને પોતાની દીકરી આપીને સંસારી બનાવ્યા—હજુરબી કંઇ યાદ આયુ કે નહિ! આજે છ વરસ થયા આપરાં લગન થયાંચ, પણુ એ દીનુ તમે મને એક છ મીનીટબી એક માયાળુ મહોબતવંતા ધણી તરીકે ચાહી નથી. બસ આંય ગામથી પેલે ગામ, ને આ ધંધાપરથી પેલો ધંધો એમ રખડપતીમાંજ તમારી જીંદગી ગુજારતા ફરોચ. એ તો મારા બીચારા બાવાથીજ મારૂં જીવતર છે." તે જરા થોભી પણુ તે તો બીલકુલ થાકેલો કંટાલેલો ચુપજ બેઠેલો હતો, "પણુ મને એક ચીજ ઘણીજ અજબ લાગેચ કે જે બધું આગલું તોફાન, ગુસ્સો, જબાનદરાઝી તમારામાં ઉતી તે આય તમારા છેલ્લા રેલ્વે અકસ્માત પછી બીલકુલ જતી રહીચ. ઓ મારા દીનશાહ, તમે કેવા હવે ગાય ગોલાબ જેવા શાંત ને ગરીબ થઇ ગીયાચ. અરે મુઇ હું પહેલાં ફફડતીતી, પણુ હવે તો હું ખુદાને અરજ કરૂંચ કે તમુને પાછા આગલ જેવા મસ્તાન ને હુશ્યાર બનાવી નાંખે! જો, કંઇ તો બોલો? પહેલાં તમે ગમે તેવા મારી તરફ બેદરકાર ઉતા, પણુ મારી સાથે વાત તો કરતાતા, આ મારાં ગોલાબ જેવાં એકનાં એક બચ્ચાંને પાસામાંબી લેતાતા; પણુ હવે તો બસ તમે મારૂં નામ નીશાનજ બારી નાખ્યુંચ. નહિ મારી સાથે વાત કરતા કે નહિ આય બાલકને———"

"અરે ખુદા! બસ કરો, તમુને કે એ બચ્ચાંને હું બીલકુલ ઓલખતો નથી." તે આખરે કંટાલીને પુકારી ઉઠયો.

"કાંય એમ કરોચ? એવા ધખારા મુકી દેઓ; હું તમારી નાજુ તમારી ધણીયાણી."

"મેં તમુને કેટલી બધી વખત કહયું કે તમે એમ ના બોલો" તે જવાનના આ જવાબથી તે છોકરીની આખોમાં આંસુઓ ભરાઇ આવ્યાં.

"દીનશાહ, દીનશાહ; આખુ બેંગ્લોર જાણેચ કે આપરે ધણી ધણીયાણી છઇએ. દુન્યામાં બનેલું તમે ના કેહોચ તે કેમ બને?"

"તમુને હજાર વખત કહી ચુકો કે મારૂં નામબી દીનશાહ નથી, તમે મારૂં માનતાં નથી, મને છોડતા નથી, મને જવા દેતાં નથી, બસ જુલમ છે!" તેને પીઠ મરડી.

"જોવ પપા, બીચારાં મમા રડેચ." તે બચ્ચું તે જવાનનાં પાસામાં દોડી આવ્યું. તેણીનું પાંઉ ખલાસ થવાથી તે હવે આંશ તકરારમાં ભાગ લેતી તે જવાન તરફ ધસી આવી, "પપા તમે મને નથી ઓલખતા? હું તમારી ફ્રેની."

"હું તુને ઓરખુંચ. પણ તું મને પપા કરીને ના કહે. તારીપર મારૂં દીલ ઘણું દોડેચ, પણ હું તારો પપા નથી."

"દીનશાહ, ખુદા ખાતર મારાં બચ્ચાંને એમ ના કેહો," તે છોકરી હવે કગલતી તે જવાનની એકદમ નજદીક આવી.

"ખુદા ખાતર દુરથીજ વાત કરો. હું તમુ લોકને સમજાવતો સમજાવતો હવે ખરેખરજ મેડ થઇ જવશ. મને હવે બરાબર યાદ આવેચ કે મારૂ નાંમ દીનશાહ નથી, પણ બહેરામ છે."

"આંઠ મહિનાં વેર તો તદન કંઇ યાદ કરી શક્તાતા નહિ તાહરે હું આશામાં ઉતી કે કાહરે મારા દીનશાહ સારા થાએ ને હવે ખોદાય જીએ થી પુર્યું ને ડાં. શ્રોફની દવાથી જરા મગજશકતી આવી તો આજે ચાર મહિનાં થયા બસ એકનું એક પરીયારૂં લઇને બેઠાચ કે તમે બેહરામ છેઓ. અરે ખુદા જાણે એવી ઘેલાંચેરી વાતો તમારાં ભેજાંમાં કેમ થશી ગેઇચ. જો મને કોઇ વખતે એવીબી ધાસ્તી લાગેચ કે એવા ઢોંગઢાંગ કરીને તમે કંઇ એમ અમુને છોડી જતા રહેવા માંગોચ કે શું! દીનશાહ, હું તમારીપર મારો જીવ પ્રાણ આપુંચ મને એમ તરછોડીને નાં ચાલી જતા."

"પપા તમે મમાને ના રડાવો, હું મોટાબાવાને કહી દેવશ." ને ખરેખરજ તે નાનાં નીર્દોશ કાસદે બીજી પાંચ મીનીટમાં તો લીમજી સુબેદારને લાવીને ત્યાં હાજરબી કીધા.

"શું છે નાજુ, એ સહવારનાં પહોરમાં શું ચેડાં?" રખે તે બાપ તે પોતાના ઉદાસ બેઠેલા ધણીને કંઇ સતાવે તેથી તે છોકરીએ આંસુઓ ઝડપમાં ખંખેરી નાખી,પેલી આવેલી ખાંડ બરણીમાં ભરી દઈ તરત કાગલ તેબલપર બાજુમાં ફેંકી ચાહે કરવા મંડી ગેઇ.

"કંઇ નહિ બાવા, અમે અમથાં વાત કર્યેચ."

"અરે શાની? આજે છ છ વરસ થયાં લગન થયાં, પણ છ ઘડીનું સુખ મારાં બચ્ચાને તેં બતાવ્યું નથી!" લીમજી તે જવાનને ઠપકો આપતાં તરફાયો.

"બસ કરો બાવા, એવણની તબીયત ઠીક નથી."

"અરે તબીયત નથી તેનો ઉપાય થાય; પણ તદન નામુકર જાય તેનો ઉપાય શું? પહેલાં કરતા હવે તો તદન હુસ્યારીમાં આવેલો છે, પણ ગમે તેટલું નાનપણની વાતો કહી યાદ દેવડાઉંચ, ઘણીબી સમજાઉંચ, મોટા મોટા બનાવો યાદ કરાઉંચ, પણ બસ નાની હી ભણતોજ નહિ. અરે એમ કાંઈ કાલબી બને કે? એ દીનુ છે, બાપ-દાદે દીનુ છે જો કંઈ એવો ઢોંગ કરીને કંઈ દાવપેચ રમવા માંગશે તો એની ગમ હું લીમજી ગુનેહદાર છેકે, હા કહુંચ સાફ!" તે શખસ ઘણી મોટી ઉશ્કેરાણીથી બોલતો હતો, પણ તે જવાન તો જાણે બીલકુલ બહેરો ભીંત હોય તેમ હાથમાં તે ખાંડ ટોટલાઈ આવેલું રદ કાગલ તને એમ તેમ ફેરવ્યા કરી કંઈ વાચતો બેદરકાર તોને બેઠેલો હતો.

નાજુએ આગલ આ ાલુ ચાહનું કપ તે પીતો જતો ને પેલુ કાગલ વાંચ્યા કરતો હતો.

"ડૉ૦ સ્રૌફ કના ભલા ને દાણ આપરે નસીબ હોય લાગાચ કે બીચારા પેસાબી નથી લેતા ને ચાલુ આવીને એટલી કાલજીથી દવા ને ઇનજેકશનો આપેચ કે હું પોતેબી અજબ થાઉચ. અક સગો ભાઇ નહિ કરે એટલી ખતથી તેવણ એને તદન સાજો કરવા માંગેચ. તેવણે મને તે દહાડેજ કહયું કે હવે એવણ ઘણું ખરૂં તદન સાજા થયલાજ કહેવાએ ને તોબી એ બધું નામુકરજ જાયચ. એ પડી ગીયો ને આપરે લઇ આયાં તે વખતનો એનો હાલ——"

"તમે લોક એમ બોલોચ કે હું પડી ગીયો; પણ હું કેહુંચ કે કોઇએ મને પગ ઉઠલાવીને પાડી નાખ્યોચ, એમ મને હવે બરાબર યાદ આવેચ." એટલું બોલી તે ફરીથી હાથમાંનું કાગલ વાંચવામાં રોકાયો પણ લીમજીએ તો પોતાનું ચાલું રાખ્યું.

"ચાલતી ગાડીમાંથી તુટી પડયો ને ભેજું થબકઇ ગીયું. હું જઇને સારવાર કરાવી લઇ આયો તાહરે તો તદન બેફામ–સાવજ જેવો હતો. છ મહિના થયા ડૉ○ શરૉફ મહેનત લેચ. સૌથી પહેલાં જે એવણ આવતાંને વાર ચોંકયા, તે મારેથી ભુલાતું નથી. પછી મને બધી હકીકત બારીક પુછીને પછી જે એની પછવાડે ખંત પકડીચ તે ધન છે એવા જરથોસ્તીને કે આપરાં જેવાં ગરીબ પછવાડે આટલી મહેનત લેચ." એક ચાવી આપેલા પુટલાંની માફક લીમજી પોતાની દીકરી તરફ જોતો સડસડાત બોલ્યો જતો હતો, પણ તે જવાન હવે ચાહ પુરી થતા ધીમેથી ઉઠયો ને તે કાગલ વાચતો વાંચતો પાસેનાં ઓરડામાં ચાલી ગયો.

"મોટાબાવા, મારા પપાને કાંય ધમકાવોચ?" તે બાળકી વ ી ચાલ્છી વચ્ચે પુછાઈ.

"એ કાંહ તુને પપા બોલવા દેચ?"

"તમ ગુસ્સો ના કરતા, પણ એવણ જાહરે મારી સાથે વાત કરેચ ને મારી તરફ જોયચ તાહરે મનેબી એમ લાગેચ કે એવણ મારા પપા નથી."

"ચાલ ચાલ, મુંગી મુંગી કકડા ઘુંટવા બેસી જા; પછી જે તે જે ને તકતક કરજે." મે આંય ધમકીથી તે બચ્ચું નાહસી ગયું ને નાજુ ગમગીન ચહેરે સદરો સીવવા બેસી ગઇ.

——:o:——

## પ્રકરણ ૪૬ મું.

### "નહિ કાબુમે દીલ હમારા:
### યક પરીને મારા નેઝારા!"

બેંગ્લોર આવ્યાને બરાબર છ આખા મહિના નીકલી ગયા તે અરસામાં ડૉ○ પેસી શરૉફ અને ફીરોઝ કેપતન બાર–એત–લો વચ્ચે હતી તેનાં કરતાંબી વધારેજ ઘાડી દોસ્તી બધાઇ ગઇ. મુંબઇમાં તો તે સ્કુલ ફ્રેંડસ કામમાંથી પરવારી એકમેકને મલવાની તલબ કરતા થોડાક વખતજ મલી શકતા હતા; પણ અહિં તો એક નાનો બેઠો ફરનીશડ બંગલો તે લોકે રાખી લીધો હતો–એટલે કબુતરો માફક તે બેઉ દોસ્તો

સાથેજ ફરવું હરવું, ખાવું પીવું, પહેરવું. ઓઢવું, પાંખમાં પાંખ લઇને બેસવું એવો બધો રાહબાત હતો; પેસીએ તો પોતાનું મોટું દુખ ભુલાવવા બેંગ્લોરમાં ઠીક પ્રેકટીસ માંડી દીધી હતી; કારણ તે ખાત્રીથી માનતો હતો કે કોઇબી જાતનાં કામના બોજાથીજ તે તેણીને ભુલી શકશે, ને તેથીજ તે ઉલટથી પોતાની પ્રેકટીસ ચાલુ રાખતો હતો. પણ તેનો દોસ્ત ફીરોઝ કેપતન એક રંગીલો, ખુશ મીજાજી, દેખાવળો ને પૈસે પુર જવાન હતો. તેને હમણા પ્રેકટીસની કંઇ દરકાર હતી નહિ. બાવા સાત લાકડીનો જીવ મુકી ગયા, એટલે આ એકપુરા ચેરાગ પોતાની હુશ્યારી સાથે 'બાર'ના માનીતા ને સોસાયતીના લાડકા થઇ ગયા હતા.

ધી ઓનરેબલ મી૦ જસતીશ ધનજીભાઈ દુબાશ, મુબઇના રીટાયર થયલા જડજ, આજે સાત વરસ થયાં બેંગ્લોરમાંજ પોતાનું હમેશનું મથક કરીને રહયા હતા; ને તેવણુની એક પુરી દીકરી જરબાનુમાં આ ફીરોઝ કેપતન પોતાનું તમામ ધ્યાન રોકીને બેઠેલો હતો. જરાકબી તક મલતાં તે લાગલો બેંગ્લોર ઉતરી પડતો હતો. જર પોતેબી આ જવાનને ખરે દીલે પસંદ કરતી હતી, પણ આજે સાત વરસ થયાં હજુર કાંય નહિ તે ખુલ્લી રીતે તેણીના હાથની માંગણી કરી પુછતો, તેથી તેણી બાતેનમાં ગુંચવાતી હતી. ધનજીભાઇ પોતેબી હવે આતુરતાથી તેવા એક દહાડાની વાર જોતા હતા કે જે સુખી દહાડે તે બેઉ જવાન જીવો તેવણુની સામે આવીને તે ખુશ ખબર કહે. પણ હજુર તે દહાડો આવતો હતોજ નહિ. હમણાંબી તે બે ચાર દહાડા મુંબઇ જતો તો પદર દહાડા બેંગ્લોર રહેતો. એ પ્રમાણે આજે છ મહિના થયા ફીરોઝ લાગત 'દુબાશ-મેનશન'માં ધકેલા ખાતો; પણ હજુર તે જેવોને તેવોજ હતો, તેમજ જરબી મનમાં તેને ચાહતી છતાં, પુર ટેકમાં હસી બોલી આ જવાનની એવી ઘાતકી ચાલ પર મનમાં બળીનેજ બેસ્તી હતી.

× × ×

"કેમ ફીરોઝ, આજે કંઇ હજુર કપડાં નથી બદલતો, એમ આજે દુખરાયલો જેવો કેમ છે?" તેણે ગુપચુપ હજી તે લાંબી ખુરશીપર

અરડાયલો જોતાં પેસીએ તરારો કીધો. "પેલો મકન કયારનો તારી પેપસી ઘોડી લાવીને ખોતી થતો ઉભોચ ને તું તો અહિ પડયો પડયો અવાચી ખાયા કરેચ." તે હવે કંઇક હસતે ચહેરે તેની પાસેની ખુરસી-પર ગોઠવાઇ બેઠો. "કેમ દીકરી, કંઇ મીસ દુબાશ સાથે વહેંચી લીધું છ કે?— કંઇબી હાલમાં કાલું દેખાયચ, બાકી નહિ તો અત્યારે તું કંઇ બીચારા પેસીને વરે અહિ ફાજલ પડેચ કાંહથી?" તે થોભ્યો; પણ ફીરોઝે તો એક મોટા નીસાસા સાથે બીજી ગમ ડોકું ફેરવ્યું. "જા જા; એમ નીસાસા શાંના ખેંચેચ? જો મારી તરફ જો, હું એક અનુભવી, દુખી માણુસ છેઉં. સંભાલીને કામ કરજે; કંઇબી હોય તો વીચારીને પગલું ભરજે, નહિ તો મારી કાની ઉતાવળે બેવકુફ બનીને પસ્તાવામાં ના પડતો. પછી તે જુદાઇ ખમવી ઘણીજ ભારી પડેચ. જો જરા રતી કઇ વાંધો હોય તો મનાવી લેજે, મારી આપજે, પણ એવું પગલુ નાં ભરતો કે — ઓ ખુદા! જનમની જુદાઇ પછી ખમવી બીલકુલ મુશ્કેલ છે. મેં કદી નહિ માનેલું કે શીરીન જેવી છોકરી એવી ઠગાઇ રમી શકે; પણ તેબી તેવીજ નીકલી. બસ— હુ ખરેખર માનુંચ કે ખુદાએ સ્ત્રીજાતને પૈસાની પુંજારી બનાવીચ. જો ફીરોઝ, મારૂં કહેવું તો એમ છે કે જયા આપરો વીચાર હોય ત્યાં એક ઘણા ગરીબ માણુસ તરીકે જવુ; ને જો ત્યા આપરે ફાવ્યા તો સમજવાનુ કે તે ખરો પ્યાર છે. પણ હું તો મારૂંજ ટાહેલું ચલાઉચ. તું બોલની, આજે તારી દાલ કેમ બરેલી છે? નહિ એમ કચવા ના, હું આંઠેક દહાડા થયા જોઉંચ કે તું ઘણો ઉદાસ રહેચ, બરાબર ખાતો પીતોબી નથી, પહેલાંના જેવો તું ખુશાલ છેજ નહિ. બોલ જોઉં — હરી અપ."

"પેસી, તું મને શું બોલવા કહેચ? મારી વાત એવી છે કે તે જણાવતાં મને ફકર લાગેચ કે–કે–તુ મારે વરે શું ધારશે?"

"જે હોય તે. બોલ તુંને એવી ઉદાસ હાલતે ગુંચવાતો હું હવે વધારે વાર જોઇ શકતો નથી."

તે જવાન હવે કંઇક તડો થયો, પણ હજુરબી તે અચકાયો. પેસીએ તેનાં ખભાંપર પ્રીતથી હાથ મુકયો. "ફીરોઝ, તે છોકરીએ તુંને

આટલો બધો વખત ઉલટ આપી હવે જો ના કહયું હોય તો તેને ખરેખર શરમાવું જોઇએ."

"નહિ, નહિં પેસી, વાંક બધો મારો છે, તેનો નથી. મેં હજી બીચારી જાઇને પુછયુંબી નથી. જો કે હું જોઉંચ કે તે રોજ તેવા કોઇ વાકયની વાર જોયચ પણુ — પણુ પેસી તું મારી તરફ એવી રીતે ના જો. હું એક ખરો ગ્રહસ્થ છેઉ. હું એને ઘણી પસંદ કરતો'તો, દરેક રીતે ઘણી મજાહની છોકરી છે. મને એ પસંદ ઉતી ને હું ધારતો'તો કે હું એને ચાહુંચ ને આંય ત્રીપે હું જરૂર એને પુછતે; પણુ પેસી, હું શું બોલું!" તે ફરીથી ચુપ થયો.

"મને કંઇ સમજ નથી પડતી કે તું શું કહેવા માંગેચ."

"એટલુંજ કે એ જર કરતાં મને એક બીજી છોકરી વધારે પસંદ છે."

"બીજી છોકરી? તોબાહ——એમ કેમ બને?"

"હું શું કરૂં? મેં મારાં મનને ઘણી રીતે સમજાવ્યું, પણુ હવે મારી ખાત્રી થઇચ કે હું જરને નહિ પણુ તેજ છોકરીને ચાહુંચ. આજે વરસો થયાં જરને ખાતર હું મારા દીલને સમજાવવાની કોશેશ કરતો તો, પણુ હું મારૂં મન મનાવી શકયોજ નહિ; ને આંય નવી છોકરીને હું હમણાં આંઠજ દહાડા થયા જોઉંચ પણુ તેટલાં બસ મારી પુરી ખાત્રી થઇ ચુકીચ તે છોકરીથી હું તદન હારી ચુકોચ."

પેસી તદન વીચારમાં ગંભીર બની ગયો ને ફીરોઝ જાણે પોતાના એકરારથી શરમાતો હોય તેમ જમીન તરફ જોતો મુંગો બેઠો.

"ફીરોજ, આંય તારી ચાલથી એક જવાન જીવ ઘણો દુખી થશે."

"હું દલગીર છેઉં, પણુ હું તેને ચાહિ શકતો નહિ હોઉં તો?"

"તો સારૂં થયું કે તેં પારખી લીધું. તેણીને પરણીને જનમની દુખી કરવા કરતાં આંય વધારે સારૂં કહેવાએ. પણુ એ બીજી છોકરી કોણુ છે, એ તુંને કબુલ કરશે કે? તારી ખાત્રી છે કે?"

"તેજ મારી ગુંચવણુ છે."

"જો પેસી, હું તુને તદન ખરી વાત કહી દેઉચ તે સાંભલ. ધનજીભાઇનો સેક્રેતરી મી૰ જેકસન જતો રહેવાથી બધું બાપનું કામ બીચારી જરજ સમાલી લેતીતી, પણ હમણાં હમણાં એની તબીયત નહિ ચાલવાથી એ લોકે એક તાઇપરાઇતીંગ જાણનારી છોકરીને વરે જાહેર ખબર આપેલી તેના જવાબમાં આજે થોડા દહાડા થયા એક પારસી છોકરી તાઇપીસ્ત તરીકે નોકરીએ આવીચ."

"ઓ, એક તાઇપીસ્ત છોકરી! તદન સહેલું કામ." પેસીએ નારાજીથી ડોકું ધુણાવ્યું.

"પણ મને જરા સાંભલ તો ખરો. સૌથી પહેલે જાહરે મારી આગલ જરે તેની વાત કીધી તાહરે મેં તો બીલકુલ દરકાર કીધી નહિ. ત્રીજે દહાડે હું ધનજીભાઇની આગલ જવા ગીયો, તો મેં તેને પીઠેથી બરાબર જોઇ. તે પોતાનાં શેઠનું બોલેલુ તાઇપ કરવામાં રોકાયલી ઉતી. પેસી હું શું બોલું? તે એક તદન વગર ખામીનું પુતલું હતી. હું તો મનમાંજ આફ્રીન કરતો પાછો ફરતો'તો, તેટલાં ધનજીભાઇએ મને બોલાવ્યો ને તે છોકરીએ મારી તરફ જોયું. અરેરે કેવી મગરૂર આંખો સાથનો દુખથી ભરેલો તેનો ઉંઘણુસી ગંભીર ચહેરો જોતાંજ મારા દીલમા કઇ અજબ લાગણી થઇ આવી. હું તેજ ખ્યાલમાં પાછો ફર્યો ને બીજે દહાડે તેનો અવાજ સાંભલવાની દીવાની આશામાં હું ફરીથા તે લોકના કામની વચ્ચે જઇને ઉભો રહયો. આંય વખતે જડજ સાહેબે મારી સાથે તે છોકરીની ઓરખાણ કરાવી, પણ એક ઠંડી શેકહેંડ સીવાય મને બીજુ કંઇબી મલ્યું નહિં. ચોઠે દહાડે બેઉ બાપ દીકરી બહાર ગયલાં હોવાથી હું તેણીને મલી સકયો. મેં તેનો મીઠો હલક સાંભલ્યો; પેસી હું તેની સરખામણી એક સૌંથી મીઠાંમાં મીઠાં વાજીંત્ર સાથ કરી શકુંચ. ઓ મને લાગેચ પેસી, કે તે મગરૂર છોકરીને હું કદીબી જીતી સકવાનો નથી."

"હાહાહાહાહા," પેસી ખુલ્લું ઠઠાનું હસ્તું હસી પડયો. "કાંય તારૂં અમથું લોહી પાણી થાએચ? એક સાધારણ તાઇપીસ્ત છોકરી તારા જેવા લખોપતી હેંડસમ જવાનને નાકબુલ કરે એમ કદીબી તું માનતો

ના. બસ ફીરોઝ, જરા હુશ્યાર થા ને આજને આજેજ ત્રાયલ લઇ જો. મારૂં માન ને તું હમણાં જઇને તારો ઝડપી પણ ખરા પેયારનો એકરાર તેની આગલ કરી દે. જોજે હું તુંને ખાતરી આપુંચ કે તે તુંને 'હા' જ કહેશે, ને તેનો જવાબ જાણ્યા પછી જરને તું એક વખત બેસીને તારો સાચ્ચો હાલ કહી દેજે. તે એઃ શ્યાણી ને સમજુ છોકરી હોશે તો ખુશીજ થશે કે એક બેદીલ લગનની બેડીમાંથી તે છુટીચ. ચાલ ઉઠી જા, જોઉં બીચારી પેપસી બહાર ઉભી ઉભી તારી વાર જોયચ." ને આંય રીતની ઉલટથી ફીરોઝ હવે ઉઠયો ને એક નવા પ્યારને જીતવાની આશામાં તે બીજા પા કલાકમાં તો પોતાની માનીતી ઘોડીની પીઠપર સ્વાર થઇ 'દુબાશ-મેનશન' તરફ હંકારી ગયો.

——:o:——

## પ્રકરણ ૪૭ મું.

### "જો કોઈએ તુંને તેવી આગમાં બલતી છોડી હોય તો મને તે પર ઠંડું પાણી નાખી તે હોલવવાની રજા આપ".

'દુબાશ-મેનશન' ખરેખર ઘણોજ સુંદર હતો. ધી ઓનરેબલ મી૦ જસ્તીસ ધનજીભાઇ દુબાશે મુબઇથી પોતાનો જડજ નો ઓધો છોડયા પછી હવા પાણીને વરે ખાસ બેગ્લોર પસંદ કીધું હતું ને તેથી તેવણે પોતાને ને પોતાની માનીતી દીકરી જરને મનપસંદ પડતુ તે મકાન બેંગ્લોરમાં ખાસ બધાવ્યું હતું. આજે સાત વરસ થયાં તે લોક ત્યાં રહેતાં હતાં.

ધનજીભાઈની હવે એકલી ઉમેદ આ વ્હાલી દીકરીને ઠેકાણે પાડી દેવાની હતી. તેવણ તેને વરે કશીબી મહેનત લેતાજ નહિ, કારણ તેવણ જાણતા હતા કે ઘણું થોડા વખતમાં ફીરોઝ કેપટન જેવો એક દેખાવળો ચીચોરાવાળો ચંચળ જવાન જરના હાથની જરૂર માંગણી કરશે ને તે તદન લાયક જોડાં માટેની તરેહવાર આશાઓ તેવણ દીલમાં મોટી કર્યાં જતા હતા; પણ જરનાં દીલનો બલાપો જુદોજ હતો. આ વખતે તો તેણી હાથે કરીને ફીરોઝ આવે તાહરે જરાક વધારેજ ગંભીર રહેતી હતી, કારણ રાહ જોતાં જોતાં હવે તેણી અધીરી થઇ ગઇ હતી. તે

જવાનને આવતો જોતાં જર કંઇબી કામમાં રોકઇ જતી, તો જો કે તેણી ખરાં દીલથી ઇચ્છતી કે તેણીના હાથમાંનું તે કામ મુકાવીને તે જવાન સાથે હસે બોલે ચાલે ફરવા જવા અરજ કરે; પણ તેમ તો તે કદીબી કરતો નહિ તેમાં આજે થોડા દહાડા થયા તો તે કંઈક જુદોજ રંગ બતાવતો હતો.

જરની નાજુક લાગણી ઘણીજ દુખાતી હતી. તેણીની આંખો માં સદા આંસુઓ રહેતાં હતાં. તે આવતો પણ વાત કરતો નહિ! વાત કરતો હતો તો અગાઉ જેવો હસ્તો નહિ! તે હસ્તો હતો તો તે ખરાં દીલનું નહિ! અને જો તે ખરા દીલનું હોય તો તે તેણીને પોતાને વરે તો નહિંજ!!

તેમાં કાલે તે મલવા આયો; પણ પોતે બહાર ગયલી હોવાથી ને જરાકબી ખોતી થયા વગર ચાલી ગયો. તે જાણતાં તે છોકરી હદ બહાર નીરાશ ને ગુસ્સે થઇ. તે એમ કાંય કરતો હતો તેજ તેણીની અજાયબી હતી ને ગઇ કાલને માટે ગુસ્સો દેખાડવા તે આજે ખાસ પોતાનાં હેતવંતા પીતા સાથે તે જવાનના આવ્યા અગાઉ ફરવા જતી રહી હતી.

આ રીતે તે મોટાં આલીશાં મકાનમાં એકલી પડતાં તે જવાન તાઇપીસ્ત છોકરીએ એક આશાયસનો લાંબો દમ લીધો. પોતાનાં નાના ઓરડામાં તે તદન સગવડમાં ને શાંતીમાં હતી, અને આ રીતે એક ઘણા સારા કુટુંબમાં ધનજીભાઇ જેવા એક દયાળુ બાપ તોલના ગૃહસ્થની નોકરીમા ને જર જેવી એક કાલજીવંતી બહેન જેવી છોકરીના સાથમાં પોતે આવેલી છે, એ વીચારતાં શીરીન બનાજી —હાલમાં મીસ સુનાં જમશેદજી બંગાલી—તદન નચીંત જીવે જીવતી હતી. તેણી સંતોશી હતી. મુખ્ય ચીજ જે તેણીને ખુશ કરતી હતી તે એજ કે જે કમબખ્ત પૈસાએ તેણીનાં સુખનો નાશ કીધો હતો, તે ધીક્કારભરેલી સખાવતપર નહિ જીવતાં તે આખરે પોતાની કમાણી પરજ રહી શકી હતી. તે બધી સગવડ ને સુખ તરછોડીને નીકલી પડી. તે હરામનાં પૈસાપર જીવતાં ખરેખર તેણી કમકમી હતી, અને

આખરે ખુદાએ તેને આવાં સારાં માણસોનાં આશરામાં લાવીને મુકેલી હતી તેને વરે તેણીએ એકવાર ફરીથી તે ખુલ્લાં આકાશ તરફ ઉપકારની નજર કીધી.

તે ખુલ્લી બારીને અઢેલી તે પોતાનાં ખ્યાલોમાં બીલકુલ ગુંચવાયલી હતી તેટલાં તેણે દુરથી ફીરોઝ કેપટનને આવતાં જોયો, ને તે છોકરીનું મોહડું કચવાયું. "આય માણસ મને તો એક ઉખ્યાણું જેવા લાગેચ. સૌથી પહેલી મુલાકાતથીજ એ માણસ મારી તરફ એવી રીતે જોવા લાગોચ કે—કે—મારૂં દીલ ઘણું દુખી થાયચ. એ મારી સાથે એવી રીતે બેલાવા, વાત કરવા ને વર્તવા માંગેચ કે હું એને વરે શું વીચારૂં તેબી મને સમજ પડતી નથી.

"આય જરબાનુની મને ઘણી દયા આવેચ. કેવી ભોલી ને દયાળુ છે. મને કહેજે સાત સાત વરસ થયાં આય માણસ તેણીનો પુંજારી છે. હું તો આવીચ તાહરની જોઉંચ કે પ્યાર શું ચીજ છે તે એ માણસ બીલકુલ જાણતો નથી, પીછાણતોજ નથી; ને આય જરબાનુ બીચારી એ માણસની સબી લઈ લઇને અમથી જુરયા કરેચ. ખુદા સૌનું સારૂં કરે. બાકી મારા બાબમાં તો લગન એક નહિ બનવા લાયક બનાવ છે ને પ્યાર એ એક નાશ પામેલી ચીજ છે!! તે આગલ કઇબી વીચારે તે અગાઉ તો આયા મેરી સામે આવીને ઉભી. "બાઇ ફીરોઝશાહ શેઠ આયાચ."

"ચચ—ચચ—જા એવણુને કહે કે બાઇ ને શેઠ તો બહાર ગીયાંચ" તે ગેઇ ને તરતજ પાછી ફરી.

"તેવણુ કહેચ કે જરા તમુનેજ મલવાનું છે."

"જા કહે કે નહિ બનશે; હું જરા કામમાં છેઉં." આયા ગઇ ને તે છોકરી ધબ કરતી ખુરશીપર બેસી ગેસી ગઇ. "આય માણસની રીત મને કંઇ સમજ પ્રડતી નથી હું કેવી ઇચ્છુંચ કે આય મારી શાંત જગાપર મને કોઇ અડચણ કરે નહિ. ખુદા મને મદદ કરે." તે હવે કંઈ ચોપડી લઈને વાંચવા ગોઠવઈ; પણ તેટલાં તો ઉંબરપર ફીરોઝ કેપટન પોતેજ આવીને ઉભો!

તે જવાન બેરીસ્તરે ઘણીજ સભ્યતાથી તે છોકરીને નમન કીધું. "મીસ બંગાલી, હું ઇચ્છુય કે મારી આજની ચાલ તમે માફ કરશો. મારે ખાતર એક અર્ધો કલાક જો તમે ફાજલ પાડી શકશો તો મોટો ઉપકાર થશે."

"મી૦ કેપટન, આપરી ઓલખ તદ્દન નહિ જેવી છે; ને મારા જેવી એક છોકરી તમારા જેવા હુસ્યાર એક પંકાયલા બેરીસ્તર સાથે કોઇબી રીતે વાતોમાં ભાગ આપી શકે તેમ નથી."

"મહેરબાની કરીને મને થોડા બોલો કહેવાની રજા આપો."

"હું મારે વરે કંઇબી એવું અગતનું જોતી નથી. મારી જીંદગી એવી શાંત છે કે તેમાં હવે હું જરાકબી ખલલ કરવા માંગતી નથી."

"કેમ જાણ્યું કે મારી વાત તમારી શાંતીમાં ખલલ કરશે ?" તે કંઇક માયાથી બોલતો હવે અંદર આવ્યો.

"કાલે તમે ચાલી ગીયા તેથી જરબાનું ઘણાજ દલગીર થયાં. તમે આજે એવણુને વરે જરૂર ખોતી થજો. આજનું 'તાઇમ્સ' ઘણું સારૂં છે તે વાંચતાં તમે લાયબ્રેરીમાં બેસી શકશો. મી૦ કેપટન, મારા જેવાની વાત કરતાં તે ચીજ તમુને દુન્યાની ખબર પુરી પાડશે."

"તમારા સીવાયની દુન્યા મારે મનથી જીવ વગરનું ખોખું છે." તેણી સખત ચોંકી, જ્યારે તે તો ગંભીર રીતે ઉભોજ રહયો.

"એ તમે શું બોલોચ ?" તેણીએ નેણુ ફેરવ્યાં. "એક બીચારી બાનુને પ્રોમીસ થવા પછીનું તમારૂં આવું બોલવું એક ઘણુંજ ગંભીર ગુનાહ છે. હું તમારૂં એ અપમાન કદીબી માફ કરી શકવાની નથી."

"ખુદા ખાતર મને થોડું બોલી દેવા દેઓ; મારૂં થોડું સાંભળી લેઓ, પછી માફ કરો ના કરો તમારી ખુશીની વાત છે."

તે છોકરી મુંગીજ રહી.

"મને જરા સમજી લેઓ. હું આજે સાત વરસ થયાં જરને ઓરખુંચ પણ ઘણો ઘણો લાંબો વીચાર કર્યાં છતાં મને બસ હમેશાં લાગતું'તું કે હું આ છોકરીને ચાહી શકતો નથી. જર એક ઘણી

ગુણવંતી, ભલી ને પ્રીતીવાળી છોકરી છે; પણ મારૂં મન ઘણુંબી સમજાવવા છતાં સમજતું નથી. હું લાચાર છેઉં ને તેથીજ એની ઘણી વખતની ઉલટ છતાંબી હું આજસુધી એ છોકરી સાથે એક ગ્રહસ્થ દાખલજ વરત્યોચ. કદી મેં એને હાથની માંગણી કીધી નથી કે એને એમ સમજવા દીધું નથી. સુનાબાઇ, તમે ગમે તો એને પુછીને તમારી ખાતરી કરી લેજો."

"મને મરવા દેઓ. હું એક દુખી જીવ છેઉં. મને તમારા લોકની એવી ખાનગી બાબદની વચમાં પડવું નથી."

"પણ જે દીલ સાત વરસોનાં ગમે તેટલાં ફાંફાં છતાં નહિ સમજ્યું તે તમુને જોતાંજ સાત દહાડામાં બીલકુલ ગીરફતાર થઇ ચુકુંચ. અરે, ખુદા ખાતર એટલાં બધાં કચવાવો ના."

"તમે એમ ધારી શકોચ કે હું જે બીચારીનું નીમક ખાઉ તેનીજ વરસોની આશાનો મારેથી નાશ થવા દેવશ?" તે છોકરી લગાર ઉશ્કેરાઇ ગઇ.

"મહેરબાની કરીને તમારા મનમાં એમ ના લાવો કે તમારેથીજ તેની આશાનો નાશ થશે. નહિ, હું તે છોકરીને પરણી શકવાનોજ નથી; મારૂં દીલજ નથી. હું જરને હવે ખુલ્લું કહી દેવાનો છેઉ કે અમે જનમ સુધીનાં ભઇબહેન છઇએ, ને તેમ તેને કબુલ રાખવુંજ પડશે."

મી૰ કેપટન, હું એક ગરીબ નોકરી કરનારી છોકરી છેઉં; એક દુખી નીરાસ થયલો જીવ છેઉં. મહેરબાની કરીને મને મારે રસ્તે શાંતીથી રહેવા દેવો. તમારી કોઇબી ખાનગી વાત સાથે મને કંઇ લાગતુંવલગતું નથી. આય એક ઘણું ભલું કુટુંબ છે ને તેમાં હું મને પોતાને તદ્દન સલામત સમજી શાંત ને નીરાંત ઉતી; પણ તમારી આય રીતની વલણુથી બીજું તો કઇ નહિ પણ મને આય ઘેરમાંથી તમે ચાલી જવાની ફરજ પાડશો."

"એમ ના કરતાં—ખુદા ખાતર એમ ના કરતાં! મારે ખાતર અહિંથી જતાં ના રહેતાં. મેં શરૂ કીધુંચ તો બે બોલ મને બોલીને પુરૂં કરવા દેઓ. મેં તમુને સૌથી પહેલાં ફકત પીઠથી બેઠેલાં જોયાં ને

તે પળથીજ હું ખાત્રીથી માનુંચ કે તમારી તરફ હું તદન સાચ્ચા ને જોરાવર પ્યારથી ખેંચઇ ગીયોચ."

"પ્યાર? ફુઉઉઉઉઉ! સાહેબ, પ્યાર જેવી ચીજ દુન્યામાં મારે મનથી હસ્તી ધરાવતીજ નથી. માટીદાઓ ઘણુંજ ધાતકી ને સખત હોયચ. તે લોક પ્યાર જેવી નાજુક લાગણીની પીછાણુ કરી શકતાજ નથી. ખુદાએ મરદોને બીલકુલ દયા વગરના બનાવેલા છે. તે લોક પહેલાં જીગર નામની પવીત્ર જગામાં ચીગારી મુકી પોતાની જોરાવર ભાશ્વાથી તેમાં સતકણુ પાડેચ ને જ્યારે મારું બલતું બળે ત્યારે ઓ જાતને તેમાં જલતી મુકીને મન ચાહે ત્યારે બાજુ થઈ જાયચ."

"જો તમારૂં બોલવું ખરૂંજ હોએ; સુનાં, તારી તરફ કોઇ એવું ધાતકી થયું હોય તો તેનાં જેવું ગુનેહગાર બીજું કોઈ નથી. આય પાંચ આંગલા કંઇ સરખા નથી. જો કોઇએ તુંને તેની આગમાં બલતી છોડી હોય તો મને તેપર ઠંડુ પાણી નાખી હોલવવાની રજા આપ. સુનાં, હું તુને સુખી કરશ."

"માફ કરો સાહેબ, ખુદા ખાતર માફ કરો. એક જલીને ખાખ રાખ થઇ ચુકેલી ચીજ પર ઠંડુ પાણી નાખવાથી કંઇ વલવાનું નથી. મહેરબાની કરીને એ વાતજ બંધ કરો. હું એક શાંતીનીજ તલબગાર છેઉં. મી૦ કેપટન, દુન્યાની કોઇબી ચીજ મારો ઠેરાવ ફેરવી શકવાની નથી."

"તાહરે સુનાં, શું તું મને મરવા દેશે?"

"એ શબ્દ ઘણોજ સાધારણ છે. એથી સરસ ને ઉંચા કીંમતી વાકયો બોલાયલા આજે સદંતર ભુલાઇ ગયલા છે."

"હું વધારે બોલી જાણુનો નથી, પણ કરીને બજાવવાવાળો માણસ છેઉ. સુનાં, હું એક લાયક માણસ છેઉં સાત લાખનો હું ધણી છેઉં. એક પંકાયલો સારી પ્રેકતીસનો બેરીસ્તર છેઉં. દેખાવમાં હું તુને કોઇબી રીતે નાપસંદ નીકલું તેવો તો નથી; ને એ બધાં સાથે મારાં જીગરમાં તારે વરે તદન સાચ્ચી પ્રીત છે."

"તમે મુગા નથી રહેતા! હું જેમ વધારે બોલશ તેમ કદાચ તમુને ગુસ્સે કરશ. સાત લાખ તો શું પણ આખી દુન્યાની શેહનશાહત જો તમારા કબજામાં હોય તોબી મારૂં દીલ તેને વરે તદન બેદરકાર જાણજો! તમે એક બેરીસ્તર તો તો શું પણ આખી જગતના જડજ હોવો તોબી મરૂં મન તેની તરફ તદન સુહન મારેલું સમજજો! દેખાવમાં તમે આકાશી નુરબી ધરાવતા હોવો તો મારી આંખો તેને વરે તદન આંધલી માનજો! સૌથી સાચ્ચી પ્રીત તમે ધરાવતા હોવો તો તેને વરે મારી પાસે જીગર જેવી ચીજજ નથી, એમ ખાત્રીથી જાણજો!!"

તે ખુબસુરત છોકરી એટલી તો જોશથી આ સઘલું બોલી ગઇ કે, ફીરોઝ બે ઘડી ડંગ થઇ ગયો. પેસીએ ઠઠાથી હસીને એક તાઇપીસ્ત છોકરીને જરૂર જીતી જવાની આશામાં મોહક્યો હતો, પણ આ તેની સામે ઉભેલી છોકરીને જીતવું કેટલું મુશ્કેલ હતું તે વીચારમાં તે બેરીસ્તર બે પળ જાણે નીરાશ થઇ ગયો.

"હવે તમે જશો તો મહેરબાની."

"હું અહિંથી ખસી શકતો નથી. સુના મારી તરફ જો, હું એક ઇંચેઇંચ ગૃહસ્થ છેઉં. હું માનથી તુંને અરજ કરૂંચ કે તુંને મારી ધણીયાણી બનાવવા હું એકકે પગે તૈયાર છેઉં. એ મારી માંગણીપર તું ધ્યાન આપ. હું તુંને કોઇમી રીતનાં સવાલો પુછવાનો નથી. મને તારામાં પુરતો વીશ્વાસ છે. તું જે હમણાં મારી સાંમે બેઠીચ તેજ મને પુરતું છે. મને તું હા કહે. તું એક સૌથી સુખી બાનુ તરીકે જીવશે."

"સુખ જેવો શબ્દ મારી સરજતમાં લખાયલોજ નથી ને જીવવું એ એક મારે વરે મોટી બેશાવરી છે. મી૦ કેપટન, મારો જવાબ હું આપી ચુકીચ. ઉપરનું આસમાન નીચે આવે તોબી હું મારો ઠેરાવ ફેરવી શકવાની નથી. તમે મારા ભઇ જેવા છેઓ, મને તમારી એક ગરીબડી બહેન સમજજો. બસ હવે જાઓ." તે છોકરીએ પોતાનાં દુખી ને ઉશ્કેરાયલા જીવની શાંતીને ખાતર આંખે હાથ ઢાંકી

દીધો ને તે જવાન નીકળી પડતા એક નીસાસા સાથે ત્યાંથી બીલકુલ નીરાશ થયને જીગરે ને ઉતરેલે મોહડે ત્યાંથી બહાર નીકળ્યો.

——:o:——

## પ્રકરણ ૪૮ મું.

**"આઈ સે, બસ હું તમુને સાફ કેહુંચ કે તે બાનુની ગેરહાજરીમાં તમે કંઇબી બોલો તે સંભાલીને બોલજો નહિ તો——"**

આજે એક ઘણીજ લાંબી તકરારથી તે બેઉ દોસ્તો ઘણાજ ઉશ્કેરાઈ ગયલા હતા. પેસી શરોફ મુછના આંકડા સરખા કરતો તે આર્મચેરપર પડેલો હતો, જ્યારે ફીરોઝ છાતીપર માથું નમાવી દઇ તે ઓરડામાં ઉદાસ રીતે ફેરા ખાતો હતો.

"તું મારૂં માને નહિ તેના જેવું બીજું અપમાન હું કંઇ સમજતો નથી." ફીરોઝે લગાર ગુસ્સાથી કહયું.

"પણ જે ચીજ દુન્યાના તમામ ફીલસુફોએ કબુલ રાખેલી, જે ચીજ દુન્યા પેદા થઇ ત્યારથી નક્કી કરાયલી, જે ચીજ મારી પોતાની પર વીટેલી તે તું નાકબુલ કરાવે તે હું કેમ માની શકું?" પેસીએ ડોકું ફફડાવ્યું.

"તું હમણાં બધી ફીલસુફીને આધારે તકરાર કરેચ કે મારૂં દુખ જાણીને તેનો રસ્તો બતાવેચ?" ફીરોઝે તરોરો કીધો. "ગેઇ કાલનો તે છોકરી સાથનો મારો બનાવ હું તુને જણાઉંચ તો તું તે માનતો નથી એ હું કેવી રીતે શાંખી શકું?" તે જવાન પાસેની ખુરશીપર ધબ કરતો બેસી ગયો. પેસીએ દયાથી તેની તરફ જોયું, ને તેનાં દીલમાં એક સખત ચમતો ઉઠો. તે પોતે ગમે તેવો બેપીકરો પોતાને બતાવે પણ બાતેનમાં જે દરદ તેને કોતરી ખાતું હતું તેજ દરદના આંચ દરદીને જેતાં તેણે પોતાના હોઠ મજબુત પીસ્યા.

"વારૂં ચાલ, આપરી બધી તકરાર બાજુ રાખ ને શું બન્યું તે મને વીગતે પાછું જણાવ. આપરે મરદ બચ્ચા છૈયે. કંઇ કહેવલે પાસો ફેરવી શકાતો હોશે તો હજુરબી કરી દેખાડશું."

"પેસી, હું શું બોલું? તે એક સૌથી ખુબસુરત છોકરી છે, છતાં પોતાને વરે તે સૌથી વધારે બેદરકાર છે."

"ઓહ, સ્ત્રી જાતને વરે એ વાત તો હું કદીએ માનું નહિ."

"તેં તો વલી પાછી તકરાર લીધી. હવે હું આગલ કેમ બોલું?"

"હવે હું વચ્ચે નહિ બોલશ. આગલ ચાલ."

"તદન જુવાન બચ્ચું હોવા છતાં સુહન મારી ગયલાં જીવતરે જીવવા તૈયાર થઇચ."

"હા હા હા હા હા!" પેસી એકવાર ફરીથી તે વાતની વચ્ચે હસી પડયો, "મને જરા બોલવાની રજા આપો. મારેથી બોલ્યા વગર નહિ રેહવાતું. જોની દીકરી, મને લાગેચ કે તે કોઇ ઘણી હુસ્યાર હોશે ને તુંને જરા બનાવની હાશે; નહિ તો તારી લાગણી વધારે ખેંચવાની એ એક ઉત્તમ કોશેશ કરતી હોશે."

"અરે ખુદા, તે એક કેવો નીરાશ થયલો દુખી જીવ છે! તેની આંખોમાં કેવી કગલતી અરજ હું વાંચી શકતો'તો, તેના અવાજમાં કેવી દયા માંગતી વીનંતી હુ સાંભલી શકયો. આઇ સે—હું બસ તમુને સાફ કેહુંચ કે તે બાનુની ગેરહાજરીમાં તમે જેમી કંઇ બોલો તે ઘણુંજ સંભાલીને બોલજો, નહિ તો—નહિ તો.——"

તે ઉશ્કેરાઇને સામે આવી ઉભેલા જવાન ગમ જોતાં, પેસી ફરીથી હસી પડયો, "વારૂ ચાલ આગલ તો બોલ."

"કદી નહિ, તમારા જેવા એક કઠણ દીલના માણુસ આગલ મારી સાચ્ચી નાજુક લાગણી જણાવ્યામાં હવે હુ કંઇબી ફાયદો જોઇ શકતો નથી. તમારા જેવા સખત હૈડાંના માણુસ આગલ મને વધારે કઇજ બોલવાનું નથી."

"શીરાઝ, તુ મારી તરફ શકથી ના જો, હું તારાં ભલાંમાં છેઉં. હું પોતે તો એક નીરાશ થયલો જીવ છેઉં, પણ બીજાને તેવા કેસમાં મદદ કરવા હુ તૈયાર છેઉં. હું નકકી ઠેરાવ કરી ચુકોચ. કે મારી મદદ તુંને આનવી ને કોઇબી રીતે તારૂં દીલ હોય તો તુને સુખી કરી આપવો. મને તારી બારીક વીગત જાણવીજ જોઇએ. વારૂં મને કેહ જોઉં, તું એ છોકરી સાથે પરણવાનો નકી વીચાર કરી ચુકોચ?"

"નક્કી ! એ મારી જીંદગીનો સુરજ છે; એના વગર મારી દુન્યા અંધારી છે."

"વારૂં તેં જાહરે એનાં હાથની માંગણી કીધી તાહરે એ શું બોલી?"

"શું બોલે—રોકડું પરખાવ્યું કે દુન્યાની શહેનશાહતબી જો મારા હાથમાં હોએ તો એને મારી દરકાર નથી, હું દુન્યાનો જડજ હોઉં તોબી એને મારી તુંમા નથી, હું ગમે તેવો દેખાવલો હોઉં તોબી મારી તરફ એની આંખો બંધ છે, ને મારો પ્યાર ગમે તેવો સાચ્ચો હોએ તોબી મારે વરે એની પાસે જીગર જેવી ચીજજ નથી." તેને એટલું બોલી લેતાં એક નીસાસો ખેંચ્યો.

પેસીએ આય સાંભલતાજ આંખો ચુંચી કરી નાખી. એક આવી ગરીબ જવાન સ્ત્રી શહેનશાહતની દરકાર નહિ કરે એમ જાણે તેનુ મગજજ કબુલ કરતું હતું નહિ. "તું બોલેચ તે મને માનવુંજ પડેચ. પણ ફીરોઝ એવી એક શહેનશાહતને ઠોકરે મારનારી એક તાછપીરત છોકરીને મને નજરે જોવાની છે. તું મને કોઈ તેવી તક આપી શકશે ?"

"ફકત નજરે જોવાની તક માંગેચ ? કે તેને કઇ મારી તરફથી સમજાવવાનો વીચાર રાખેચ ?"

"હું ફકત તેને જોવાનેજ તુંને કહી શકશ કે તે એક ગંભીર ને મુશ્કેલ બનાવ છે કે ફકત તુને છેતરવાનો એક નાટક છે."

"ધનજીભાઇ તો મને ઘણી વખત કહી રહ્યાચ કે દો૦ શરોફને જરૂર લાવ. વારૂં; કોઇબી રીતે પરમ દહાડે જરનું વરસ છે તે ટાંકણે હું તુને તે છોકરી જરૂર દેખાડી શકશ એમ ધારૂંચ." ને આંય જવા બથી પેસીએ હાથમાં તાઇમ્સ લીધુ એટલે ફીરોઝ ત્યાંથી બહાર પડયો.

——:o:——

## પ્રકરણ ૪૯ મું.

"જીંદગી કહેતે હય દુશ્યાસે—ગુજર જાને કો,
જી તડપતા હય ગલા કાતકે મર જાને કો."

આજે જર દુબાશનું એકત્રીશમુ વરસ હતુ એટલે 'દુબાશ-મેનશન' ખરેખર ગાજેલો હતો. જરની ખુશાલી આજે કંઇક વધારે હતી

કારણ તેણીની ખાત્રી હતી કે આજને સપરમે દહાડે તો ફીરોઝ જરૂર તેણીને તે ખુશાલી ભરેલો સવાલ પુછશે. ધનજીભાઇએબી મોટી આશાથી આજે પોતાની બંદગી પુરી કીધી હતી, ને તે એકપુરાં બચ્ચાંની આશા જરૂર આજે ફળે તેની દુવા ચાહી હતી. તેવણે આજે ફીરોઝને ને તેના જાની દોસ્ત ડૉ૦ શરોફ્ને બીજા પરોણાઓ સાથે ખાણાંપર બોલાવ્યા હતા.

પણ પેલી તરફ ફીરોઝનું દીલબી મોટી આશાથી આંજે કુદી રહ્યું હતું આજે તો પેસી જરૂરજ તેની વખાણેલી છોકરીને જોશે–વાતચીત કરશે ને ઘણુખરૂં તે તેણીને સમજાવીબી શકશે, એમ તે ખાત્રીથી માનતો હતો. તેણીના વીચારો પેસી ઘણી સારી ભાશાથી અને સમજાવતથી ફેરવી શકશે એ તેની આજે મોટામાં મોટી આશા હતી. તેજ પ્રમાણે પેસી પોતેબી એ બે જુવાન જીવોને કોઇબી રીતે સાંધી આપી, પોતાનાં દુખી દહાડાઓમાં એક સુખી કામ કરવાની આશામાં આજે ઉલટમંદ હતો.

'દુબાશ–મેનશન'મા આ બેઉ દોસ્તોને ઘણો સારો આવકાર મલ્યો. પણ જયારે પેસીના સવાલના જવાબમાં જરે જણાવી દીધું કે 'નહિ, આજે મીસ બંગાલી આપરી સાથે એકમપની થઇ શકશે નહિ. હમણાંજ એવણુની ચીઠી આવીચ કે નહિ ધારેલી રીતે તબીયત બગડી આવવાથી હું તમારી ખુશાલીમાં આજે ભાગ લઇ શકતી નથી, તેથી ઘણીજ દલગીર છેઉં. મને બીલકુલ રેસ્ત જોઇએચ; મહેરબાની કરીને ડીસતર્બ કરતાં નાં."

બસ. તે બેઉ દોસ્તોની ચાર આંખો સાથે મલી. ફીરોઝનો ચહેરો તદન નીરાશીથી ઉતરી ગયલો હતો ને પેસીની તેમાં ભારે દીલસોજી હતી.

આખો દહાડો ધનજીભાઇએ છોકરાઓને ઘણી સારી રીતે મજાહો આપી પસાર કરાવ્યો, છતાં સૈંની આશાઓ સૈંનાં દીલમાંજ રહી ગઇ હતી! સૈંથી વધારે દુખી ને દલગીર જર હતી, કારણ વરસને દહાડાની આખી રાત તેણીએ ફીરોઝની બેદરકારી ને ઘાતકી નફ્કરાઇ માટે રડીનેજ કહાડી!

× × ×

તે પછીનો ત્રીજો દહાડો 'દુબાશ-મેનશન'માં લગાર વધારે ગડબડનો થઇ પડયો. મેનશનની માનીતી પરોણી, ધનજીભાઇની ચંચલ તાઇપીરસ્ત છોકરી સુનાં, વધારે બીમાર થઈ ગઇ હતી. આજે ત્રણત્રણ દહાડાની સીકનેસ છતાં તે છોકરીએ ગમે તેવી સમજાવતમાંબી આજની ઘડી સુધી કોઇબી દોકતરની મદદ લેવા સારૂ ઘસીને નાજ પાડી હતી. જરની સમજાવત, ધનજીભાઇની અરજ, ફીરોઝની કાકલુદી કશાબી તે મક્કમ મનની છોકરી આગલ કારગત લાગી નહિ.

તેણી પોતે તદન તનદોરસ્ત હતી. બેંગ્લોર આવ્યા પછી તે સુખી તો નહિજ હતી, છતાં સંતોષી ને શાંત રહી શકતી હતી. જરની સાલગરેહને દહાડે ફીરોઝના ફ્રેંડ કોઇ દો૦ પેસી શરોફબી આજે આવવાના છે એ ખબરૂજ તે છોકરીને વરે ભયંકાર નીવડી. જરે એ ખબર ઘણી હસીને કહી પણ તે છોકરીનો ફીક્કો થઇ ગયલો ચહેરો તેણી જોઇ શકી નહિ; ને તે પછીજ સુનાની તબીયત બગડતી ચાલી. દો૦ પેશી શરોફ એ નામજ તેણીને ધ્રુજરાં છુટાવવાને પુરતુ હતું. જે માણુસ તેણીને હરકાતીને ચાલી ગયો હતો, જે માણુસ પોતાની સખાવતપર તેણીને જીવાડવા માંગતો હતો, જે માણુસ તેણીની સામે ફરીથી નહિ થવા માંગતો હતો, તે માણુસની સામે તેણીને આજે જવાનું હતું તે વીચારથી જાણે તેણી બીલકુલ ધ્રુજી રહી હતી; ને એક છેલ્લા ઉપાય તરીકે સુનાએ તરતજ એક ચીઠી જરપર લખી નાખી જે આપણે આગલ વાંચી ગયા. પણ તોબી જેમ જેમ કલાકો જતા ગયા તેમ તેમ તે વધારેજ લઠડતી ગઇ. કોઇબી રીતે તે માણુસની હાજરીનાં એકજ એકજ છાપડાં નીચે તેણી પોતેબી છે એ ખ્યાલમાં હબતી જતાં રાત પડતાં તે વધારે સીક થઇ ગઇ, પણ કશાબી ત્રીતમેન્ટ વગર બધાંની ઉજારવારી થઇને આજે ત્રણ આખા દહાડા થયા તે પડી રહી હતી. પણ હમણાં જયારે ફીરોઝને ઉંબરપર મલતાંજ જરે દલગીર ચહેરે જણાવ્યું કે તે કમનસીબ છોકરીને ૧૦૬ ડીગ્રી તાપ થઇ ગઇ હતી; ત્યારે તે બીલકુલ અટકયા વગર ત્યાંથી નાહઠો ને બીજા પા કલાકમાં તો પેસી સાથે મારતી કારે આવી પુગો. આખે રસ્તે ફકત "તે છોકરીને બચાવજે," એટલીજ તે દીવાનાં જવાનની અરજ હતી.

ધનજીભાઈએ તે છોકરીની હકીકત કહેતાં ઘણી મોટી કાલજી બતાવી. જરે પોતાની મીઠી સોબતણ માટે ઘણી અધીરાઇ બતાવી, ને તે બધાંની અથાગ દીલસોજી ખેંચી રહેલી તે અજબ છોકરીને જોવા હવે જાણે પેસી પોતેજી અધીરો હોય તેમ તે લાગલો તે બીમાર ઓરડામાં ધસ્યો.

તે એક સાદો શોભીતો પરદો હતો. તે જવાને તેને ઝટાક મારી ખસાડી નાંખ્યો, ને બીજી પળે તે સ્વચ્છ બીછાણાં તરફ પોતાના દરદી તરફ વળ્યો. તેણે તે પડેલો નબળો હાથ નાડી તપાસવા પોતાનાં હાથમાં લીધો પણ બીજીજ પળે તે બે ડગલાં પાછલ હડી ગયો. "આ ખુદા—એ કોણ?" પેસીના ડોળા જાણે બહાર નીકલી પડતા હતા. "એ કોણ?" તે ફરીથી બબડયો. "એ તો શીરીન બનાજી!" ને તે જાણે અહિં ઉભો રહી શકેજ નહિ, તેણીની મેનીજ તે કરી શકેજ નહિ એમ તે નકકી માનતો હોય તેમ તે બે ડગલાં હજીબી પછવાડે જઇને ઉભો. તે હવે તે સામેનાં બારણાંમાંથી પાછું નીકલી જવાનું મન કરતો હતો તેટલાં એક 'ઓ' નાં નબળા અવાજથી તે દરદીએ કોર વાળી, અને અહિં તે લાગણીથી ફરીથી અટકયો.

"એ તદનજ બેભાન છે. મને મારી એક દોકતર તરીકેની ફરજ બજાવવીજ જોઇએ. પાછું ફરવું એ આંય કેસમાં હેવાન્યતપણું કહેવાશે. એને મારી સાથે ઠગાઇ કીધી તેથી કંઇ મને એને મરવા દેવી જોઇએ નહિ." તે જવાન હવે ફરીથી પલંગ તરફ ગયો ને તેજ પળે જર અંદર દાખલ થઇ. તે દોકતરે તેણીને ઘણી કાલજીથી તપાસીને દવા લખી આપી પણ તે જયારે મેનશનમાંથી બહાર નીકલ્યો ત્યારે એક અચીંતા મોટા બોજાથી દબાઇ જતો હતો! આખે રસ્તે તેનાં વીચારોથી જાણે તે ગુંગલાઇ જતો હતો.

આ તેની એકવારની માનીતી છોકરી શીરીન બનાજીજ હતી તે તો તે ખાતરીથી જાણતો હતો, પણ ભલતે નામે એક તાઇપીસ્ત તરીકે આટલે દુર પારકાં કુટુંબમાં આવી રહેવાનું તે છોકરીને શું કારણ પડયું હશે તેજ તે સમજી શકતો નહિ!

શું બાવાએ આખરે એ કુટુંબપર આફત વરસાવી હોશે? શું તે લોકને અર્ધી વગરનાં કીધાં હોશે ને તેથીજ શું આંય છોકરીને એમ નોકરી શોધવી પડી હશે? શું કંઇ એનાં માયબાપને અલવલ આવી હોય ને તેથી કંઇ એ બન્યું આંય સારાં કુટુંબનો આશરો શોધી રહી હોશે?" શું બન્યું હોશે તે વીચાર કરતાં પેસીનું મગજ જાણે ફાતી જતું હતું. તેણે એક ઉતાવળી ઘડીએ ઘણા મોટા ધીક્કારથી તે છોકરીને પોતાથી ઘણે દુર ફેંકી દીધી હતી. પણ તે પછી તે કદી સુખી હતોજ નહિ. મણુ તેમ તેણે તેણીને કદી માફ્બી કીધું હતુંજ નહિ.

પણ આજની તે છોકરીની કઢંગી હાલતમાં તેનું દીલ દયાથી દાઝી જતુ હતુ. તે છોકરીનો લાચાર પડેલો આકાર, તેણીની બંધ આંખો, ફીક્કો ચેહરો, એ બધું તેને ફરીફરીથી યાદ આવતું હતું. તેનું દીલ તે ખ્યાલથી જાણે કોતરાઇ જતું હતું!

શું આજ તે છોકરી જે પ્યાર જેવી પવીત્ર ચીજ ગજવાંમાં રાખીને માયબાપને તાબે થઇ પૈસાને ખાતર પોતાને વેચવા તૈયાર થઇ? ત્યારે ફીરોઝને એજ છોકરીએ એમ કાંય જવાબ કીધો કે, "આખી શેહનશાહત બી જો તેના કબજામાં હોય તોબી તેની એને દરકાર નથી?" તે આગલ ખ્યાલ લંબાવવા લાગ્યો.

એજ છોકરીએ ફીરોઝને જવાબ દીધો કે, ગમે તેવી સાચ્ચી પ્રીતી હોય તોબી એનો પાસે તેને માટે જીગર જેવી જગા નથી. "શું તાહરે એ હજુર મારે વરેજ ખોતી હોશે? જો એ મને પોતાની સામે જોય તો કેવી લાગણી દેખાડે તે મને જાણવું જોઇએ. એના પેલા સુંદર તપકીરીયા ડોળા એક વખત મારે ઉઘાડા જોવાજ જોઇએ. અલબત એને મને ઠગયોચ, હું એને માફ તો કરી શકુંજ નહિ; પણ એની આંય હાલત કેમ થઇ તે તો મારે જાણવુંજ જોઇએ—હું જવશ. એ જરા સારી કાની થાએ તો હું એક વખત એની સામે જવશ—મને જવુંજ જોઇએ. હું એની આગલ એક ડૉક્તર તરીકે જવશ. એમાં કંઇજ ખોટું નથી." તે ઘેરે પહોંચ્યો, પણ તેની ઉંઘ અને ભુખ બેઉ ગુમ થઇ ગયાં હતાં.

## પ્રકરણ ૫૦ મું.

**સખી કયસે દુખ સહા જાએ,**
**બીન પીયા જીયા કલ નહિ પાએ;**
**જાએ શીશક શીશક જીયા હાય.**

અલબત ડૉ૦ શરોફની દવાથી શીરીન બનાજીમાં ઘણો સારો સુધારો થઇ ચુક્યો હતો ને તે સાત દહાડાની મોટી માંદગી પછી તે છોકરી આજે કંઇક પોતાનાં નરમ સોફા પર અધેલઇ પડેલી હતી, ને આ રીતે તે તાઈપીસ્ત છોકરીને એકવાર ફરીથી સારી થયલી જોતાં આજે ધનજીભાઇ જરને લઇને બહાર ફરવા ગયા હતા. પણ ફીરોઝ તો તે પવીત્ર દેવીને પુંજતો હોય તેમ ત્યાંજ કંઇ બહાને રહી ગયો હતો.

બસ એક વખત એક વીચાર આવ્યો તો પેસીને પછી કોઈબી થોભાડી શકતું નહિ. તેણે હાથમાંથી "ટાઇમ્સ" બાજુમાં પટકી નાખ્યું ને એકદમ ઉભો થયો. "મને લાગેચ કે એક વખત તેને મલીને મને તેની આવી હાલતનું કારણ પુછવુંજ જોઇએ!" ને તે હવે કંઇક વધારે મેહનતથી ડ્રેસ કરવામાં રોકાઇ ગયો.

ઘણુંજ ઉશ્કેરાયલાં મને, ઉંચકઇ જતે દમે, હજારો વીચારોમાં ગુંગલાતો, પેસી આખર દુબાશ મેનશનમાં પુગી શકયો. આજે તે તે છોકરી સાથે ફરીથી એકવાર મોહેડે મોહડું થવાનો હતો. આજે તેને ઘણા ઘણા વાકયો તેણીને પુછવાના હતા. તે તેણી સાથે ઘણી લંબાણ વાત કરવા માંગતો હતો; તો જો કે પોતાનાં મગરૂર મનને શાંત કરવા ફરીફરીથી બડબડતો હતો કે તે ફકત એક ડૉકતર તરીકેજ મેનશનમાં જતો હતો.

અરે, તે મોટા પોર્ટીકોમાં દાખલ થતાં તેણે ઇચ્છયું કે તે છોકરી આ મોઘરાના માંડવામાં તદન એકલીજ બેઠેલી હતે—તો તે જરૂર તેણીને બધો ખુલાસો પુછી દેતે—પણ હજીબી તેણે પોતાની આંખો ચુંચી કીધી. "તેણે મને ઠગ્યોચ. હું તેને કદીબી માફ કરી શકવાનો નથી."

તેણી તે માંડવામાં હતીજ નહિ! તે હવે આગલ વધ્યો. "તે બીછાણામાંજ હશે, તો જરૂર પેલી જર તેણીની પાસેજ હોશે."

તે અચકયો, "જો તેમ હોએ તો કામ ઘણું મુશકેલ થઇ જાય. તે છોકરી જરૂર પહેલી નજરે બુમ પાડી ઉઠે ને તેનો ખુલાસો તે શું આપી શકે ?" તે હવે પાછો ફરવાનું મન કરતો તદન ઉભો રહયો.

"મોટા શેઠજી ને જરબાઈ બાઇ હમણાંજ બહાર ગીયાંચ. શું કહેવાનુ છે તે ગમે તો લખી જશો ?" તે ફીરંગીના છોકરાએ નજદીક આવીને ખુલાસો કીધો ને તે ખુલાસાથીજ પેસીનો ઉતરેલો ચહેરો ને ગુંચવાતું મન ઘણું શાંત થઇ ગયું.

"બાઇ શેઠ બહાર ગીયાંચ તો કંઈ નહિ. ઘેરમાં——"

"ઘેરમાં તો સુનાબાઇ બાઇ પોતાના ઓરડામાં છે."

"હું ડૉ૦ શરોફ છેઉં હું તેવણુનેજ જોવા આયોચ. તું મહેનત ના લેતો. હૂં તેવણુ આગલ જવશ." તે હવે બીલકુલ ડર વગર સીધો તે બીમારના ઓરડા તરફ વધ્યો. "હા એજ તે ઓરડો," તે વધારે આગલ ગયો, ને હજી તો સુગંધી પરડો ખસાડવા જાય તેટલાં ફીરોઝનો ચોડો, ખુલ્લો અવાજ તેને કાને અડડયો.

"તું જાહરે નહિજ સમજી તાહરે હું શું કરૂ ? આવી મોટી તાપમાં ત્રીનમેંટ વગર કંઈ રહેવાય ? મને પેસીને બોલાવવોજ પડયો."

"ઓ ખુદા, હું તમુને એ વાંકને વરે કદીબી માફ કરૂં નહિ. તેવણુને તમે મારી સાંએ શું કામ લાયા ?" તે ઘણી ઉશકેરઇને બોલતી હતી. "તમે મારી મરજી એક વખતની જાંણેલી, તોબી તમે મારી બેભાનીનો લાભ લીધો. ઓ હું તે કેમ વીસરૂં ?"

"હું ઘણોજ અજબ થાંઉચ કે તું કાંય એટલી દુખી થાએચ, તે માણુસ તો તુંને ઓરખતોબી નથી."

"એમ તમુને કોણે કહયું ?"

"તેણેજ."

"મને જોઇ ગયા પછીબી !"

"હું તારી સીકનેસથી એટલો સંતાપમાં ઉતો કે આંય છેલ્લા થોડા દહાડા થયા અમે સાથે વાતે બેઠાજ નથી; પણ ખાત્રી રાખ એ તુંને ઓરખતો નથી."

"હું ઇચ્છું છ કે તેમ હોતે."

"ખુદા ખાતર મને ના ગુંગલાવ. શું વાત છે તે મને કહે."

"ફીરોઝ, તમે મારી તરફ ઘણાજ કાલજીવાલા લાગોચ. તમુને હું મારા એક ભાઇ જેવા ગણુંચ—ને તેથીજ હું તમુને મારી ખરેખરી હકીકત કહી દેવામાં કંઇ ખોટું નથી જોતી." તે કંઇક હવે તડી થઇ.

"હું તારી હકીકત જાણવા ઘણોજ આતુર છેઉં, બોલ."

"એ તમારા દોસ્તે એક વખત મને એવી ચાહી કે હું સમજી કે દુન્યામાં તેવો પ્યાર કોઇએ આપ્યો નહિ હોશે પણ તે મારૂં ધારેલું ખોટું નીકલ્યું. તેવણ મને ધીકકારથી, દુખના ને જુરાપાના મોટા પહા-ડમાં ફેંકીને ચાલી ગીયાચ."

"શું બોલેચ?"

"હા, પણ હું———હું——એવણને એક મીનીટબી ભુલી નથી. ફીરોઝ, હું મરશ પછી તમે એવણને જરૂર જણાવજો કે મારો જીવ ફકત ગમથીજ પુરો થયોચ."

"પણ મને તેનું કારણ જણાવશે?" તેણે દયાથી માંગી લીધું.

"જાહરે શરૂ કીધુચ તો હુ તમુને બરાબર સમજાવશ. મારા બાવા એવણના બાવાના મોટાં કરજમા ઉતા. પણ મી૦ શરોફે મારા પપા સાથે એવું સાટું કીધું કે જો મને તેવણની વહુ બનાવવામાં આવે તો મારા પપાનું બધું કરજ માફ થાય—પણ આંય ગોઠવણ પોતાનાં દીકરાથી છુપી રાખવાનું મી૦ શરોફે મારા પપા પાસે માંગી લીધું ને તેવણબી કબુલ થયા. ડૉ૦ શરોફને મારા પપાએ ડીનરપર બોલાવ્યા, મને સમજાવવામાં આવી; પણ હું એવાં વેચાણની ઘણી સાંબે થઇ ને નાજ કહ્યું; પણ મારાં માયાળુ મમાએ મને કહ્યું કે મારે તેવણને જોવા, પસંદ પડે તો હા કહેવું. હું કંઇબી વધારે બોલી શકતી નથી, પણ ખુદાનાં નામથી સાચ્ચુંજ બોલુંછ કે ડૉ૦ શરોફને મેં જે પહેલ વહેલ્લા જોયા તેજ પળથી મારો તે સાચ્ચો પવીત્ર પ્યાર શરૂ થયો. ફીરોઝ તેજ મારો સૌથી પહેલો ને છેલ્લો પ્યાર સમજજો, ને તેનીજ સાથે હું મારો છેલ્લો દમ છોડશ." તે છોકરી ગમ ખાતી બે પળ અટકી.

ગઇ, " તેવણે મારી મુલાકાત અવારનવાર લેવા માંડી ને પછી મારા હાથની માંગણી કીધી. મેં મારી ખુશાલી જણાવી ને અમે ઘણી સુખી સાંજો પસાર કરવા લાગ્યાં. પણ એક માણસ જે મને ચાહતો'તો તે આય મારૂં સુખ જોઇ શકયો નહિ. તેણે જે ખરી બનેલી હકીકત,—પૈસા ખાતર અમારૂં સાંઠું ગોઠવાયું ને હું તેવણના પૈસાને ખાતરજ તેવણને કબુલ થઇ વગેરે—વીગત ડૉ૦ શરોફને કહી દીધી. જો કે તે રચેલા બાજી સાથે મને તો કંઇબી નીસબત હતીજ નહિ; મારો પ્યાર તો તદ્દન નીરમળ ને વગર મતલબનોજ ઉતો; પણ કશીબી વધારે ખાત્રી કેરયા વગર તેવણ મને મોટા તુચ્છકારથી છોડીને ચાલી ગયા."

" શરમ ભરેલું —— ધીકકાર ભરેલું ! ઘાતકી હેવાન !" પીરોજે ઉશ્કેરાઇ જતાં બોલી દીધું.

" જો કે તેવણે ઘેર જઇ મારા પપાપર લખી મોકલ્યું કે આય ગોઠવણ તુટેલી છતાં બધું મારા પપાનું કરજ માફ કીધુંચ, ને તેની ખબર મને મારા પપાએ વાંચી સંભલાવી. પણ મારે મનથી તો તે મારા સ્વમાનના નાશની ટેપ હું સાંભલતી હોઉ તેમજ મને લાગું. જે પૈસાએ મારૂં નખ્ખોદ વાલ્યું, જેનેથી મારાં સુખનો નાશ થયો તેજ પૈસાથી શું હું જીવું ? જે પૈસા ખાતર તેવણે મને બદનામ કીધી ને મારા શબ્દને ખોટો માન્યો તેજ પૈસા હું વાપરૂં ? કદી નહિ; હું મારાં મુરબ્બીઓને સમજાવીને એક સારા કુંટુબમાં નોકરી રહેવા તૈયાર થઇ ને તેટલાં ધનજીભાઇ ને જર જેવા માયાળુ આશરામાં ખુદાએ મને લાવીને મુકીચ." તે હવે મુંગી રહી ને જાંણે થાકી ગઇ હોય તેમ પાછી લેટી ગઇ.

" ઓ ! તારી વાતથી મારા દીલનાં તારેતાર ધ્રુજી રહયાચ. કેવું દલગીરીભરેલું ને ઉતાવળનું પગલું તેણે ભર્યું. મને નહિ માલમ કે પેસી એટલો બધો એક કઠણ દીલનો માણસ છે. પણ કેવું અજબ જેવું કે તે મારી આગલ તદ્દન નાસુકકર ગીયો કે તે તુંને ઓરખતોજ નથી."

"તેવણુ ખરૂજ બોલ્યા. ફીરોઝ, તેવણુ મારી નજરે હજુરબી દુન્યામાંના દરેક જીવો કરતાં ઉત્તમ માણુસ છે. તેવણુના દરેક ગુણો વખાણુવા લાયક છે. ઓ ! હું તેવણુને હજુરબી મારાં રૂવેરૂવાંથી ચાહુંચ. ખુદા, તેવણુને સુખી રાખે ! તેવણુ જુઠું બોલે એમ કદી તમે માનતા ના. મેં મારૂં નામ બદલી નાખ્યુંચ એટલે તેવણુ મને ઓલખી શકેજ નહિ. મારૂ નામ સુના બંગાલી નહિ પણુ શીરીન જીજીભાઇ બનાજી છે. મારાં મમા પપાને ખરાબ નહિ લગાડવા મેં મારૂં નામ બદલી નાખેલું." તે થાકી ગઇ. તેણીની આંખો ભીણુઇ ચુકી હતી. હવે તે દુખી હકીકત ફીરોઝબી વધારે લંબાવવા માંગતો નહિ હોવાથી તે ઉઠયો.

"હવે જરા તું આશાયસ લે. તુંને શાંતીની ઘણી અગત છે." ખરેખર તે છોકરીનો ડીઓ ભરાઇ આવ્યો હતો. તેણીનાં દુખી ડચકાંઓ ગમગીનીથી સાંભલતો તે દુખા દીલે ત્યાંથી બહાર નીકલ્યો.

તે બહાર નીકલ્યો, પણુ હવે તેની એકજ મતલબ હતી કે કોઇબી રીતે એ પેસીને ગલચીમાંથી પકડી તેની ભુલ માટે માફી મંગાવીને આ કમનસીબ છોકરીનાં સુખનો આથમેલો સુરજ પાછો ઉગાડવો. તે ઉતાવળે પગલે દાદર તરફ ધસ્યો પણુ કટેરાને ઢુંઘેલીને ઉભેલા એક ગંભીર આકારને જોતાંજ તે સખત ચોંકયો. "કોણુ—પેસી ?"

"હા, હુંજ."

"ખરૂં કેહુંચ મને એવું થાયચ કે હમણાં ને હમણાં આય મારી કાંદીનો તુંને બરાબર સવાદ ચખાડું," પેસીનાં બેઉ હાથો પછવાડે હતા ને તે દલગીરીથી ડોકું નીચું કરી મુગો ઉભો રહયો હતો. "આવી એક જુવાન, ખુબસુરત બાનુનું આવું અપમાન——તે બીચારીની આખી જીંદગીનાં સુખનો તેં નાશ કીધો. અરે, તે જનમભરની દુખી થઇને ફકત હવે મરવાજ બેઠી છે. લાનત છે તારીપર—શરમ છે ! મેં વો આજેજ તારાં એવાં ક્રુરપીણુપણુંને વરે સાંભલ્યુંચ. અરે, હું તે કદીબી ભુલી શકવાનો નથી. તારા જેવા કેળવાયલા માણુસ તરફથી એવા કાચ્ચા કાનની આશા મેં કદીબી રાખેલી નહિ.——બસ, ડૉ૦ શરૉફ, જે બાનુને હું પુંજુંચ, જો કે તે આજથી મારી એક બહેન

છે, તેની તરફનાં મારાં અથાગ માનને ખાતર આજથી તમારી દોસ્તીને મારી છેલ્લી સલામ સમજજો. હું તમારી સાથે રહી શકતો નથી. હું આવતી કાલે સહવારે મુંબઇ જાઉંચ. મહેરબાની કરીને મારો સામાન સ્ટેશનપર મોકલી આપજો." તે હવે ધસારામાં દાદર ઉતરવા ગયો પણ, પેસીએ તેને સામતાં જોરથી પકડી લીધો.

"•સબુર——તું ઘણું બોલી રહયો. હવે મારૂંબી થોડું સમજ. એની સીકનેસમાં મેં એને જોઇને તરતજ ઓલખી ને તે પળથી મારાં •જીવને જરાકબી શાંતી નથી. આજે મારા પગો કુદરતીજ એની મુલાકાત લેવાને વરે અહિ ધસડઇ આયા. હું એની આગલ જવા ગીયો પણ મેં તુંને વાત કરતો સાંભલ્યો, ને હું ત્યાંજ અટકી ગીયો."

"શું તેં એનું બોલવું બધું સાંભલ્યું ?"

"બધું !"

"હવે તમે એને વરે શું ધારોચ ?"

"તદન નીર્દોશ !"

"તાહરે શું કરવા માંગોચ ?"

"હું એની માફી માંગુચ."

"બસ, ખુદા ખાતર આયજ પળે અંદર જા. એને સુખી કર. મારેથી એનું દુખ જોવાતું નથી. પેસી, તું જો એને સુખી કરે તો તુંને મારો એક સાચ્ચો દોસ્ત સમજશ." તેણે પેસીને તે પડદો ખસેડી અંદર ધકેલ્યો ને પોતે નરમ પગળે તે દાદર ઉતરી બહાર નીકલી પડયો.

———— :o: ————

## પ્રકરણ ૫૧ મું.

**"તારા પવીત્ર પ્યારનો સુગંધી હારડો તું એકવાર ફરીથી મને પહેડાવીને સુખી કર."**

તે છોકરીની આંખોપર હજુરબી તે સફેદ બરફ જેવો હાથ ધંકાયલોજ હતો. શીરીન બનાજી આંસુઓની વહેતી ધારો અને ધીમાં ડચકામાં ગુંગલાતી જેમની તેમજ હજુર તે નરમ સોફાપર પડેલી હતી. ડૉ• પેસી શરીફ અંદર દાખલ થયો, પણ હજુરબી તે જાગી નહિ.

હવે તે તેણીની નજદીક ગયો ને તે નાજુક આકાર આગલ વાંકો વળ્યો. "શીરીન."

"કોણ?" તે ઝબકી ઉઠી. "ઓ માય—પેસી?" આખરે તેને ફરીથી પોતાની સામે આવી ઉભેલો જોતાંજ તે ચોંકી ને ઉઠી બેઠી.

તે જવાન ઉંડી દલગીરીથી તે બેઠેલી છોકરીની નજદીકમાં ચુપ ઉભો રહયો.

"ડૉ૰ શરોફ, હું હવે તદન સારી કાની છેઉં. મને હવે કોઇબી ત્રીતમેંટની અગત નથી. મહેરબાની કરીને જાવો." તે એટલી તો ગંભીરાઇથી ને ઠરસાથી બોલતી હતી કે પેસી બે પળ ચકીત થયો.

"શીરીન, તુને હવે અગત નથી. પણ હું મારાં ત્રીતમેંટને*વરે તારી આગલ આયોચ. હું તારો દોકતર નથી. પણ તું મારી દોકતર થા"

"દોકતર, તમે શું બોલોચ તે હું સમજી શકતી નથી."

"શીરીન, હું એક સીક આદમી છેઉં ને મારી દવા ખાતર હું તારી આગલ આયોચ. પસ્તાવો એ મારૂં દરદ છે ને માફી એ મને તારી તરફથી જોઇતી દવા છે."

"તમે પસ્તાવો કરો એ હું માનતી નથી. સખત હૈયાંનાં માણસોને કદીબી પસ્તાવો થાય નહિ."

"હું તારી માફી માંગુચ. હું ઉતાવલમાં તે ભરાયલાં પગલાંને વરે તારી માફી માંગુચ. શીરીન, તુને હું એક દોકતર તરીકે જોઇ ને ઓલખી ગયા પછી એકબી પળ મેં નીરાંતમાં કહાડી નથી. તું આય હાલતે અહિ શું કામ આવી હોંશે તે વીચારમાં મારૂં દીલ બલી ગયું. હું અહિં ખાસ તારી એક મુલાકાત લેવાજ આજે આયો પણ તેટલાં ફીરોઝ સાથે તુંને વાત કરતી સાંભલતાં હું અહિંજ અટકી ગીયો. શીરીન, તારો શબ્દે શબ્દ મેં સાંભલ્યોચ, ખરેખર હું એક ઘાતકી, નાલાયક ગુનેહગાર તરફ હજુરબી તારી જેવીને તેવી સાચ્ચી પ્રીતી ને મીઠી મહોબત છે એ સાંભલતાં મારૂં હૈયું ભરઈ આયુંચ. શીરીન, હું તારી માફી ચાહતો અહિં શરમીંદગો થઇને ઉભેલો છેઉં. મને માફ

કર. મારૂં તે ઘડીભરનું ઘેલાપણું મને માફ કર ! હું તારો પેસી તારા પગ આગલ પડી મારા ગુનાહની માફી માગુચ." ને ખરેખર તે લઠડતે સાહદે બોલતો ને કગલતો જવાન તે સોફા આગલ ગુઠણુ મંડીએ બેસી ગયો. તે લેટેલી છોકરીનો ઠંડો સફેદ હાથ તેણે પોતાના હાથમાં પકડયો. "શીરીન, નીચ પૈસાને ખાતર મેં તારા જેવી એક પ્યારની પુતલીનું અપમાન કીધું; પણ તેં હવે મને બતાવી આપ્યુંચ કે એ પૈસાની તુંને જરાકબી દરકાર ઉતીજ નહિ. ઓ શીરીન, હું માનુંચ—હવે હું બધું માનુંચ. તારા પવીત્ર પ્યારનો સુગંધી હારડો મને એક વાર ફરીથી તું પહેરાવીને સુખી કર !" તે છોકરી હવે ધીમેથી ઉઠી.

"શુ ખરેખર તમે મને હજુરબી ચાહોચ ?"

"મારા છેલ્લા દમ સુધી !"

"તે મને તો તે દહાડે પેલી દોશીબાઇ બોલાવ્યા મલવા આવી તે કહેતી'તી કે થોડા દહાડામાં એ પેસ્તનજીનું તો મારી ચાંદણુ સાથે થવાનુ છે. અમે તો એકમેકનાં સગાં થઇએ તે માણેકજીની મરજી છે."

પેસી હવે ઉઠીને તે સોફાપર બેઠો ને તે છોકરીને પોતાની પાસે બેસાડી. "મારી શીરીન, ખુદા ખાતર તું એ નીદાખોર બૈરીનું મારી આગલ નામ ના લેતી. એ બૈરી મને બે વખત મલી ગેઇ. એક વખત બંગલે આવી ગેઇ, બીજી વખતે દવાખાને આવી. બેઉ વખતે એ જો મારા કાન તારી વીરૂધ ભંભેરી જતે નહિ તો હું પેલાના કહયાપરથી એટલો જલ્દી ઉશ્કેરઇબી નહિ જતે; એ બૈરીએજ મને આંય પૈસાની ગોઠવણ ને બહેરામ સાથની તારી દોસ્તીને વરે ઘણાં ઘણાં ચપતાં આપ્યાં; જો કે તે બેઉ વખતે મેં એને બીલકુલ ફજેત કરી-નેજ બહાર કહાડી તોબી—તોબી—શીરીન તોબી, મારા કાનમાં રેડા-યલું મારા મગજમાં રમ્યાજ કીધું."

"ઓ ખુદા, દુન્યામાં કેવાં બૈરાંઓ આવેચ ! મને તો એને સમજાય્યું કે એવો મારવાડી શું પસંદ કીધો ? ખુબસુરત, સોસાયતીનો માનીતો છોકરો મુકી દઇ, લેડીનો ખેતાબ ફેંકી દઇ, ને એ શું પૈસા

સુંઘનારો વાણ્યો લીધો ? આ, તાહરે હવે મને સમજ પડેચ. કદાચ એ બહેરામેજ એ દાસીબાઇને પૈસા આપીને એવાં કામને વરે રોકી હોશે. કોઇબી રીતે તમુને ને મને છુટાં પાડવાનો વીચાર એ લોકે રાખ્યો હોશે, ને તેમાં તે લોક ફાવ્યાં."

"હા પણ તે થોડાજ વખતને વરે. હવે આપુને કોઇ છુટાં પાડી શકશે નહિ. મારી શીરીન, હવે હું તુને કદીબી છોડનાર નથી."

"ને ફરીથી એ દાશીબાઇ આવીને તમુને સમજાવે તો ?" તે હસી.

"શીરીન, એવાં અભણુ માણુસો આપરી દયા ને ઠઠાને લાયકનાં છે. આપરી આજની આવી ઉંચી ખુશાલીમાં એવાં માણુસોની યાદ કરવીબી સારી નથી. બોલ, વ્હાલી છોકરી બોલ, હવે આપરે કદીબી છુટાં પડશું નહિ."

"કદીબી છુટાં પડશું નહિ !" તેણીનાં બુલબુલી સરોદના પડઘાથી તે જવાન ખરેખર ખુશી ને શાંત થયો.

× × ×

અંય સુખી ખબરની પીરોઝ ઘેરે બેસીને આતુરતાથી રાહ જોતો હતો ને જ્યારે તેણે તે પેસીને મોહડે સાંભલી ત્યારે તે ખરે દીલે ખુશી થયો. તે છોકરી તરફની સાચ્ચી જાનફેશાનીના બદલામાં પેસીની કાયમની દોસ્તી માટે તેણે એકવાર ફરીથી તે જવાનને પોતાનો હાથ આપ્યો.

"પેસી, તારા સુખમાં મારા જેવું ખુશી કોઇ નથી. તે એક અજબ સાચ્ચી ને પવીત્ર છોકરી છે. તેને તું તારા જીવની કાની જાલવજે, ને તેના પ્યારને એક આશીરવાદ ગણુજે." આજ તેના જોરાવર બોલો હતા કે જે સાંભલતાં પેસી ખરેખર મગરૂર થયો.

———:o:———

## પ્રકરણ પર મું.

### "એક ગાફીલ ઘરાક તરફ ઉંડી દીલસોજી."

આજે ધનજીભાઇ દુબાશ જડજ સાહેબની સાલગરેહ હોવાથી દુબાશ મેનશનમાં એક મોટું ડીનર આપવામાં આવ્યું હતું. ધનજી-

ભાઇએ આજની તેબલપર બેંગલોરનાં જાણીતાં બાનુઓ ને ગ્રહસ્થોને બોલાવ્યાં હતાં જેમાં ફીરોઝ ને પેસી તો અલબત હોવાંજ જોઇએ. શીરીનની બધી ખરી હકીકત અને નામ ધનજીભાઈ અને જરે હવે જાણી લીધેલું એટલે હવે થોડાજ દહાડામાં પોતાની તે ચંચળ તાઇપીસ્તને એક સુખી ને આબાદ ભવીશ્ય જોવા છુટી કરવાનાં હોવાથી તે બાપ દીકરી આજે શીરીનપર વધારેજ વ્હાલભરેલાં ને કાલજીવંતાં થતાં હતાં. ચંપીનની બાતલી ને ઉત્તમ ડીશીસોને ઇનસાફ આપતો આજે સૌથી ખુશી ને સુખી પેસી દેખાતો.

"ડૉ૦ શરોફ, તમુને છોડવાની અમારી દલગીરી સાથે સરખાવતાં તમારાં ઘરાકોની દલગીરી ઘણી વધારે હોવી જોઇએ; કારણ તમારા જેવા ગુણો કંઇ બધાજ દોકતરો ધરાવતા નથી." બધાં પરોણાઓ વીદાય થયા પછી ધનજીભાઇએ પેસીને દીલસોજી દેખાડી.

"મને બીજાઓની કોઇની ઘણી કાલજી લાગતી નથી; પણ એક મારૂ ઘરાક છે તેની હકીકત તો એક અરેબ્યન નાઇટસની કહાણી જેવી મને લાગેચ."

"જો જો—ડૉ૦ શરોફ અમુને તે સંભલાવો. મને તે જાણુવા ઘણું ગમેચ," જરેઁ અરજ કીધી.

"વારૂ, તમે લોકે કોઇએબી તમારી જીંદગીમાં તદન એક સરખા ચહેરાના બે માણુસો જોયાંચ?"

"કદી નહિ." બધાંનો એકજ સરખો જવાબ હતો.

"તાહરે સાંભલો, હું બેંગલોર આયો ને થોડેજ દહાડે મને એક ઘેરે બોલાવવામાં આયો. તે એક ગરીબ ઘેર ઉતું, ને એક બાપ ને દીકરી તે દરદીની સારવાર કરતાં'તાં. હું નજદીક ગીયો; પણ તમે લોક માનશો? હું તે માણુસને જોઇને એવો ચોંકયો કે મારી જીંદગીમાં હું તેવો કદી અજબ થયલો નહિ. મુંબઈમાં સર દાદીબા હોશંગના ભત્રીજા બહેરામ કેકોબાદને તમે લોક કોઇ ઓરખોચ?"

"પેસી—પેસી— તું આજે એઁશું વાત લઇ બેઠોચ?" શીરીન જે અત્યાર સુધી તે વ્હાલા જવાનની હાજરીમાં તદન સુખી ને શાંત હતી તે એકદમ દુખથી બોલી ઉઠી.

" તું સમજ શીરીન, હું એક બનેલી વાત બોલુંચ. "

" તમે હમણાં કોણનું નામ દીધુ ? " હવે ધનજીભાઇ ખ્યાલ કરતાં બોલ્યા." બહેરામ કેકોબાદ. હું એ છોકરાને બરાબર ઓલખુંચ. આજે બે એક વરસની વાતપર દાદીબાનો એ ભત્રીજો લંડનથી આવ્યો તાહરે હુંબી બે દહાડાને વરે મુંબઇ ગયલો તે મનેબી દાદીબાએ તે પાર્તીનું નેડું મોકલેલુ. મેં તેને બરાબર તાંહ જોયલો "

" પણ પછી શું થયું, આગલ બોલની ? " હવે ફીરોઝ પેસી તરફ અધીરો થયો.

" હું તેને જોઇને સખત ચોંકયો. મેં કહ્યું કે 'એવણને હું ઓરખુંચ. એવણ બહેરામ કેકોબાદ છે.' તાહરે પેલા પારસીએ કહયું કે 'નહિ સાહેબ, એવણ તો મારા જમઇ છે. એવણનું નામ દીનશાહ કુપર છે.' પછી મેં તેને બારીક હકીકત પુછવા માંડી તો કહેજે, 'મારૂ નામ લીમજી સુબેદાર છે ને એ દીનશાહ કોઇનું નાવારેસ બચ્ચું હોવાથી મારાં બહેને એને કરી લીધો. બહેન ગુજરવા પછી મેં પાલીપોશી મોટો કીધો ને મારો જમઇ બનાવ્યો, પણ પોર્યો કઇ સારો નીકલ્યો નહિ. સંસારમાંબી તેવોજ, તોફાનીબી તેવોજ, દાવપેચબી તેવાજ.' તે માણુસ,તેની ઘણી ફરીયાદ કરવા લાગો પણ પેલી તેની ગરીબ છોકરી નાજાં પોતાનાં ધણી તરફ ઘણી માયાલુ લાગતી હતી. તે અવારનવાર વચમાં બોલી વાત અટકાવતી હતી. કહેજે વરસ દહાડાની વાત પર જેમ હમેંશ બેંગ્લોરથી મુંબઈ ને મુંબઇથી બેંગ્લોર ધકેલા ખાય તેમ મુબઇ ગયલો પણ લીમજીને લોકોએ આવીને કહયું કે 'તમારા દીનશાહને તો અકસમાત થયોચ.' 'હું દોડયો. તાંહ બે ત્રણ સારા માણસો ઉતાં તે લોકે કહયું કે તુમકુર સ્તેશનની નજદીકમાજ એક મોટા મતોડીમાં ઢગલામાં એ ઉઠલછ પડેલો મલી આવ્યો.—તે લોકે બીચારાઓએ ત્યાંને ત્યાંજ દોકતરની મદદ લઇને માથાપર પાતાપુતી બાંધી લાવેલા. ' "

" 'પણ તે બન્યું કેમ '? મેં તેવણને પુછયું, પણ તેવણ તો કહેજે, 'અરે બાવા, એની એવી દોલાના ઘોડા જેવી ચાલ કે તેમ જરૂર બને. એ હવે માતીદો થયોચ પણ એનાં સલુક કંઇ સારાં નથી. બીલકુલ

ચવીત્રો ને હુલડ છે. અદુખરાની કાની ત્રેનનાં બારણાંપર ચહ-ડાને બેઠો હોય તો જરૂર ઝીખાય તેમાં હું નહિ બનવા જેવું કંઇ જોતો નથી. કહેજે 'આજે ચાર મહિના થયા અહિં ઘણાં દાકતરોની દવા કીધી પણ હજુરબી એનું ધ્યાન ઠેકાણે નથી આવતું. ઘણુંબી પુછયેચ પણ પાધરા જવાબ દેતો નથી. બસ સદા ગાફેલ જેવો બેસી રહેચ,' ને ખરેખર મેં તેને ઘણુંબી પુછયું પણ તે તદન ગાફેલ જેવોજ ઉતો પણ શું બોલું ? બસ આબાદ બહેરામ કેકોબાદનેજ જોઇ લેવો ! પછી મે તેનો કેસ હાથમાં લીધો, ને આજે છ મહીનાનાં મારા ત્રીટમેંટ પછી તેનામાં ઘણો સારો ફરક હું જોઇ શકુંચ. "

" શું તેવણ હવે બધું કહેચ ? "

" હા, જો કે તે તદન સારીકાની થયોચ ને તબીયત બરાબર છે પણ હજુરબી પોતાના ગયના બનાવો સડસડાત યાદ કરી શકતો નથી. જો કે હવે પોતે ખાયચ પીએચ, પોતાને હાથે કપડાં કાહડેચ, બહાર જરા ફરીબી આવેચ, આપરી સાથે ઘણી સારી રીતે વાત કરી શકેચ, પણ કંઇબી આગલું પાછલું પુછયું કે ઘણું ઉંડાણથી યાદ કરવા મંડી જાયચ. હું તેને ઘણી મદદ આપુંચ ને પુછુંચ કે તુ કેમ પડી ગયો પણ હજુરબી તે યાદ કરી શકતો નથી.''

" તાહરે તો એનુ ભેજું કંઇ ચોક્કસ રીતે થપકાયું હોશે. "

" હા એમજ છે––તોબી તમે લોક એક વાત જાણીને અજબ થશો કે જેમ જેમ તે વધારે સારો થતો જાયચ તેમ તેમ પેલી નાજાંને એ સાફ કહેચ કે ' તમે મારાં ધણીયાણી નથી. હું તમુ લોકને કોઇનેબી ઓરખતો નથી,' ને એક પાંચ છ વરસની બુચી છે તેનેબી સાફ કહેચ કે ' મને પપા કરીને ના કહે, હું તારો પપા નથી.' તે મને ભાર મુકીને કહેચ કે ' ડૉ૦ હું ખાત્રીથી કેહુંચ કે હું પરણયોજ નથી'. "

હાં ફીરોઝ કંઇક વધારે તડો થયો. " તાહરે તો પેસી તુંને એને પુછી લેવું જોઇએ કે ' તું કોણ છે ' ?"

" મેં પુછયુ, ને એ યાદ કરીને બોલ્યો કે ' મારૂં નાંમ બહેરામ છે; મારૂં નામ દીનશાહ છેજ નહિ '."

"તાહરે તો એ એક ઘણોજ ઇનતરેસટીંગ કેસ થઇ પડે." પ્રીરોઝે બેહદ ઉલટ લેતાં બોલી દીધું.

"પણ એ માનવા લાયક છે ?" શીરીને પુછયું

"નહિ કાંય ? જો તદન એક સરખા ચહેરા હોય ને પેલો માણુસ ઉઠાઉગીર હોય તો——"

"તો શું— તે એક તદન રદ માણુસ છે. શીરીન ને હું તેના પુરતા સમાગમમાં આવેલાં છૈયે. પણ આંય છોકરો તેની ગાફેલ્યત માંબી મને એક ખરો નોબલમેન લાગેચ."

"પેસી, તુને કંઇ વાંધો નહિ હોય તો મને જરા એ છોકરાને મલવા દેશે ?" પ્રીરોઝે હદ વગરની હોંસથી કહ્યું.

"હા ડૉ૦ શરોફ, હું પોતેબી જરા એને જોવા માંગુંચ. જે છોકરા સાથે મેં અર્ધો કલાક વાત કીધીચ તે છોકરાને હું બરાબર ઓલખી શકશ."

"વાંધો નહિ, પણ હું તો ઉલટો ઇચ્છુંચ કે મેં જે માથે ઉઠાવેલાં કામમાં તમે લોકબી મને મદદગાર થાવો. — કેમ શીરીન, તુંબી આવવા માંગેચ ?"

"હા અમે બેઉ જણું આવશું," જર ને શીરીન બેઉ તૈયાર થયાં, ને એ રીતે બીજી સવારે દસ વાગે તે એક કમનસીબ જવાનને જોવા જવાની ઉલટમાં બધાં તે રાતે છુટાં પડયાં.

——:०:——

## પ્રકરણ ૫૩ મું.

## "મદદગાર મીત્રો."

આખરે બીજે દહાડે દશ વાગે જડજ સાહેબ ધનજીભાઇ દુબાશ અને તેવણુની કું૦ લીમજી સુબેદારનાં બારણાં આગલ આવીને ઉભી. પેસીના ત્રણ ચાર ટકોરા પછી, નાજાંએ હલવેથી બારણું ઉઘાડયું ને તેની સાથે લીમજી સુબેદારબી નજદીક આવ્યો. તરતજ તે ગરીબ ઘેરના એક સફાઇદાર ઓરડામાં તે બધાંને બેસાડવામાં આવ્યાં ને પેસીએ તે બધાં સાથે લીમજી ને નાજાંની ઓળખ કરાવી.

"કેમ, દીનશા કાંહ છે ? હું એની ખબર લેવા આયોચ," પેસીએ પોતાની વાત પર આવતાં કાલજીથી પુછ્યું ને તે નજદીક ઉભેલી નાની છુચીને પોતાનાં ખોળાપર લઇ લીધી. નાંજાની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં ને લીમજીએ દલગીરીથી ડોકું ધુણાવ્યું; પણ નાની ચબરાક ફ્રેની હવે ચુપ રહી શકી નહિ.

"દોદ તમે નહિ જાણુતા ? અમારા પપા તો કાલના કેરે ચાલી ગીયાચ ને મમા તેથી આખો દહાડો બીચારાં રડયા કરેચ."

"શું ખરેખર ?" પેસીએ અચરતી બતાવી ને ઉલટમાં આવેલાં તે બધાંનાં મોહડાં ઝાંખાં થઇ ગયાં.

હવે લીમજીએ ખંખાર માર્યો. "બસ માંદો પડયો ને પડયોજ બોલવા લાગો કે આંય મારૂં ઘેર નથી, તું મારી બૈરી નથી, એ મારૂં બચ્ચું નથી, દીનશાહ મારૂં નામ નથી. હવે એ દુકતાને કોણ સમજાવે ? ઘણોબી સમજાવ્યો પણ તેજ ધખારો એનાં ભેજામાં લાગેલો તે નીકલ્યોજ નહિ. તેમાં હમણાં હમણાં તો મને પુછવા લાગો કે કોણ કહેચ કે હું પડી ગીયો ? હવે મને બરાબર યાદ આવેચ કે કોઇ બે માણસોએ મને દબ્બામાંથી પમ ધરી ઉઠલાવીને પાડી નાખ્યો."

"તદન બનવા જોગ છે." ફીરોઝ તે વાકયને વળગી પડયો, "એવણુ તમુને શું કહીને ચાલી ગીયા ?"

"તે દહાડે ચાહેની ખાંડ ખલાસ થઇને મંગાવી તેનું વીંટલઇ આવેલું કાગલ પોતે વાંચવા લાગા." હવે નાજાંએ સમજાવવા માંડયું. "વાંચતાં વાંચતાં ઘણુંજ યાદ કરવા લાગા. મેં કહયું કે એ ચીઠ્ઠું મુકી દેઓ, અમથુ માથું દુખશે; તો કહેજે 'શું તું એમ કહેચ કે હું મારી ગુલને તેની સાથે પરણી જવા દેઉં ? ને તે જોતો હું અહિ મુગો બેસી રેહું ?' તેવણુ ઘણાજ ઉશકેરાયલા ઉતા. મને 'કહેજે 'એ ફ્રેદુનને હું બરાબર સવાદ ચખાડશ; બસ, મને અહિથી જવુંજ જોઇએ. કશાંને ખાતર નહિ તો મારી ગુલનારને બચાવા મને જવુંજ જોઇએ,' ને એવું કંઇ ઘેલુગાડું બકી બકીને બસ જબરદસ્તીથી કંઇબી સામાન કે ખાવાનું લેયા વગર નીકલી ગયા."

"મને બરાબર યાદ છે કે ફ્રેદુન કરીને સર દાદીબાનો એક ભાણેજ છે," ધનજીભાઇએ યાદ કરતાં કહ્યું.

"હાજી છે, ને તે પેલી ગુલનાર તીરંદાઝ સાથે પણવાનો છે તે હું જાણુંચ" શીરીનબી વચ્ચે બોલી ઉઠી.

"તદન આરસી જેવો ખુલ્લો કેસ." ફીરોઝ ઉશકેરાયો. "પેસી, આપરી ફરજ છે કે કોઇ હકદારનો હક મેલવી આપવા આપુને મદદ કરવી જોઇએ. એ બીચારો પોતાની નબલી મગજશકતીમાં હજુરબી કંઇ ગોટું ખાઇ બેસશે. આપુને તેની પુઠે જરૂર નકી જવું જોઇએ. વારૂં નવાજબાઇ, જરા મહેરબાની કરીને પેલું ખાંડ વીટલાયલુ કાગલ મને વાંચવા આપશો?"

"હાજી, મેં તે થાવું રાખ્યુ ચ" ને બીજી મીનીટે તે છોકરીએ તે કાગલ લાવી ફીરોઝના હાથમાં મુકયું. તે એક 'કયસર' નુ પાનું હતું.

**એક પારસી બાનુને ગંભીર અકસ્માત.**

ગઇ કાલે કવીન્સ રોડને રસ્તે જતાં બે મોટરો ગંભીર રીતે એકમેક સાથે અઠડી પડી મોટો અકસ્માત થયો હતો. એક મોટરમાં મીસ ગુલનાર તીરંદાઝ નામનાં બાનું બેઠેલાં હતાં તેવણ સખત ઝોંકથી બહાર ઉછલાઇ પડયાં હતાં. તેવણના હાથને ઘણી ગંભીર ઇજા થઇ છે. સારે નસીબે તેજ વખતે ત્યાંથી પસાર થતાં ડૉ૦ રૂસ્તમ થાનેવાલાએ પોતાનાં હમેશનાં દયાળુ દીલે તુરતાતુરતની મદદ આપી હતી. એ મોટર મી૦ ફ્રેદુન વકીલની હતી ને તે વખતે તેવણ પોતેજ હાંકતા હતા. મીસ તીરંદાઝ હાલમાં હોર્નબી રોડપરના 'વકીલ વીલા' માં રાખવામાં આવેલાં છે. અમારા સાંભલવામાં આવ્યું છે કે ઘણાં ટુંક વખતમાં મીસ તીરંદાઝ મીસીસ વકીલ થનાર છે.

આ કાપલી ફીરોઝે ઘણાંજ ધ્યાનથી ચીપી ચીપીને વાંચી ધનજીભાઇનાં હાથમાં સેરવી. "વારૂં શીરીન, મને તું એ બહેરામ કેકોબાદની કંઇ હકીકત જણાવશે? એ કેઠે મુસાફરીએ ગયલો કે—ને પાછો કયારે ફર્યો?"

"જેવની પીરોઝ, તમે ઘણાં ગુંચવાયલા લાગોચ; પણ મને હવે બધી બરાબર સમજ પડેચ. સર દાદીબા હોશંગ કુમારા છે. તેવણે પોતાનો વારેસ પોતાનાં બાઇનાં દીકરાને કીધો ને તેથી તે લંડનમાં રહેતો હોવાથી તેને તારથી બોલાવી મંગાવ્યો. હવે તે આયો ત્યારે મોટું ગેધરીંગ કરીને દાદીબાએ તેને હરખથી આવકાર આપ્યો ને તે વખતે ધનજીભાઇ કહેચ તેમ એવણુબી તાંહ ઉતા. હવે એમ કહેચ કે બીજેજ દહાડે સર દાદીબાએ એક છોકરીને એ બહેરામને બતાવી તેનીજ સાથે તેને પરણુવાની જબરી કીધી, પણ તે બહેરામે સાફ ના પાડી ને દાદીબાએ તેથી ગુસ્સાથી તેને ઘેર છોડી જવા નહિ તો આંય છોકરીને પરણુવા કહ્યાથી તે તરતજ ઘેર છોડીને જતો રહ્યો." શીરીન અહિ અટકી. તે છોકરીએ હાથે કરીને પોતાને લીધે તે બનાવ બન્યો હતો તે કહેવાના અખાડાજ કીધા ને આ ચુપકીદીમાં પીરોઝને જરા વીચાર કરવાનો ઠીક તાઇમ મલ્યો.

"હવે છ મહીના પસાર થયા ને કોઇબી રીતે સર દાદીબાએ પોતાનો વીચાર ફેરવ્યો ને તેવણુને એ બહેરામનો પતો નહિ માલમ હોવાથી દરેક ન્યુસોમાં જાહેર ખબર આપી કે 'માફી આપીચ, પાછું ફરવું.' તે જાહેર ખબરનો જવાબબી જાહેર ખબરથીજ આયો 'કે હું ચોકે દહાડે આવી પુગશ.' એટલે તે વખતે વળી પાછું સર દાદીબાએ દાદી-હાઉસમાં મોટું ગેધરીંગ કીધું ને ડીનરબી આપ્યું, તેમાં એ બહેરામ આવી લાગો."

"તે તેજ બહેરામ ઉતો?" પીરોઝે પુછ્યું

"તે હું પારખી શકી નથી. જો કે દરેક જણુાએ તેને બહેરામ તરીકેજ ઓલખ્યો ને હજુરબી તેને લોક તેજ નામે ઓલખેચ."

"વારૂં તે આયો તેવો સર દાદીબામાં તેં કઇ ફરક જોયો?"

"અરે તે તો કહેતાં હું ભુલીજ ગેઇ. તેવણે તો એને જોતાંને વારજ આંખે હાથ ધાંકી દીધો; પણ એમ કહેવામાં આયું કે તેવણુ હદ વગરનાં હરખથી એમ દબાઇ ગયા હતા."

"પણ જો તેવણે તેનું નકલીપણું પારખ્યું હોય તો તેવણ તેને અર્ધી ઘડીબી ઉભો રાખી શકેજ નહિ," ધનજીભાઇ એ ફીરોઝને સમજાવ્યું.

"તેજ હું બી વીચાર કરૂંચ."

"બીચારા સર દાદીબાએ ત્રીજે ચોથે દહાડેજ પોતાનું વીલ કરી નાખ્યું તેમાં પોતાનાં ભાઇના છોકરા બહેરામ કેકોબાદને બધું આપી દીધું."

"તાહરે તો તે એમ ખુલ્લું બતાવેચ કે તેવણે તેને ઓરખ્યોચ."

"ને તે પછી વીલપર સહી કરતાંને વાર તેવણ બીચારા લકવાનાં હુમલાથી પટકાઇ પડયા તે આજના દાહડા સુંધી છતી શુધ્ધી બુધ્ધીમાં હાથ પગ વગરના જેવા બીછાનામાં પડેલા છે."

"બસ તાહરે તો પેલા છોકરાને પુછનારૂં કોઇ રહ્યું નહિ."

"ખરેખરજ નહિ. બીચારા રૂસ્તમજી સેક્રેતરી પચ્ચીસ વરસના દાદીબાના ભાઇ જેવા કાલજીથી હાઉસમાં ઉતા તેવણનેબી મારા મમા લખેચ કે બહેરામે ગયે મહિનેથી રજા આપીને તેને જગે કોઇ પેડી રાઇત નામનાં ક્રીસચ્યનને સેક્રેતરી કીધોચ."

"કોણ——નામ શું!" હીમજી એકદમ બુમ પાડી ઉઠયો.

"પેડી રાઇત." શીરીને પાછું કહ્યું.

"અરરરર! તેજ દુકતાએ મારા દીનશાહને બગાડીને ધુલ કીધો, હું તેને બરાબર ઓલખુંચ. એ હમેશાં મારા દીનશાહની સાથેનો સાથીજ."

"જો હીમજીભાઇ એમ બોલેચ તાહરે તો એજ બે માણસોએ ખરા બહેરામને ત્રેનમાંથી ઉઠલાવી નાખેલો હોવો જોઇએ ને તેને મુવેલો સમજી પોતે તેની જગાપર જઇને બેઠોચ; ને શીરીન, આંય ફરેદુન કોણ છે? તું કહેચ કે એ સર દાદીબાનાં બેનનો છોકરો છે તો એ હજુર કેમ ચુપ રહયોચ. એબી શું તેને ખરેજ બહેરામ માનતો હોશે?"

"કદાચ હોયબી—પણ—પણ—એ બેઉ એકજ કીસમના છોકરાઓ છે. કદાચ બેઉ મલી જઇને આંય પેડી સાથે બધો હીસાબ કીતાબ

રાંધી નાખતા હોશે. મને લાગેચ કે આપુને તે બાજુ ઘણું જલ્દી જઈ પહોચવું જોઇએ." પેસીએ કાલજીથી કહ્યું.

"હું પોતે તદન તૈયાર છેઉં," શીરોઝ બી ઉઠયો. "લીમજીભાઇ, તમે આંય વાતપરથી હવે સમજયા હોશો કે——"

"કે એ લુચ્છો કોઇનાં પારકા હકપર જઇને બેઠોચ—હા બાવા હું બધું સમજયો, ને તેને વરે હું પોતે માફ માગુંચ. હુંબી નાજાં સાથે તાંહ આવવા માંગુંચ."

• "જરૂરજ તમારા લોકની હાજરીની તો તાંહ ઘણીજ જરૂરજ રહેશે." પેસીએ જણાવ્યું.

"ઓ, પણ ખુદા ખાતર તેને દયાથી માફ કરજો." નાજુએ માંગી લીધું ને ધનજીભાઇએ તે કમનસીબ છોકરીને પતાવી લીધી.

"બનશે તાંહ સુધી બધુ સમજુતીથી કામ કરશું. તમે લોક તાંહ આવજો તો ખરા. જોવ સમજો લીમજીભાઇ, તમે ખરચને વરે કંઇ બીહતા ના, બને તેમ જલ્દી તમે બચ્ચાંઓને લઇને મુંબઇ ઉપડી આવજો ને તાજ મહાલ હોતલમાં અમે તમારે વરે બોટી રહીશું. કેમ છોકરાઓ—બરાબર છેની ?" ધનજીભાઇએ કાલજીથી પુછયું.

"હાજી તદન બરાબર." ને અહિં કંઇક ઉતાવળે એક ભલાં કામમાં મદદગાર થવાની ઉલટમાં તે બધાં બહાર પડયાં.

——:o:——

## પ્રકરણ ૫૪ મું.

### "ચાર આગલનું નસીબ સાથેનું સાથે"

આખરે મધરાસ મેલ પોતાની પુર ઝડપે દોડતો બોરીબંદરનાં સ્તેશનપર આવીને ઉભો. તે ગાફેલ માણુસે ધ્યાનમાંને ધ્યાનમાંજ આખરે પોતાની મુસાફરી પુરી કીધી. તેની સાથે કંઇબી સામાન હતોજ નહિ. તે તે સેંકડ કલાસનાં ડબ્બામાંથી ઉતર્યો ત્યારે કંઇ વધારે હુસ્યાર અને આતુર દેખાતો હતો. પોતાના શર્ટનાં કફપર લખેલું તેને એકવાર ફરીથી વાંચ્યું, 'હોર્નબી રોડ. વકીલ વીલા'. તે પોતાના ગુંચવાતા મનને કંઇક શાંત કરવા તે નજદીકની બારતીપર બેસી ગીયો. "મેં બરા-

ખર વાંચ્યું કે એ ફ્રેદુન મારી ગુલને પરણવાનો છે." તે માથું દાબતો હવે બડબડવા લાગો. "ફ્રેદુન——હા મને બરાબર યાદ છે. એજ પેલા હાઉસમાંનો મને તદન અનગમતો માણસ! આહ મને વખત ખોહવો નહિ જોઇએ, એકેક દહાડો શું એકેક કલાક ઘણો કીમતી કહેવાએ. હોર્નબી રોડ—'વકીલ વીલા', મારી ગુલ 'વકીલ—વીલા'માં કાંય રહેવા ગેઇ હોશે! શું તાહરે એનીબી મરજી થઇ હોશે, મને બરાબર યાદ છે કે એ તો તે માણસને બીલકુલ ના પસંદ કરતી'તી. કંઇબી ભુલ છે. પણ મારે જલદી જવું જોઇએ, કંઇબી ખુલાસો મેલવવો જોઇએ. મને તેને પનતો અટકાવવોજ જોઇએ." તે હવે ઉશ્કેરાયલી હાલતે ઉઠયો ને જે પહેલી તેક્ષી દેખાઇ તેમાં ચહડી બેઠો. "હોર્નબી રોડ 'વકીલ વીલા'" જેટલી જોરથી તે તેક્ષી ચાલતી હતી તેથી હજાર ઘણા વધારે ઝડપથી તેનાં વીચારો ફરીથી ઉડવા લાગા, "જો એ ફ્રેદુન સીધે ચલુકે નહિ સમજશે તો હું મારા કાકાજીની મદદ લેવશ. 'દાદી હાઉસ'માં જઇને હું તેવણુને ખુલ્લું જણાવી દેવશ કે એજ છોકરીને ખાતર તો મેં બધું તેવણુની માયા મીલકત, ખેતાબ, માન બધું ખોહ્યું ને હવે આય માણસ તેને પરણી જવા તેયાર થયોગ્ગ."

"પણ કેવુંઅ જબ જેવું! તે છોકરી પોતે આટલા ટુંક વખતમાં મને બેઇમાન થઇ શકી." તે જવાનનાં વીચારો હવે ધીમેધીમે વધારે વધારે ખુલ્લા થતા ગયા. તે હવે ઘણીજ સારી રીતે ગયલો વખત યાદ કરવા લાગો, "તેવણે મને કહાડી મુકયો ને મેં મુસાફરી શરૂ કીધી. મને તે બે જવાન માણસો ત્રેનમાં મલ્યા. હા હું તેને બરાબર ઓરખી શકશ, મેં તેની સાથે ઘણો વખત વાત કીધેલી, તેનેજ મને પગ ઉઠલાવીને નાખી દીધો. હું દરવાજાને અઘેલીને આવતા બનાવોના વીચારો કરતો'તો તેટલાં તે મારી આગલ ધસી આયો ને મને ઉઠલાવી નાખ્યો. હું બેઉ માણસોને તરતજ ઓલખી શકશ. હું તેને પકડવા માંગુચ, હું કાકાજીની મદદ લેવશ." અહિં તેની તેક્ષી થોભી ને તે ઉતર્યો. તેણે પોતાની નજર અહિં તહિં દોડાવી ને આખરે તેને 'વકીલ વીલા' નામનું પાટ્યું વાંચી લીધું.

તેક્ષીના પૈસા ચુકવી તે હવે સરભોગ અંદર ધસ્યો. તે જવાન ખરાં દીલથી માનતો હતો કે તેને કાઇનીબી રજાની અગટ હતીજ નહિ. તે છોકરી તેનીજ હતી ને તે તેણીને મળવા જતો હતો. અરે તે બીચારી બીછાંણાંમાં હોશે કે સારીકાની હોશે તે વીચારતાં તે તે નાનાં સુઘડ હોલમાં દાખલ થયો. પણ તે ઉંબરપરજ અટકી ગયો તેને શું જોયું ?

તેજ——હા તેજ છોકરી એક ખુરસીપર ખોલામાં બેઉ હાથો મુકીને તદ્દન બેદરકારીથી બેઠેલી હતી, જયારે તેણીની પાસેની બીજી ખુરશીપર બેઠેલો ફરેદુન વકીલ વાંકો વલીને તેણીનાં તે ગમગીન ચહેરાને ખુશી કરવાની ને ઉડતા ખ્યાલોને હાથમાં લેવાની કોશેશ કરી રહયો હતો:

બસ——આખા વખતનાં એજ હેબતનાક કંગાલ વીચારોથી તપી જતાં મગજે તે જવાન આય દેખાવ વધારે વાર જોઇ શકયો નહિ. તે વધારેજ ઝનુની બની ગીયો, કોઇનીબી તેનીપર નજર પડે તે અગાઉ તેને અંદર ધસી જઇ એક જબરદસ્ત છાપત ફરેદુનનાં માથાંપર મારી દીધી. "કંગાલ કુતરા, લે આય તારાં નીચપણાંનો સવાદ."

"કોણ ? બહેરામ ?" ફરેદુનથી ઘોઘારી બુમ નીકલી પડી, તેનાં ડોળા જાંણે આય બનાવની ખાત્રી કરવા બહાર નીકલી પડવા માંગતા હતા, "તું પાછો ?"

"હા, હુંજ બહેરામ તારા જીવપર બેરવા પાછો આયોચ. તું જાંણે કે હું જીવતો દતાઇ ગીયો, પણ તેમ નથી. તારા ડોળા ઉઘાડીને જો, મને બરાબર જો, હું બહેરામજ છેઉં" તે હવે ડઘાઇને ટીકતા ઉભેલા જવાનની વધારેજ નજદીક ગીયો, "તે તારી જીવતી આંખોએ જોયલુ કે આંય છોકરીને મેં ચાહેલી, તે છતાં તેં આટલી બધી હીમત કીધી ને તેને જીતવાની કોશેશ કીધી. હું તુંને જીવતો જવા દેવાનો નથી." તે હવે પાછો તેનાં આંગપર ધસ્યો, પણ ફરેદુન એવા વખતને વરે તૈયારજ હતો તે તેનો હુમલો અટકાવી એકદમ ત્યાંથી ઓરડાની બહાર નીકલી ગીયો.

હવે તે જવાનની નજર ખાલી પડી. તેને તે હેભતથી ટીકતી ઉભેલી છોકરી તરફ કંઇક ચપકાની નજરથી જોયું. તે છોકરી પહેલી પળે તદન બેફામ જેવી બની ગઇ હતી. પણ હમણાંજ તેણીનું ધ્યાન કંઇક સ્થીર થયું. તેણીએ આવી જતો લપેરો અટકાવવા તે નજદીકની ખુરશીનો હાથો પકડી લીધો.

"શું એ વાત ખરી છે કે તું એ ફરેદુનને પણવા તૈયાર થઇચ?" તેને કંઇબી શરૂઆત વગર બસ એકદમ કંઇક ગુસ્સાથી પુછી લીધું.

"તે મારી ખાનગી બાબદ છે, તેની સાથે તમુને કંઇ કામ નથી." ઘણુાજ મોટા થોભરાથી તેણીએ ડોકું ફેરવી નાખ્યું.

"શું તેં મને આશા નહિ આપેલી; તેં મને મારે વરે ખોતી રહેવાનો તારો બોલ નહિ આપેલો? શું એટલા વખતમાં બધું ખલાસ થઇ ગીયું?" અત્યારસુધી ગુચવાઇ ગયલી તે છોકરી હવે તદન સાવધાન થઇ ચુકી હતી. તેણીએ તે પકડેલો હાથો છોડી દીધો ને તે જવાનની સામે તતનખાર આવીને ઉભી.

"બસ હુ તમુને હીમતથી ને ખુલ્લું કહી દેઉંચ કે તે એક મારી ઉતાવલી ભુલ ઉતી હું તેને સુધારી શકતી નથી ને સુધારવા માંગતીબી નથી."

"એટલું બધું શાને વાસ્તે?"

"હું તેને એક ફકત સ્વપના જેવુંજ ગણુંચ. બહેરામજી એટલું તો યાદ રાખજો કે હું તમુને તો કદી કદીબી પરણી શકવાની નથી."

"તારા જેવી એક છોકરી એટલો જલ્દી પોતાનો વીચાર બદલે એમ મેં કદી માનેલું નહિ. હજુરબી ગુલ——————"

"બસ એક શબ્દબી વધારે બોલતા ના," તે છોકરીએ મોટા તુચ્છકારથી પોતાનાં નેણુ ફેરવ્યાં, "હું તમારી સાથે કંઇબી વધારે વાત કરવા માંગતી નથી, બસ અતરઘડી અહિંથી ચાલી જાઓ".

"ને આંય ફરેદુનકે તું પણુશે?"તેને કગલતી આંખોએ પુછ્યું.

"તે મારૂં કામ છે, બસ એટલું જાણી લેઓ કે આખી દુન્યામાં જો કોઇનેબી હું મારા દીલનાં તારેતારથી ધીક્કારતી હોઉં તો

તે તમે છેઓ." તેણીએ મોટા ધીક્કારથી પોતાનું મોહડું તેની તરફથી ફેરવી નાંખ્યું. તે છોકરી એટલી તો ગુસ્સાથી ઉશ્કેરાયલી હતી, તે એટલા તો તુચ્છકારથી બોલતી હતી કે પોતાની આંખો તે સામે ઉભેલા જવાન તરફ નહિ રાખતાં બીજી તરફજ જોતી હતી.

"મેં તમારેથી ઘણું ખમ્યુંચ, ઘાતકી માણુસ, બસ આંય મારૂં ઘેર છે, હું તમુને હુકમ કરૂંચ કે અહિંથી એકદમ બહાર જાઓ," ને બીજી એકબી વધારે નજર ફેંકયા વગર તે ત્યાંથી ઝપાતામાં અંદર ચાલી ગેઇ.

તે માણુસ ગાફેલ તો હતોજ. ઘણુાંજ મોટા અગતના બનાવને વરે તે એકદમ પોતાની ગયલી હુશ્યારીમાં પાછો આયો હતો. પણ આંય તેને શું સાંભલ્યું ! શું જોયું ? બેઇમાનીનાં સખત ચમતાથી તે નીરાશીના મોટા આંચકાથી તે જવાન એકવાર ફરીથી પોતાનું ભાન ખોહવા લાગો. તેને આવી જતા ચક્કરથી તેણે આંખે હાથ દાબી દઇ કચડાઇ જતા મગજને જોરથી દાબ્યું. "શું મારી કંઇ ભુલ થઇચ ? નહિ તે એજ છોકરી છે. મને એની સાથે ગુજારેલી સાંજે બરાબર યાદ છે. પણ મેં એને શું કારણ આપ્યુંચ કે એ મને ધીક્કારે ? શું મારી આટલી લાંબી ગેરહાજરીને એ ઘાટકીપણું ગણતી હોશે. હજુરબી હું એને પાછો મલું એક વખત એની પાસથી મને જાંણી લેવું જોઇએ કે——કે——"બસ તેની નબલી તબીયતને વરે આંય ઘણું વધારે થઇ ગયું હતું. તેના તરતનાંજ સાજાં થયલાં ભેજાં માટે આય દબાણ ઘણું થઇ ચુકું હતું, તેને ગમે તેટલી ટકાવી રાખેલી શકતી ને હીમત છતાં એક સખત ઝોંક ખાધો ને ધમ્મ કરતો તે જમીનની ઉપર બેશુધ્ધ થઇ ટુટી પડયો.

"હા હા હા હા હા, ચંડાલ, તારો સેતારો હજુર સુધર્યો નથી." તે કમનશીબ જવાનના તુટી પડવા સાથેજ તે ચીમઇને બધો મહેમાર જોતો ફરેદુન એકદમ બહાર નીકલી આવ્યો. તેણે તે લોઠપોઠ પડેલા જવાનને હીલવી જોયો. "બીલકુલ બેશુધ છે." તેણે ફરીથી હસવા માંડયું. "મારીપર ખુદા પ્રસન્ન છે, મને તેની મદદ છે. સારૂં થયું કે એ

ઝીંકાયો નહિ તો હું એને કેમ પુરો પડતે. ચાલ, હું બી એવાજ કોઇ વખતની વાર જોતો'તો. ચાલ દીકરા તારે વરે એવો સરસ બીંત ને સલ્યાથી ફરનીશડ કીધલો બંગલો તૈયાર રાખ્યોચ કે તું જીવેજાગે તાંહ સુધી તેમા રાજ કર્યાંજ કરજે, " તે તેને ખભે ઉંચકી લેવા વાંકો વલ્યો, પણ તેજ પળે ગુલનાર ફરીથી ત્યાં દાખલ થઇ.

"આ માયરે——એવણુને શું થયું——પણ તમે · એવણુને શું કરૌચ ?" તે કંઇક દધાયલી જેવી ત્યાંજ ઉભી રહી સવાલો કરવા લાગી.

"જરાં એનાં મોહડાનો સોરમ લેઉંચ. નખ્ખોદ ગીયો હવે હવે ધીચેચજ ધણો. હમણાંબી એટલો લીધોચ કે પગે ગેરયા° રમીને અહિંજ પડયો."

"પણ તમે કાંહથી આયા ?"

"હું તો ડીયર તારી પરીક્ષા લેવા પાસેનાં ઓરડામાં ભરઇ રહેલો, કે તું એને શું જવાબ આપેચ તે જરા સમજું."

"જે માણુસે મને કુતરાંની કાની હરકાતી કહાડી તેને વરે તમે મારા કેવા જવાબની આશા રાખેલી."

"બરાબર એવીજ પણ તું ગીયા પછીતો એ તદન લપેડા ખાવા લાગો ને આંય તું જોયચ તેમ ટુટી પડયો."

"હવે તમે એને કાંહ લઇ જાઓચ ?"

"વલી કાંહ !——હાઉસમાં પુગાડી આંઉચ."

"પણ આવતાંને વાંર એવણે તમુને શું કહ્યું ? હું તો એટલી ધભરાઇ ગયલી કે કંઇ સાંભલી શકી નહિ, પણ ફરેદુન એવણે તમુને માર્યાં કાંય ? તમારી સાથે તો એ માણુસને સારૂં છે."

"અરે જવા દે, ધીચેલા માણુસને શુધ્ધી શાંની હોય ? આજે બસ એને ભણે વખતે તારી યાદ હૈયે ચહડી આવી હોશે તે આવીને ઉભો. લે ચાલ, હવે તું નચીત રહેજે. મને એને એના જગાએ પહોંચાડવો જોઇએ, નહિતો કાલનો દુકાલ આજે પડશે." તે હવે પોતાની પીઠપર લાધેલા તે કીમતી બોજા સાથે સીડી આગલ ખોતી થતી

કારમાં ચહડી બેઠો ને બને તેટલાં જોસ્થી તે આંતાકુશ તરફ તે કાર હંકારી લઇ ગીયો.

——:०:——

## પ્રકરણ ૫૫ મું.

### "શાબાશ————ઠીક બજાવી!!

'દાદી—હાઉસ'નાં માલેક સર દાદીબા તો જાણે બીચારા કાયમનીજ માંદગીમાં સપડાયલા હતાં. ડૉ○ મારટીનની ચાલુ વીઝીટો ને ઉપાયો છતાં તેવણુની તબીયતમાં એક તલભારબી ફરક દેખાતો નહિ. બીચારા રૂસ્તમજી સેક્રેતરી હતા ત્યાં સુધી આંય ડૉ○ મારતીનને ઘણો સધ્યારો અને હીમત હતી. સર દાદીબાને વરે તેવણુની હદબહાર કાલજી જોઈ તેને ઘણી નચીંતાઈ હતી, પણ હવે તો હાઉસમાંનાં આંય બેઉ જવાન માણસો તરફ તે ભલો ડૉક્ટર હમેશાં પોતાની ચુંચા બજુ આંખોએ શંકાથી જોતો હતો.

ખરેખર રૂસ્તમજીનો જીવ આખ પોતાનાં ભલા બીમાર માલેકપર અનહદ હતો ને આડકતરી રીતે તેજ કારણુસર તેવણુને હાઉસમાંથી કહાડી મુકવામાં આંવ્યા હતા.

'દાદી—હાઉસ'નો જવાન વારેસ આંય રૂસ્તમજીની હાજરીમાં કોઇબી રીતે પોતાને મનનું સુજ્યું કરી શકતો હતો નહિ. હીસાબમાં ભુલચુક થતાં રૂસ્તમજી તેને અવા કઢંગી રીતે પોતાનાં ચશ્માંમાથી ટીકતા હતા કે તે જવાનને ભોંય ભારી પડી જતી ને ઘણીક વેળા તે પોતાનાં મન સાથે એકજ સવાલ પુછતો કે મારૂં પોતાનું ખાઇ, આંય માણુસથી મને શાને વરે બીહવું જોઇએ? દુન્યાની નજરે તે મારો નોકર છે, ને એજ ધુંધમાં તે જવાને તે વફાદાર સેક્રેતરીને એક વખતે સખત અપમાનથી નોકરીપરથી રજા આપી દીધી, તો જો કે અસેમસે ઘણીક વખતે તે જવાને તેવણુને પોતાની ખુશીથી જતા રહેવાનાં ટકો આપી, પણુ ખાતલે અડેલા તે શેઠ તરફની ઇમાનદારીમાં આ જવાનનો ઘણો જુલમ તેવણે સોશી લીધો. પણુ તદ્દન ખુલેખુલી નોકરી છોડી જવાની ચીઠી મલી ત્યારે તેવણુનો કશો ચારો રહયોજ નહિ.

તેવણે 'દાદી—હાઉસ' છોડયો છતાં ડૉ૰ મારટીન તરફથી તે બીમાર માલેકની રોજની બારીક ખબરો તેવણુ ચાલુ રાખતા હતા.

એ રીતે રૂસ્તમજીને કહાડી તેવણુની જગે પોતાનાં દોસ્ત પેડી રાહ્યતને તેને પોતાનો સેક્રેતરી બનાવી દીધો. આજે આપણે તે હાઉસની લાયબ્રેરીમાં નજર કર્યેચ ત્યારે તેબલપર દારૂની બે બાતલીનું તલીયું આવી ગયું હતું ને તે બેઉ દોસ્તો પોતાનેજ લગતા ગપાસપા મારી રહયા હતા.

"બોલ ના યાર, મને લાગેચ કે મારા બેગ્લોરનાં શાંત ઘેરમાંજ હું વધારે સુખી ઉતો. તેં મને આંય ખુરશીપર બેસાડીને વધારે દુખમાં નાખ્યોચ."

"હં હં આટલી આટલી મજાહો કીધી, હજારો રૂપ્યા ઉડાવ્યા, ને હવે દાહયો થાયચ કે?"

"મારા એક ભેજાંપર એકસો ચીંતા આવીને અટકીચ."

"અરે દોસ્ત તું તારે ખાઇ પીને મજાહ કરની. કોણુનાં બાપની હોલી દીવાલી? ઘણું થાય તો પછી આંય પાછલો દરવાજો તો છેજ. હે હે હે હે હે!"

"ના હસ,હસ ના પેડી, મારૂં દીલ ધ્રુજેચ. મને સૌથી વધારે ધાસ્તી આય માણેકજી શરોફનો છે. કાઇ નહિ પણ એ માણુસ મને જરૂર બેઆબરૂ કરી દુખ દેશે. તું માનશે નહિ પણ સ્વપનાંમાંબી હું એનો ચહેરો જોઇને બીકી ઉઠુંચ. હીસાબ લખ્ખોપર છે ને બેંકનું બેલેન્સ હજારોપર છે."

"પણુ તું કાંય લોહી પાણી બારેચ, લુટાય તેટલું લુટી લેની? આ રીતે તું મનેબી કાંય રોજ પડેને ધ્રુજાવેચ. બા આપરે તો આય બીજો પેગ લઇએચ."

"એ મને ઘણી સખત ચેતવણી આપી ગીયોચ. મને નહિ લાગતું કે હવે એ થોભે." તે દારૂ પીતા દોસ્ત તરફ કંઇક બલાપાથી જોતાં તે જવાને દુ:ખથી ઉમેર્યું. "એક તો મારા દુખમાં મારેથી ગમઠી રહેવાતું નથી, જાહેરમાં તો મને હસી બોલી જેવોને વેલોજ

ભપકા સપકા રાખવો પડેચ. સોસાયતીમાં હસ્તે મોહોહડે ફરવું પડેચ. તેમાં પેલી શીરીન દુકતીનાં મુંબઇ છોડવાથી મારી આસપાસ તરેહવાર સવાલો ચાલુ પુછાયચ. એ છોકરીએબી મને મોટી ઉલ-થાપ આપી."

"એને વરે મે તુંને રજા નહિ આપેલી," પેડીએ એક વધુ પેગ લેતાં કહ્યું, "બૈરાંઆને વરે જીવ બારી બલાપો કરવો ને બીહવું એ ખરા મરદોનું કામ નથી. શીરીનને વરે બલાપો કરે ને પેલી દોશીબાઇને વૂરે ધ્રુજ્યા કરે એ તારી રીતી મને પસંદ નથી."

"હા તું એ બૈરીને ઓલખતો નથી, એનું નાંમ નીંદાનું નગારૂં છે."

"પણ એની સાથે તેં કામ પાર્યું શું કામ ?"

"મારી મતલબ ખાતર. પણ તું જાંણતો નથી, આય વીકો છે તે એની લાંબટાંગ દુકતીપર દીવાનો છે. એનાં ઘણાં કાગલો મેં સીધાં મારે હાથ કરી લીધા તે પરથી હું પામી ચુકોચ કે કોઇબી વખતે એ વીકો મુર્ખો, આય દોશીબાઇનિ મારો બધો ભરમ કહી દેશે ને એક વખત એને તે જાંણ્યું તો ન્યુસ પેપર કરતાંબી વધારે ઝડપે એ ખબર એ બૈરી ફેલાવી દેશે."

"પણ ખબર છે શું કે ફેલાવવાની ? વીકો ત્યાં આખાખાઉની કાંની ખાઇપીને મજાહ કરેચ. હમણાં તો તુંને બીહવા ધ્રુજવાનું કંઇજ નથી."

"નહિ શાનું ! કેઇ ઘડીએ તેબી કોણ જાંણે ફુટી નીકલશે તે જણાંતુ નથી, તેનીબી ધાસ્તી કંઇ મને ઓછી નથી. ઘણું અજબ જેવું છે કે આટલું બધું દબાણ છતાં હું હજુર મેડ નથી થઇ જતો." તે ધમ્મ કરતો કે તે લાંબી ખુરશીપર અધેલ્રઇ પડયો ને પેડીએ બીજાબી એક વધુ પેગ ગતાબ્યો, ને તે ઓરડામાં ચુપકીદી પંથરઇ રહી.

પણ આય ચુપકીદીમાં ફરેદુન અંચીતો ત્યાં એક દીવાના માણસની માફક અંદર ધસી આયો.

"હવે આપરૂં આવી બન્યું."

"શુંઉઉઉઉ—શું થયું?" નીકલી પડતે ડોળે તે પડેલો જવાન એક બાલની માફક ઉછલ્યો.

"ચુપ—બુમ ના પાડ. આખરે પેલો ફુટી નીકલ્યોચ."

"શું બોલેચ? ઓ ખુદા!" માથાપર એક મોટી તરાપ મારી તે જવાન ફરીથી ત્યાં પડી ગયો. "શું તેં તારી આંખે જોયો?"

"સમજ, મેં તેને નજરે નજર જોયોચ."

"પણ કાંઇ તે તો બોલ."

ફરેદુન તેની નજદીક બેસી ગયો, પેડી તો તદન રોશન બાશદ થઇ ચુકો હતો, તેને તો વાત કરવાની શુધ્ધી હતીજ નહિ એટલે તે જવાનના કાનપર પડી તેણે ખુલાસો કીધો.

"તે શાખ્યો ગુલને તાંહજ આયો, ને ઘણાં ઝતુનથી તેને મને એક છાપટ મારી. હું વધારે વાત લંબાવવા માગતોંતોજ નહિ, એટલે હું પાસેનાં ઓરડામાં સટકી ગયો. તેણે ઘણાં થપકાથી તે છોકરીને ધમકાવી ને પુછયું, પણ તેણે તો બસ તેણે તુંજ સમજીને ઘણાંજ ધીક્કારથી તુચ્છકારથી હરકાતી કહાડયો ને જલદી ઘેર છોડીને ચાલી જવાનો હુકમ કીધો. ગુલ તો રોબમાં બોલીને અંદર ચાલી ગેઇ ને એ તો તદન નીરાસ થઇ ગયલો તાંહને તાંહજ ધમ્મ કરતો કે બેશુધ્ધ થઇ તુટી પડયો. હું ધારૂંચ કે એ સીકજ હોશે."

"વારૂં પછી?"

"પછી શું? મેં તેને ખભે મારીને કારમાં નાખ્યો ને તેની તૈયાર રાખેલી જગામા સલામત પહોંચાડી આયો."

"શાબાસ!" હાઉસનો તે જવાન વારેસ એકદમ હરખથી. ઉછળીને ઉભો. "શાબાસ!" પહેલાંથીજ એમ બકી દેતે તો હું એટલો હેબતી નહિ જતે, ફરેદુન આજનાં તારાં આવાં હુસ્યારી ભરેલાં કામથી તેં મારી રોજની ધાસ્તીમાં મોટો ઘટાડો કીધોચ. આજે હું રોજના કરતાં કંઇક જાસ્તી નચીંત છેઉં." તે હવે કંઇક આશાયસનાં લાંબા દમથી પાછો બેઠો. હવે એક આંય માણેકજીનો કંઇ રસ્તો થાયની તો આપરે ગંગા નાહયા." તે બેઉ જવાનોએ આય પળે તે લોઠ પડેલા પેડી તરફ જોયું, કારણ તે હજુરણી એક વધારે પેગ લેવાની કોશેશ કરી રહયો હતો.

"ફ્રેદુન તે કેવો રાક્ષસી કહેવાએ કે આવા મોટા અકસ્માત છતાં તે બચી ગીયો".

"હુંબી તેથી અજબ થાઉંચ."

"મારો વીચાર છે કે હું તેને મારી નજરે નજર એક વખત પાછો જોઉં. હું એને મારી જીત બતાવવા માંગુચ કે એ જીવતો મુવેલો મારે મનથી સરખોજ છે. એ જીવેચ છતાં હું એની જગાપર કેવી હીમતથી રાજ કરૂંચ તે એને હું દેખાડવા માંગુંચ. ફ્રેદુન મને એની આંએ તું લઇ જા."

"વારૂં આપરે આજે જયશું. હું કાર તૈયાર રખાવશ" ને અહિ ફ્રેદુન બહાર નીકલ્યો.

——:o:——

## પ્રકરણ ૫૬ મું.

### "બહેરામનો બેરીસ્તર !"

બેંગ્લોરથી ધી ઓનરેબલ મી૦ જસતીશ ધનજીભાઇ દુબાશ અને તેવણુની કું૦ ને મુંબઇ આવીને તાજમહાલમાં ઉતર્યાંને ચોવીશ કલાક થઇ ગયા પણ ગમે તેવી બારીક જુસતેજો છતાં હજુર બેહરામ કેકોબાદનો પતો તે લોકને મલી શકયો નહિ. જીજીભાઇ અને પીરોજ-બાઇ દીકરીને લેવાં આવ્યાં પણ શીરીને આ ભલાં કામ માટેની પોતાની કોઇબી પળની અહિંની હાજરીની અગત જણાવ્યાથી તે લોકે ખુશાથી તેણીને હજુરબી તે ભલા બાપ દીકરી સાથે રહેવાની રજા આપી, ને પેસીએ પોતાની તે ઉતાવળી ભુલ માટે તે લોકની ઘણી ઘણી માફી ચાહી, જે જીજીભાઇ ને પીરોજબાઇએ હસીને ભલી દુઆ આથી કબુલ રાખી.

પણ બહેરામ ગયો કયાં ? એજ તે લોક સમજી શકયાં નહિં. ધનજીભાઇ એક જડજ હતા પેસી એક ડોકટર હતો, પીરોજ એક બેરીસ્તર હતો, તે ત્રણે બાહોશ ભેજાંઓ સાથે તે બે નાજુક છોકરીઓના સમજદાર મતો સાથે મલતાં આખરે એકજ અનુમાનપર તે લોક આવી શકયાં. કે તે જવાન જે છોકરી ખાતર અહિ ઉતાવલે દોડી આવ્યો તે

છોકરીને તે મલેલો હોવોજ જોઇએ ને તેથી તેણીની મુલાકાતથી આ બાબદપર ઘણું અજવાળું પડી શકશે.

ને આખરે સેવટ એજ આવ્યું કે બધાંને સામતાં જોઇ ને તે છોકરી ગભરાઇ જાય તેનાં કરતાં ફકત એકલા ફીરોઝે જઇને બધી દરેક ખરી હકીકત તેણીને જણાવી તેણી તરફથી કંઇ નવી ખબર લાવવી.

× × ×

જયારે તે ઘેરમાં ફીરોઝ દાખલ થયો ત્યારે ગુલનાર તીરંદાઝ તરતનીજ નાસ્તો ખાઇને પોતાની માતાને એક વાંચવાની ચોપડી આપી પોતે ગુંઠણુકામ લઇને બેસ્તી હતી. આજકાલ તે છોકરી પોતાનાં તે માનીતા કામમાં ઘણીજ રોકાયલી રહેતી ને તે ઉત્તમ નમુનાઓ એટલા ઝડપમાં ઉચકઇ જતા કે ઉપરાસાપરી મલતા ઓરડરોથી તેણી પોતાનું ગુજરાન હવે એ કમાણીથી ઘણી સારી રીતે કરી શકતી; તો જો કે તે બીમાર માતા માટેની મોંઘીદાત દવાઇઓ અને ખોરાક ફરેદુનથીજ પુરો પડી શકતો હતો.

એક તદન તરાહેત ગ્રહસ્થને આજે મલવા આવેલો જોતાંજ ગુલનાર ખરેખર લગાર ગભરાઇ ગયલી દેખાતી હતી. "આવોજી," હાથ માંનું ગુંઠણુકામ બાજુએ મુકી દેતાં તે કંઇક ઓશકથી ઉભી થતાં બોલી.

"મીસ ગુલનાર તીરંદાઝ તે તમેજ?" ફીરોઝે ઘણીજ નરમાસથી પુછી લીધું

"હાજી, આવો બેસો, હું મારા માયજીને બોલાવી લાંઉચ," ને તે છોકરી અંદર ગેઇ. ખરેખર તે જવાન આવાં એક જીવતાં પીકચરને જોતાં મનમાંજ સંતોશ પામ્યો ને બહેરામ કેકોબાદ કહેવાતા તે હજુ-રબી નહિ જોયલા જવાનની આવી ઉત્તમ પસંદગીપર તેણે મનમાં આફ્રીન પુકારી.

ધીમે ધીમે ચાલી આવેલાં મહેરબાનુએ તે નરમ સોફાપર પોતાની બેઠક લેતાં ફીરોઝને ઘણો સારો આવકાર આપ્યો ને ગુલનાર તે માતાની પાસે પોતાનું ગુંઠણુકામ કરતી ગોઠવાઇ ગેઇ.

"માયજી મારૂં નામ ફીરોઝશાહ કેપટન છે. હું એક બેરીસ્તર છેઉં, મારી જાંણુમાં હમણુંજ એક ઘણી ચોંકાવનારી બીનાં આવીચ, ને તેથીજ હું તમુને મલવા આયોચ, જો કે મને કહી દેવું જોઇએ કે તે તમારે વરે ઘણી સારી ખબર છે."

"બાવા, અમારે વરે હવે સારી ખબર કંઇજ નથી. હવે તો આંય મારી દીકરી જમઇનાં લગન કરી નાખું કે મારા જેવું સુખી કોઇજ નહિ."

"મેં સાંભલ્યુંચ કે સર દાદીબાને વરે તમે લોક ઘણી સારી લાગણી ધરાવોચ."

"અરે તેવણુ તો અમારા મુરબ્બી, અમારાં દુખની વખતે અમારા ફરેસ્તા. ખુદાએ તેવણુ તરફ કંઇ જોયું નહિ, બીચારા કેવા છતે પૈસે ટકે છતે વારસે હાથ પગ મુકીને પડયાચ."

"ને હું જો તમુ લોકને એમ કેહું કે તેવણુની બીચારાની સાથે મોટા દગો રમાયોચ તો તમે લોક દલગીર થશોની?"

"આ માય તે શુ? એ એવણુનો વારેસ એવા માણુસ હતો કે કે જરૂર તેવણુને મોંટી મુશ્કેલીમાં લાયો હોશે."

"પણ એ એવણુનો ખરો વારેસ છેજ નહિ."

તે જવાન છોકરીએ આંય પેહલીજ વખતે પોતાનાં ગુંથણકામમાંથી ફીરોઝ ગમ પોતાનાં કાળા ચલકતા ડોળાંથી જરા જોયું.

"કાંય? નહિ કાંય? બહેરામ કેકોબાદ એવણુના સગા ભઇનો છોકરો થાય ને એવણુને પેટે બચ્ચાં નહિ, એટલે ભઇનો દીકરો વારેસ કહેવાએ."

"હા, પણ ખરો બહેરામ કેકોબાદ આંય માણુસ નથી."

"શું ઉંઉંઉંઉં?" એક તીણી ચીસ સાથે ગુલનાર ઝબકી ઉઠી. તેણીના હાથમાંનું ગુઠવાનું તેણીના ખોળામાં પડી ગયું. "શું જી, તમે શું બોલ્યા, એવણુ ખરા બહેરામ કેકોબાદ નથી?"

"પહેલાં બે દહાડા ખરો વારેસ આવી ગીયો, પણ જયારે ફરીથી પાછો આયો તે એક તદન જુદોજ માણુસ તેનાં નામ સાથે હાઉસમાં દમાથી બેસી ગયોચ."

"અરે ખુદા તાહરે આપરેબી ઠગાયાં !"

"તે માણુસે બધાંને ઠગ્યાંચ. મેં તે કેસ મારા હાથમાં લીધોચ, હું તે ખરા વારેસ તરફથી હક માગવા માંગુંચ પણ—પણ બહેન તમે તેમાં મને મદદ કરશો ?"

તેને ગુલનાર તરફ જોતાં સીધો સવાલ કીધો, પણ તે કંઇજ બોલી નહિં. તે લખો વીચારોથી ગુંગલાઇ જતી ચુપજ બેઠી, પણ મહેરબાનું વચ્ચે પડયાં.

"ભલાં કામમાં મદદ કરવા કોણ નાં કેહ ? અમે જેટલું જાણ્યેચ તેટલું બધું કહી શકશું—ખુદા કરેને બીચારા દાદીબાનું દુખબી ટળે."

"પણ તાહરે તેવણુ બીચારા કાંહ છે" ગુલ હવે કાલજીથી ધ્રુજતે અવાજે પુછયું.

"હું તે બધી વીગત તમુને કહેવાજ આયોચ, પણ તે આગમજ મહેરબાની કરીને તમે મને જણાવો કે શું તમુને એ બે વચ્ચે કંઇજ ફરક લાગો નહિ ?"

"અરે હું કેવી મુરખ બની. ઘણી વખતે મારાં દીલે મને એમ સમજાવી કે એ તે નથી, પણ મેં તે માન્યું નહિં. મને ઘણી વખતે તે લોક વચેનાં આસમાન જમીનના ફરકથી દીલમાં લાગ્યા કીધું કે એવણુ તેજ છે કે ? પણ મેં તે ગણકાર્યુંજ નહિ. તે તેવણુ હોવાજ જોઇએ એજ મારૂં મત હતું."

"મેં એ આખો કેસ લીધોચ, હું એની હકીકત એકઠી કરૂંચ, મેં જે જાણ્યુંચ તે હું બોલુચ. મારી કંઇ ભુલ હોય તો શુધારજો, ને તમે જેટલું જાંણુતા હોવો તેટલુ ઉમેરજો, તો આપરે તે ગુમાયલાં ગોહરને ઘણું જલદીથી શોધી શકશું."

"તમુને મદદ કરવા મારા જેટલું ખુશી કોઇ હોશે નહિ, બેલાશક બોલો ને પુછો" તે છોકરી હવે તડી થઇને સાંભળવા લાગી.

"આસરે બે વરસની વાતપર સર દાદીબાનો ભત્રીજો બહેરામ કેકોબાદ વીલાયતથી આવતી 'મેસીડોન્યા' સ્તીમરમાં મુંબઇ આવી પુગો. પણ કાકા ભત્રીજા એજ દહાડા સાથે રહી શકયા, ને મેં એમ સાંભળ્યું કે એ બે દહાડામાં તે જવાનને તમારી સાથે પીછાણ પડી.

તે છોકરી શરમાઇને જમીનને ટીકતી ચુપજ બેઠી.

"માફ કરજો પણ મને ખુલાસાથી બોલવુંજ પડેચ કે તે માણસે તમારા હાથની માંગણી કીધી ને તમે લોક એકમેકને વચનથી બંધાયાં."

"હું ઇચ્છુંચ કે તે બનાવ નહિ બન્યો હોતે તો તેવણ હાઉસ છોડી જતે નહિ."

"તે કેમ ?"

"તેવણના કાકાજીએ તેવણને શીરીન બનાજી સાથે પરણવા કહયું ને તેવણે સાફ ના કહયું, ને તેજ બાબદના ગુસ્સામાં દાદીબાએ તેવણ ને હાઉસ છોડીને ચાલી જવા કહયું. તેવણે મારે લીધે તે બધાનો ભોગ આપ્યો."

"આ મેં નવું સાંભળ્યું. વારૂ પછી એ બેંગ્લોર જવા ઉપડયો ને ત્રેનમાં બે જવાન માણસો તેની સાથે થયા, તે બેમાં એક તે આય હાલનો દાદીબાનો વારેસ થઇ બેઠોચ તે છે; એનું નામ દીનશાહ કુપર છે. બનવાજોગ છે કે બહેરામે પોતાના દુઃખની હકીકત બારીકે બારીક રીતે આય માણસને કહેલી હોવી જોઇએ ને તેથી મુસાફરી પુરી થવા આવતાંવેરમાં તે બેઉ અંજાણા દોસ્તોના વાચારો એજ થયા કે તેને મારી તેની જગાએ બેસ્વું. 'તુમકુર' આવવા અગઉ દીનશાહે તેને પગ ઉઠલાવી ચાલતી ત્રેને પાડી નાખ્યો ને પોતે ——"

"ઓ માય ! ખુદા ખાતર બોલો કે તેવણ જીવેચ કે ?" તે છોકરી ગડગડતા અવાજે પુછવા લાગી.

"તેવણ જીવેચ, તમે શાંત થાઓ. ખુદા કરશે તો આપરે થોડાજ વખતમાં તેવણને તેવણનાં હકપર લાવીને બેસાડશું. સમજો, આય દીનશાહ કુપર બેંગ્લોરમાં પોતાનાં બૈરી છોકરી ને સસરા સાથે રહેતો'તો, એટલે કુદરતી રીતે ત્રેનમાંથી પડી ગયલા બહેરામ કેકોબાદને તે તરફના લોકોએ દીનશાહ તરીકે ઓલખીને તેને ઘરે પહોંચાડયો. બહેરામને ભેજાંમાં સખત માર લાગેલો હોવાથી તે પોતાની યાદદાસ્ત તદન ગુમાવી બેઠો ને તેનાં તે ગાફેલપણામાં પેલું કુટુંબ તેને પોતાનો દીનશાહજ માની બેઠું, ને જતન કરવા લાગ્યું. હવે તે પછી એવો

બનાવ બન્યો કે ડૉ૦ પેસ્તનજી શરોફ મારા એક દોસ્ત છે, તેવણુ બેંગલોરમાં જઇ લાગા ને એક દહાડો લીમજી સુબેદાર, દીનશાહનો સસરો, ડૉ૦ શરોફને પોતાના જમઇને વરે ઘેરે બોલાવી ગીયો. ડૉ૦ શરોફ આય હમણુાંનાં ઠગારાને બરાબર જોયલો વેઠલો હોવાથી તેવણુ તેને જોતાંજ સખત ચોંકયા ને ઘણુાજ અજબ થયા. તે જવાન જેમ જેમ ડૉ૦ શરોફની મહેનતથી સારો થતો ગયો, તેમ તેમ તરેહવાર વાકયો એવા બોલતો ગયો કે ડૉ૦ શરોફની શંકા ઘણી વધવા માંડી. તે સાફ તે કુટુંબને કહેતો કે 'હું તમુ લોકને ઓલખતો નથી, મારૂં નામ દીનશાહ નથી,' વગેરે બોલતાં આખરે તેનાં હાથમાં એક દહાડે એક ન્યુસપેપર આયું, તેમાં તેને વાંચ્યું કે મીસ તીરંદાઝને મોટર અકસમાત નડયો હતો અને તે બાનુ થોડુંકમાં મીસીસ વકીલ થનાર હતાં. આંય વાંચવાથી તેની બાકી રહેલી અધુરી હુસ્યારી એકદમ જાગૃત થઇ ને તે તે કુટુંબમાંથી અંચીતો નીકલ્યો. તેને તે લોકને ખુલ્લું કહયું કે 'તું મારી બૈરી નથી, તુ મારી દીકરી નથી, હું હજુર પરણ્યોજ નથી. આંય માણુસ ફરેદુનને હું એ છોકરી સાથે પણવા દેવાનો નથી. હું જઇને તેને અટકાવશ'. એવું એવુ બોલી તે ત્યાંથી ઉપડી આયો. હવે ડૉ૦ શરોફે મુબઇનાં રીતાયરડ જડજ ધનજીભાઇ દુબાશ આગલ ને મારી આગલ એ આખી હકીકત કહી સંભલાવી. અમે તેને મલવા ગીયા તે અગાઉ તે બહેરામ બેંગ્લોરથી નીકલી ગયો હતો. તેથી અમે તેની મદદને વરે તેની પુઠેજ આયા ને અહિં તાજમહાલ હોતલમાં ઉતરેલાં છઇએ. અમે આવ્યા પછી ખબર કહાડી પણ એ બહેરામનો પત્તો અમુને મલતોજ નથી. એ હજુર હાઉસમાં ગીયો નથી. પણ મારી ખાત્રી છે કે એ અહિં તો આવી ગીયોચ હોશે."

"અરે પુરવર, શું તાહરે કાલે અહિ આવી ગીયો તે ખરો બહેરામ? ઓ તે આગલો ભલો માણુસ!" તે છોકરી ખરેખર ધ્રુજતી હતી.

"માય ગુલનાર, હીંમત પકડ. એમ કરીને કંઇ તબીયત ના બગાડતી. આપુને તો આય ભલા ભઇને મદદ કરવા હીમતથી હવે

તૈયાર થવાનું છે. કાલે જે બનાવ બન્યો તે તું ફીરોઝશાહને કહી દે કે તેવણ તે પરથી કંઇ વધારે શોધી શકશે. પણ ગુલ બધાની વચમાં તુ આપરાં ફ્રેદુનને તો ભુલીજ ગેઇ. એ દીકરાએ આપુને કેવી મદદ કીધી ને શાંતી આપી તે બધું તું એવણને કહે."

"કાલે બહેરામ તમારી આગલ કેટલે વાગે આયો?" ફીરોઝે અગતનો સવાલ કરી શરૂઆત કીધી.

"જુઓની કાલે સહવારે સાડા દસેક થયલા ને તેવણ અચીતા અહિં ઉંબરપર આવીને ઉભા. ફ્રેદુન મારી આગલ બેઠેલા, તેવણ તરફ ઝનુનથી ધસી આયા ને એક ધમોલો માર્યો. હું તો તેને હાઉસનોજ તે માણસ સમજીને મોહડું ફેરવીનેજ ઉભી. તેવણે મારી તરફ ઠપકાથી જોયું. ફ્રેદુનને બીજી વખતે મારવા આવતા તેવણ પાસેના ઓરડામાં જતા રહયા ને હવે હુ એકલી પડતાં તેવણે મને પુછયું કે 'શું એટલા વખતમા તું તારૂં વચન ભુલી ગેઇ.' પણ ફીરોઝશાહ, અમારી પર 'હાઉસ' ના વારેસે ઘણી આફત ને દુખ નાખેલું હોવાથી ને તેવણને હું તેજ સમજવાથી મેં તો બસ ખુલ્લું કહયું કે 'આખી જગતમાં હું તમુને સૌથી વધારે ધીક્કારૂંચ, એકદમ અહિથી ચાલી જાઓ, હું તમારી સાથે વાત કરવા માંગતી નથી.' તેવણે પાછું પુછયું કે 'શું તું એ ફ્રેદુનને પરણશે'. મેં કહયું, 'તે મારૂં ખાનગી કામ છે તમુને તે પુછવાનું કારણ નથી.' હું અંદર જતી રહી ને બીજી દસ મીનીટમાં પાછી બહાર આવીને જોઉંચ તો ફ્રેદુન તેવણપર વાંકો વલેલો ને તેવણ ભોંયપર બેશુધ પડી ગયલા."

"કમનસીબ જવાન," ફીરોઝે દયાથી કહયું.

"આ મી૦ કેપટન. મારો પસ્તાવો અણહદ છે. મેં તેવણ તરફ જરાકબી જોવાની કોશેશ કીધીજ નહિ. મેં ફ્રેદુનને પુછયું કે 'એ તમે શું કરોચ.' તે કહેજે. 'દારૂ પીને ચીકાર થયલો છે. હું એને 'દાદી-હાઉસ'માં બરાબર મુકી આઉં.' તેવણે તેને ખભાંપર લાધો ને નીચે તેવણની પોતઃની કાર ખોતી થતી'તી તેમાં નાખીને હંકારી ગીયા."

"જુઠું! હડહડતું જુઠું! એ ફ્રેદુન કોઇ ખરો બદમાસ હોવો જોઇએ, ખાત્રીથી માનજો કે એ પેલા ઉઠાઉગીર સાથે મલી ગયલોજ

છે. ને તેથીજ તે ઝડપમાં તે બીચારાને કેઠે નકકી કરેલે ઠેકાણે ઉઠાવી લઇ ગીયોચ."

"શોફર ઉતો કે ?"

"નહિ તેવણુ પોતેજ હાંકી ગીયા."

"દલગીર છું કે એવા એક બુરા માણુસને હાથ તમે પોતેબી ઠગાયાંચ."

"ખુદાએ મને બચાવીચ," તેણી ગડગડતે અવાજે બોલી પડી. "પણુ ફીરોઝશાહ તેવણુ ખરાજ ઉતા તો સીધા દાદી–હાઉસમાં પોતાનો હક માંગવા કાંય નહિ ગીયા ?"

"તેવણે તે હક કરતાંબી તમુને વધારે કીમતી ગણ્યાં. પહેલાં તે તમુને એવા એક ઠગારાથી બચાવવા દોડી આયોં પણુ તમે તેનું મોટું અપમાન કીધું ને લાંબી સીકનેસમાંથી તરતનાંજ સારાં થયલા તેનાં નબલાં મગજપર તેથી મોટો આંચકો લાગો ને તે બેશુધ થઇ ગીયો ને તે ટકનો લાભ પેલા માણુસે બરાબર લઇ લીધો. તે તેને ઉઠાવી લઇ ગીયો. પણુ કાંહ લઇ ગીયો તેજ હવે તો આપુને જાણુ-વાનું બાકી છે. હવે હું તેની શોધ પછવાડેજ છેઉં એમ ખાત્રીં રાખજો, સાહેબજી." તે જવાન કંઇક દલગીર ચહેરે હવે જવા ઉઠયો

"ભાઈ મારી મદદ કોઇબી રીતે હું આપવા કબુલ છેઉં. પેલા ઉઠાઉગીર માણુસને ફેજે પહોચાડવા ને બહેરામ કેકોબાદને શોધી કહાડવા તમે કહેશો તે રીતે હું કામે લાગવા ખુશી છેઉં."

"તમે નચીંત રેહો. તે કમનશીબ જવાનને વરે ઘણા જીવો બહાર પડયાચ. આપરે તેને શોધી કહાડશું તેની ખાત્રી રાખજો." તે હવે તે માય દીકરીને મલીને બહાર નીકલ્યો.

---:o:---

## પ્રકરણ ૫૭ મુ.

### "ઓ, તારી બધી આફતનું મુલ હુંજ છેઉં. હું તે કેમ વીસરૂં ?"

ગુલનાર તીરંદાઝ—પસ્તાવાથી કાતરાઇ જતો તે એક કમનસીબ જીવ હતો. તે આખી રાત તેણીની ઘણીજ બેદરકાર ગઇ. તેણીની

કાળી ચલકતી આંખો આખી રાતનાં રડવાથી લાલ બોતાં જેવી થઇ આવી હતી. આ મોટી ગમગીનીની ફકત એકજ રાતમાં તે જાણે અર્ધી બુઢી થઇ ગઇ હતી. બચ્ચીન તેણીની છાતીમાં ઘણોજ કાતીલ પસ્તાવો ખવાઇ રહયો હતો. દુન્યામાં ગુમ થયલો તે જવાન, તે કીમતી ગુમાયલું ગોહર, જયારે ચાલી ચલાવીને તેણીની નજર સામે પાછો આવીને ઉભો તો જરાકબી વધારે તલાસ વગર સૌથી મોટા ધીક્કારના શબ્દોથી તેને કેવો સખત રીતે હરકાની કહાડયો તે યાદ કરતાં તે છોકરી ફરીફરીથી રડી. તેણીનાં સાચ્ચાં જીગરમાં મોટા ચમતા તુટતા હતા. હા, હવે જાણે એક ખુલ્લી આરસીની માફક તે બેઉ આકારોને પોતાની ખ્યાલી આંખોએ યાદ કરવા લાગી. ઓ કાય નહિ તેના તે ભયંકર ડેળાથી તેણીએ તેને પીછાન્યો ! તે માણસના આવા જાલમ જુલમથી કાંય નહિ તેણીને કંઇ શક પડયો ! ખરેખર તે છોકરીને પોતા માટે મોટો ગુસ્સો ઉપજ્યો. જયારે તે બીચારો દુર વેરથી તેણીને પોતાને ખાતર અહિં આવી ઉભો તાહરે કેવા તુચ્છ શબ્દોથી તેણીએ તેને અપમાન કીધું. અરે તેજ દુખના બોજાથી તે બેશુધ થઇ ગયો ને હાય, હાય, તેજ બેશુધીનો લાભ લઇ તેને હમણાં કયાંબી દાટવામાં આયો હશે તે યાદ કરતાં તે દુખથી રડી પડી

"ઓ બહેરામ, બહેરામ તારી બધી આફતનું મુલ હુંજ છેઉં. હું તે કેમ વીસરૂં." તે ઘણું રડી. તેબલપર મુકેલા બેઉ હાથોમા માથું નાખી દઇ તે છોકરી ઝારઝાર રડતી હતી.

"કેમ માય ગુલનાર કેમ છેઓ ?"

તે છોકરી સખત ચોંકી. આંસુ ખંખેરી ઝડપમાં ઉઠીને ઉભી થઇ તો સામેજ ડોસીબાઇ બોલાવ્યા આવીને ઉભેલી તેને જોઇ. જાણે કોઈ ખરાબ બનાવને માટે ચોકસ અપસુકનથી એક ધનશાનનો જીવ સુંગાય તેમ આ બૈરીને જોતાંજ તે ખરે મને કચવાઇ, પણ રીતને ખાતર એક "આવોજી" તેણીને બોલવું પડયું ને કંઇબી વધારે વાત વગર તે છોકરી તેણીને સીધી પોતાની માતાનાં પલંગ આગલ લઇ ગઇ.

" આવો દોશીબાઇ, ઘણે લાંબે વખતે તમુને મલતાં હું ખરેખર ખુશી છેઉં."

" હા જરા અહિ ભેશાન્યાને તાંહ આવેલી તે મકુંજે લાવ જરા મહેરબાનુ ને ગુલનારને મલતી જાઉં."

" ભલે આયા, કેમ ચાંદણુ સૌ કેમ છે ?"

" તે તમે નહિ જાણુતાં કે ?" દોશીબાઇએ બતાકો લઇને ચલાવ્યું. " મારી ચાંદણુનું તો થોડા વખતમાં ડૉ૦ પેશી શરોફ સાથે થવાનું છે."

" તે મેં તો સાંભલેલું કે પેલી જીજીભાઇની શીરીન——"

" અરે બોલો ના માય. એ તો જેવું કીધું તેવું પામ્યા. પેલા દાદીબાનાં બહેરામ સાથે આખો વખત ફરી, હરી, હસી, બોલીને પછી એ શરોફનાં છોકરાને વરે ફાંફા મારવા લાગી. પન્નુ જગત કંઇ આંધરી છે ? કોઇએ જઇને તે છોકરાનાં એવા કાન ભંભેરયા તે ભડકીને નાઠો તે એવો નાઠો કે કાજ તોડીને બીચારા બુધા બાપને મુકીને બસ બેંગ્લોરજ ચાલી ગીયો. પણ એ તો બીચારા માણેકજી આગલ હું રોજ જાઉંચ. તેવણુને મેં સમજાવ્યા કે તમારો 'એકપુરો દીકરો કોઇ આજકાલની ચીલમચલાક લાવશો તો છ મહિનામાં તમુને દુર કરશે. તેનાં કરતાં આપરી ઘેરરાખુ ચાંદણુ દીકરી લેઓ કે પેટ ભરીને જંમશો. તે એવણુના ધ્યાનમાંબી વાત ઉતરીય ને દીકરાપરબી લખ્યુંચ. હવે જે દહાડો જાયચ તેમાં એ અખઇ રહયો પેસી આવા લાગશે ને આવી લાગશે કે લાગલો અદરાવીજ દઇશું."

ગુલ તો મુગી મુંગી ગુંઠયાજ કરતી હતી, ને મહેરબાનુ પોતાની હમેશની સાલેસ રીત પ્રમાણે ઘણું બોલવા નારાજ હતાં. એટલે તે બૈરીએ પોતેજ આગલ ચલાવ્યું.

" આંય બીચારા દાદીબા ,તો જેમના તેમ પડેલા છે ને બહેરામજી ખુબ લાલ વાવટો ઉડારેચ. તમારી બંગલી ભાંગીને મોટો હોલ બંધાવ્યોચ ને તાંહ દર આઠ દહાડે મોટી મોટી પાર્તીઓ મેલાવડાઓ થાયચ ને ખુબ મજા ઉડેચ."

"તમે એ બહેરામ પહેલાં આવેલો તાહરે જોયલો કે!" મહેર-બાનુએ પુછયું.

"હારે, આપરી ગુલનાર સાથે વાતચીત થઇ તે વખતે કેની? તે જોયલો નહિ તો."

"ને પછી આયો તાહરે, કંઇ તમુને ફરક લાગેચ કે?"

"મરે ફરક શાનો પડે? એજ કે જરા તામસી સ્વભાવનો ને મીજાજંપ્તેલ છે. તેમાં હમણાં તો પેલા બીચારા રૂસ્તમજીને કહાડીને તેની જગાએ કોઇ રાઇત સાહેબને સેક્રેતરી બનાવ્યાચ, તે તેવણુ તો ખુબ તેંબો ચહડાવીને ધુમ મચાવેચ. હવે કંઇ 'હાઉસ'માં માન રહયું નહિં, તેમાં તમે કોઈને કહેતાં ના પણ કંઇ ગોલો પીંડાલોબી એવો ચાલેચ કે આપુને સમજબી પડતી નથી." તે બૈરી હવે તે બાનુનાં બીછાણાની ઉપર આવીને બેસી ગેઈ. "પેલા વીકાજી કરીને 'હાઉસ'માં જુના બબરચી ને કારભારી નહિ ઉતા તેવણુને એ બહેરામે સો રૂપ્યાને પગારે શાંતાક્રુસમાં લઇ જઇને એક બંગ્યાર ઘેરમાં રાખ્યોચ. મારીપર બીચારા વીકાજી કાગલમાં લખેચ કે ઘેર તો નરૂં એક કેદખાનું છે. ભીંત ને સલ્લા સીવાય કંઇજ નથી. મને તો લાગેચ કે એ બહેરામનું દીલ કંઈ સારૂં નથી. એ કંઇબી કરે તેવું માણસ છે. મારી તો ખાત્રી છે કે કોઇ બીચારાને તેમાં પુરવાનો હોશે, તેથી આજે ત્રણ મહિના થયા તે ઘેર લઇને રાખ્યુંચ ને વીકાજીને ત્યાં તૈયાર બેસાડી રાખ્યોચ. તેવણુ બીચારા કંટલઇને લખેચ કે કેટલા મોટા વીસ્તારનાં જંગલ જેવા ઝાડ ઝાંખલાની વચમાં એક બીહામણા ઘેરમાં આજકાલ હું પોતે મારે હાથે કેદમાં પડયોચ. કાંય માય ગુલ, તું મને શું ટીકમા કરેચ?"

ગુલ એકકી ટગરે તે બૈરીને ટીકતી હતી. આ જે જીભલી તે ચલાવતી હતી તેનો શબ્દે શબ્દ ને છોકરી જાણે ખેંચી લેવા માંગતી હતી.

"નહિ દોશીબઇ, હું એમ પુછતી'તી કે તમે તેવણુપર કાગલ લખોચ તાહરે શું સરનામુ કરોચ?" તેણીએ આ પહેલો સવાલ પુછી લીધો.

"હું તો નથી લખતી પણ મારી ચાંદણુ લખેચ. કાલો બંગલો, શાંતાક્રુસ—એમજ ઠેકાણું લખેચ. તેત્રણ દર કાગલે ઘણી બહોસ કરેચ તેથી સાંજે હું ચાંદણુ સાથે જવાની છેઉં. જરા તે ઘેર જોઇએ તો ખરાં કે અંદર*શું કારૂં ધારૂં છે."

અરેરે, તે છોકરીએ પોતાનું માથું નમાવી દીધું. એવા એક ભયંકર મકાનમાં આ વગર દીલના માણુસો સાથે તે ગ્રીચારાનો કેવો હાલ થતો હશે તે વીચારતાં તેનાં ગળાંમાં ફરીથી ડચકાં ભરાઇ આવ્યાં. ને તે પછી બીજી ત્રીજી વાતચીત કરીને જેવી ડોસીબાઇ બહાર પડી કે ગુલનાર હાથમાં છત્રી સાથે તે માતાની રજા લઇ બહાર પડી. આ તે આખરે મલેલો પત્તો જેમ બને તેમ જલ્દીથી તાજમહાલનાં તે ભલા મદદગાર જીવોને જણાવી દેવા ઘણી ઉતાવળે ત્યાં પુગી જવા તે એક ટેક્ષીમાં ચહડી બેઠી.

———:o:———

## પ્રકરણ ૫૮ મું.

"ઓ આશા મારી છે ખરી,
માન, માન ચઝદાં તું જરી !"

જ્યારે ગુલનાર અધીરી બાવરી જેવી તાજમહાલમાં પુગી ત્યારે ધનજીભાઇ પોતાની દીકરી જર સાથે એક ચેસનો દાવ રમવામાં ગુંદાયલા હતા. જ્યારે બીજી બાજુએ ફીરોઝ, પેસી ને શીરીન કંઇક બારીક સવાલનો વાદવીવાદ કરવામાં રોકાયલાં હતાં. ગુલનાં આંવી પુગવાની ખબર તે છોકરા તરફથી જાણુતાંજ ફીરોઝ ઘણી કાલજીથી તેણીની નજદીક આવ્યો ને ઓરડામાં લઇ ગયો. તે બધાં સાથે તેણીની ઓળખાણુ કરાવી. જોકે જરને અંજાણું હતું પણ શીરીન ઘણી લાગણીથી તે છોકરીને મલી. શીરીન પોતેબી આ દગો ખુલ્લો થતાં કંઇક ઝનુની બની હતી; કારણુ બેંગ્લોરમાં પોતાની ઘણીવાણી અને એક નીર્દોષ બાળકને ખોટી થતાં રાખી આવેલો છતાં તે દગારાએ તેણી સાથે પરણુવાનાં કેવાં ઘરતી ને આભ એક કીધાં હતાં તે વીચારતાં

તે વખતે મને ધારતી બાઇ ગઈ હતી ને ગુલ જેટલીજ તેણી આ ગુમાવેલાં ગોહરને શોધી કહાડવા તત્પર હતી.

"ગુલ, ધીરજ ધરજે, આપરે તેને શોધી કહાડશું," માયાથી ભેટતાં શીરીને લાગણીથી બોલી દીધું.

અરેરે એજ છોકરીને લીધે તેણીનું પોતાનું સુખ વાંધામાં પડયું હતું તે વીચારતાં ગુલે કંઇક ઠંડઈથી ઉપકાર માન્યો.

"આંય દો૦ પેશતનજી શેરાફ, મારા ભવીશ્યના ભરથાર."

ગુલે કંઇક ઘણુાજ ઉપકારથી તે જવાન તરફ પોતાની કાળી ચલકતી આંખો ફેરવી. "હું તમારી મોટી ઉપકારી છેઉં તમેજ તેવણુને સારા કીધા ને બેધ્યાનીમાંથી હુશ્યારીમા લાયા. દો૦ શરાફ, સૌથી નગુણી હું છેઉ કે તેવણુ તરફ જરાંકબી લાગણી બતાવ્યા વગર મેંજ તેવણુને મોટાં અપમાનથી પાછા આફતમા મુકયા." તેણીનો અવાજ એવો ગડગડી ગયો કે સાંભલનારાઓમાં મોટી દીલસોજી રમી રહી. ધનજીભાઇએ આ શોભીતી છોકરીને એક બાપની લાગણીથી પાસે બેસાડી ઘણુજ ડહાપણુના બોલો કહી સધ્યારો આપ્યો.

આખરે પહેલા ઝટકાની લાગણીની મીનીટો પસાર થતાં ગુલે મીઠા અવાજની ચલાવ્યું; "ફીરોઝશાહ, તમે અમુને મલીને ગીયા પછી એક એવો બનાવ બન્યોચ કે મને આંઠતી એક ખુશીની ખબર મલી ગઇ. મારે વરે તેવણુના પત્તા સીવાય વધારે ખુશીની ખબર શું હોય?"

"વાહ તાહરે તો ઘણું સારૂં," દરેકનો એકજ વાકય હતો.

"હમણુાંજ મારે તાંહ એક બાઇ મલવા આયાં. કદાચ તમે લોક તેવણુને ઓરખતાં નહિ હશો, પણુ દો૦ શેરાફ તેવણુને ઓરખેચ. તેવણુનું નામ દોશીબાઇ એલાવ્યા છે."

"અહોહોહો! તેવણુ તમારે તાહબી પુગી મયાં કે!" પેસીએ તુચ્છકારથી હસીને જાણુાવ્યું, જ્યારે શીરીને તો ટચકાથી કચવાઇને મોહડું મરડયું.

"ગુલનાર, મારૂં માનો તો તમે એ બૈરી સાથે કંઈ કામ પાડતા ના ને એ કંઇ બોલે તો માનતાંબી ના," શીરીને સમજાવ્યું.

"તમારા કરતાંબી હું તેવણને બરાબર ઓરખુંચ. તેવણ હમણાંજ મને કહી ગયાં કે થોડાજ દહાડામાં દો૦ ફરોઝ તેવણના જમઇ થવાના છે, પણ મેં તે માન્યું નહિ ને તેથીજ તમે દો૦ ફરોઝ સાથે તમારા ભવીશના ભરથાર તરીકે ઓરખાણ કરાવી ત્યારે હું અજબ જરાબી નહિ થઈ. તેવણ મારાં માયજીની ખબર પુછવા આયા ને વાતપરથી વાત કહાડી કહેવા લાગાં કે વીકાજી નામના હાઉસના કોઇ જુના કારભારીને પેલા માણસે સાંતાક્રુસમાં એક બંધ્યાર ઘેરની સંભાલ રાખવા આજે ત્રણ ત્રણ મહિના થયા રોકેલો છે. એ વીકાજીને દોશીબાઇ સાથે સારૂં હોવાથી કાગલ પત્તર આવેચ તેપરથી માલમ પડેચ કે કોઇબી એક જીવને તાંહ પુરવાનો છે ને તેનેજ વરે વીકાજી ખોતી છે. હજુર એવણને ખબર નથી, કે જે ધારેલો માણસ છે તે તાંહ*પુગી ચુકોચ મે તેવણને ઠેકાણું પુછયું તો કહેજે મારી ચાંદણ તો ફકત કાલો બંગલો, સાંતાક્રુશ એમજ લખેચ"

"એટલુંબી આપણે વરે ઘણું પુરતું છે." ફીરોજ ખુશાલીથી કુદી ઉઠયો, "હું અત્તર ઘડી તાંહ જવા માંગુંચ."

"જરૂર, આપુને વખત ખોહવો નહિ જોઇએ" પેસીબી તૈયાર થઇ ગીયો.

"પપા, હુંબી આંઉ ?"

"હા પેસી, હુંબી આંઉ ?"

પણ તે બેઉ છોકરીઓને ધનજીભાઇએ માયાથી અટકાવી. "એવે ઠેકાણે એવાં કામમાં બૈરાંઓની જરૂર નથી. ફીરોઝ, પેસી ને હું કરીને જઇશું. ગુલનાર માય, તમુને અમે લોક તમારે ઘેરે પુગાડતાં જઇએચ."

"તાહરે મારો જીવ કેમ માનશે ? શું બન્યુંચ તે હું શું જાણુશ," તે છોકરી કગલી પડી.

"બધાં કરતાં તમુને તે જાણુવાનો પહેલો હક છે. હું તાંહથી પાછો ફરતાં તમુને બધી હકીકત કહેતો જવશ." ફીરોઝ તેણીને

સખ્યારો આપીને ધનજીભાઇ તરફ ફર્યો, " આપરે પોલીસની મદદ સાથેજ લઇ જઇએ તો કેમ ?"

" નહિ નહિ, એવી વાત હમણા કરતા ના. કશાંને ખાતર નહિ તો 'દાદી હાઉસ'ની આબરૂને ખાતર, સર દાદીબાનાં નામને ખાતર, આપુને બધું બરાબર જાણ્યા વગર ઉતાવલુ થવું નહિ જોઇએ."

ગુલ. સાથે તે ત્રણે ગ્રહસ્થો તે કારમાં ગોઠવાયા. તે છોકરીનું મોહડું બંધ હતું પણ તેણીના નાદાંશ પવીત્ર જીગરમાંથી જોશભર એકજ અરજ નીકલતી હતી કે ખુદા આ ફેરો સફળ થાવો ને મારા બહેરામને મને નકકી મેલવી આપો. હોર્નબી રોડ આવી લાગતાં તેણીને ઘેરે પહોંચડવામાં આવી ને કાર તે ત્રણે ગ્રહસ્થો સાથે આગલ વધી. આશા અને હરખ, ધાસ્તી અને ચીંતા, હોંસ અને ઉલટમાં તે છોકરી એટલી તો ગુંચવાઇ જતી હતી કે મહેરબાનુના ઘણાબી કાલજીવતા વાકયો છતાં એકબી જવાબ વગર તે પોતાના ઓરડામાં ભરાઇ ગઇ.

—— :o: ——

## પ્રકરણ ૫૯ મું.

" તેરી મેરી જોડી બની મજેહદાર,
અંધી કાણી જોડી બની મજેહદાર."

બરાબર ચાર વાગે સાંતાકરૂસના 'કાલા-બગલા' ના તે મોટા દરવાજા આગલ ડોસીબાઇ ને તેવણની દીકરી ચાંદણ આવીને ઉભાં.

" મરેરે, બધું લોહીનું પાણી થયું તાહરે ઘેર મલ્યું, ને જોઇઅચ તાંહરે તો અંદરથી આવું મોટું તાલું છ."

" માય તાલું અંદરથી છે તે પરથી લાગેચ કે વીકાજી અંદરજ છે," દીકરીએ ડહાપણથી સમજાવ્યું, ને તે બેઉ જણાંઓના રોખરાંથી આખરે વીકાજી દોડતા દોડતા નોકલી આવ્યા. આ કુંપનીને જોઇ તેવણનું મોહડું હસતાં હસતાં જાણે ફસકાઇ જતું હતું ને ચાંદણનાંબી હોથ મલક મલક થતા હતા. જયારે ડોસીબાઇ તો ગામની કનવાર કરવામાં એવાં રોકાયલાં રહેતાં કે આ નાક આગલનો તમાશો તેવણ હજુરબી સમજી શકતાં નહિ. એવાં માણસોને પોતાનાં ઘેરની ખામીઓ સુધારવાનો સુધલો રહેતોજ નથી.

"મરેરે વીકાજી, આવો આવો કરીને બોલાવ્યાં ને મોટું જેવું તાળું મારીને ભરઈ બેઠા કે" ? ડોસીબાઇએ દહવારો કીધો.

"અરે માય બોલો ના, વીકાજી એકલો મરે કે માંદો પડે."

"ઓવારૂંરે એવુ શું બોલવાનું" ચાંદણે ધડો પખોડી નાખ્યો.

"કાંય કાય વીકાજી શું છે ?" ડોસીબાઈએ કંઇ ઉલટથી પુછ્યું.

"બોલો ના, પેલા જે કમબખતની બધાં વાર જોતાં'તાં તેને પરમ દહાડનો અહિં લાવીને નાખ્યોચ." વીકાજીએ તે તાળું પાછુ મારયું ને હવે તે ત્રણ જણાં અંદર ચાલ્યાં.

"આંય શુ કમપાઉન્ડ છે કે મોટું જેવું જંગલ છે ?" તે બૈરીએ બારીક તપાસ શરૂ કીધી.

"એનું નામ જીવતું દોજખ છે."

"ખરા વીકાજી, બધી મરી જાઉં મને જરા પેલો માણુસ બતાવો," અંદર જતાંજ વરડાંપર ખુરશી આપી બેસવા કહેતા ડોસીબાઈ બજીદ થઇને ઉભીજ રહી, "નહિ બા હું કંઇ તેને જોયા વગર બેસ્તી નથી, મારો જીવ તો ચટપટમાં પર્યોચ. નહિ તમુને મારા સમ, મને જરા દુરથી દેખારો. શું ખરેખર મેડ છે કે ?"

"અરે જવા દેઓરે માય," વીકાએ વાત ઉડાવતાં કચવઇ કહ્યું. "જીવ લેવાનુંજ બાકી રાખ્યુંચ એટલા ચેતવણીઓ આપાયલી છે. એ તો જે દહાડા જાયચ તે ગણીમત સમજુંચ."

"અરે તમેમી હવે ભારી ના થાવો. જરા દુરથી જોઇશું તો શું કંઇ તેને અમે લુંટી લેવાનાં છઇએ કે ? હું કંઇ કોઇને કહેવાની છેઉં ? જરા દુરથી જોઉં તો ખરી કે કોણ છે, કેવો છે ?" તે બજીદ થતાં બહોંસ કરવા લાગી.

"હા હા વીકાજી, માયને જરા જોવા દેઓ," ને ચાંદણનાં આંય એકજ વાકયથી વીકાજી વેચાઇ ગીયા.

"વારૂં આવો," તેવણે એક મોટી ઇંત ભીંતમાંથી ખસાડી ને તેમાંથી એક ચાવી કહાડી આગલ ચાલ્યા, તે બેઉ માય દીકરી તેવણની પછવાડેજ હતાં.

" માયરે કેવું બીહામણું ઘેર છે, જાણે બધે જાલીનાં વાઘનાં પીજરાંજ છે."

" હા માય મનેબી બીહક લાગેચ," ચાંદણે માતાને ટેકો આપ્યો.

" અરે પણ હું કેવો છેઉં ?" ને વીકાજીનાં આ વાકયથી તે છોકરીનો જીવ હરખાઇ ગયો.

પણ ડોસીબાઇનો તો બધો જીવ તે પારકી પંચાતમાંજ ભરાયલો. કેવો હોશે ? કોણ હોશે ? કાંય ગાંધ્યો હોશે ? એજ તેવણની ચટપટ હતી.

તેટલાં વીકાજીએ એક લાકડાંનું ફાલકું ચડપ કરતું કે ખસાડી નાંખ્યું તો લોખડના સલીયામાંથી એક જવાન માણસ દેખાઇ આવ્યો.

" આ કોઇ આવેરે——વીકાજી એવણ તો બહેરામજી પોતે છે !" ડોસીબાઇ તો ગભરાઇ અકરઇને બુમ પાડી ઉઠયાં.

" નહિ નહિ, એવણ આબાદ બહેરામજી જેવાજ છે, પણ બહેરામજી નથી."

" નથી શું——હું પોતે બહેરામ કેકોબાદ છેઉં !" તે જવાને એકદમ હીમતથી ઉશ્કેરઇને બોલી દીધું. " તે એક ઠગારો છે—હીચકારો છે, તેથીજ મને તેને અહિ બંધ કીધેચ."

" એ માય——આંય તો કંઇ ઘણીજ નવી ને તાજી ખબર છે. જો વરી વીકાજી, મને જરા એની આગલ લઇ જાઓ. હું બે વાત કરવા ને કંઇ પુછવા માગુંચ."

વીકો હવે તે બૈરીને તે બંધ સલીઆઓ આગલ લઇ ગયો કે જ્યાંથી તેણી તે જવાનને બરાબર જોઇને વાત કરી શકે. " લેઓ આય બારીની પારપર બેસો ને ગમે તેટલી વાત કરો." વીકાએ તે જગો પોતાના તપકીરના રૂમાલે ઝટકીને તે માય દીકરીને બેસાડીને ઠર પાડયાં ને પોતે પાસે જમીનપર બેસી ગયો.

તે કમનસીબ જવાન માણસ એક ઘોલકીની ઉપર ખમીસભર બેઠેલો હતો.

"બાવા હું તમારી હકીકત જાણુવા ઘણી આતુર છેઉં. જરા મને તમારી વીગત કહેશો? તમુને બહેરામજીએ અહિ શાને વરે પુર્યાંચ?"

તે જવાને તે બૈરીને ટીકી ટીકીને જોઇ. "તમે કોણુ છેઓ? હું તમુને ઓરખતો નથી, દોસ્ત છેઓ કે દુશ્મેન?"

"બીચારા તમારા જેવાનાં કોણુ દુશ્મેન હોએ? માયરે, મને તો તમારે વરે ઘણુંજ દીલમાં ચચરેચ. ખુદાનોબી શું ઇનસાફ છે. હા મરે આબાદ—આબાદ તમે બહેરામજીજ છેઓ."

"તે એક ઠગ છે, હું ખરો છેઉં, પણુ મારો હક લેવા તેણે મને અહિ જીવતો દાટેલો છે."

"શું ખવીસ માણુસ છે? માયરે મને એવું થાયચ કે હમણાં જઇને એને ખરૂંનરૂં પુછું."

"બાઇ તમુને હું ઓરખતો નથી. પણુ તમે એક જરથોસ્તી છેઓ તે હું જાણુંચ. તમે જો ખુદામાં માનનારાં હોવો, ઇનસાફને ચાહનારાં હોવો, દીલમાં દયાનો અંશ હોય, સાચ્ચી વાતને પીછાણુનારાં હોવો, તો અહિંથી બહાર નીકલતાંને વાર 'દાદી હાઉસ' માં જજો ને મારા કાકાજીને જણુાવજો કે તેવણુ જેને બહેરામ સમજેચ તે એક ધોલે દીવસનો ચોર છે, ને ખરો બહેરામ આંય દોજખમાં દટાયલો છે."

"અરે દાદીબાની બીચારાની વાતજ ના બોલો. એ આયો ને આયો—કોણુ જાણે હરવાયાએ શું કરી મુકયું તે બસ બીચારા જે ખાતલે પડયાજ તે અડીને પડયાચ. બોલે તેબી બે ચાર બોલ જેમતેમ બોલે."

"શું એમ છે? અરરરર, તાહરે હવે સમજ પડી! તેથીજ મામલો એટલો બધો સીધો ને સરલ ચાલેચ." તે જવાને પોતાનાં કપાલપર હાથ માર્યો "એબી મારાં નસીબ; બાકી મારા કાકાજી બરાબર હોતે તો આટલા વખતમાં જરૂર તેવણુ કોઇબી રીતે તેને પારખી શકતે."

"મરેરે શું દુન્યા છે! આજે પૈસાને વરે ઇનશાન શું શું કરેચ? તે કંઇ સમજતો નથી!" તે ઘણીજ કમકમતી હોય તેમ દેખાઇ, તો જો કે પોતે ફકત પાંચસો રૂપરડી ખીસામાં મારીને તે બે વ્હાલાં હેત-

બંતાંઓને કેવા જુદાં પાડી સ્રોફ ને બનાજી કુટુંબમાં કેવી ગમગીની લાવી નાંખેલી તે તે ભુલી ગઇ.

"વારૂ તમે કાંઇ રેહોચ?" તે જવાને ધીમેથી પુછયું.

"હુ તો 'દાદી હાઉસ' ની સામે સર દાદીબાની મોટી ચાલ છે, ત્યાં રેહુચ. બીચારાં તીરંદાઝવાલાંઓનો બી કેવો હાલ થયો." તે બૈરીએ હાથે કરીને તે કુટુંબની વાત કહાડી, કારણ તે બરાબર જાણતી હતી કે એજ દહાડા રહી ગયલો તે વારેસ તે ખુબસુરત ઇરાની છોકરીપર કેવો દીવાનો થયો હતો.

"તમે તે લોકને ઓરખોચ? તમારૂ નામ શું?"

"મારૂં નામ તમુને નહિ માલમ!" તે મગરૂરીથી બોલી "હું દોરાબાઇ ઉકેરજી એલાવ્યા."

તે જવાને પોતાના કાલા ડોળા તરતજ ઉંચકયા, કારણ તે એક વખતની તેની માનીતી છોકરીએ આય બૈરીને વરે પોતાનો મોટો અણગમો એકવાર જાહેર કીધેલો ને તરતજ યાદ કરી શકયો.

"એ બીચારૂાં મહેરબાનુંને ગુલનાર પરબી આય ઠગારા દુકતાએ કંઇ થોરો જુલમ ગુજાર્યોચ."

"તે કેવી રીતે?" તેણે અધીરાઇથી ટીકતાં પુછી દીધું.

"તમે હાઉસમાંથી જતા રહયા પછી એ બાચારી ગુલનારેજ સર દાદીબાને પતાવ્યા, સમજાવ્યા ને તમારે નામે જાહેર ખબર ન્યુસે-પુસ છપાવાવી કે 'માફ કીધુંચ ને પાછા આવો.' ને તે જાહેર ખબરના જવા-બમાં આય ઠગારો ફુટી નીકલ્યો. કોણ જાણે શા ઉપરથી તે છોકરીની પુઠે લાગો, પણ તેણે કંઇ એ દુકતાને મચક આપીજ નહિ, ને નાપસંદ કીધો. મેં બધું જોયું, ગુલનાર બગીચામાં બેઠેલી તાંહ એ દુકતો એ એક વખત આવી ગીયો, પણ એ છોકરીએ તેને તદન હરકાતી કહાડયો, તેથીજ ગુસ્સામાં આવીને ફકત ચોવીસ કલાકની નોટીસમાં એ બેઉ માય દીકરીને ખાલી કરી જવા પેલાએ ફરમાવ્યું."

"બીલકુલ હીચકારો!" તે ઝનુનથી બડબડયો.

"કહેચ કે એ માણુસે રૂસ્તમજી પાસે પાંચ હજાર રૂપા એ છોકરીપર મોકલ્યા, પણ ગુલનારે તો રૂસ્તમજીનાં આંગપરજ તે પાછા ફેંકી દીધા. પણ આ ફરેદુન ઘણો ભલો નીકલ્યો, તેની આયનની વખતે તે મદદે ગીયો ને એ બેઉ ગરીબડી માય દીકરીને પોતાનાં 'વીલા'માં લઇ જઇને રાખ્યાં. કોઇ કહેચ કે માયની મરજી છે પણ દીકરી એ ફરેદુનને વરે નાથી હા ભણુતી નથી. કેવી ઉપ્યોગી છોકરી છે. કહેચ કે રાતે બબ્બે વાગા સુધી એ બધું ગુંઠેચ ને દર મહિને ઘણું સારૂં કુટી કહાડેચ. એ ફરેદુન તો તાંહ પડયો પાંથરયો રહેચ. એ તેનીપર દીવાનેઃ છે. એ કંઇ તેને છોડવાનો નથી."

"બસ બાઇ, બસ કરો!" તે જવાન કચવાટથી વચ્ચે પડયો. "હવે મને બધી સમજ પડી," તે પોતાના મનથી બડબ.ડવા લાગો. "મને હજુરબી તે પેલો હાઉસનો જુલમગારજ સમજી ને તેથીજ તેને મારીપર જગતનો ધીક્કાર નાંખ્યો. ગુલ—મારી ગુલનાર—તારીપર મારો આટલોબી ગુસ્સો હું ખમી શકતો નથી. હું જે આટલો વખત ગુંચવાયા કરતો હતો તેનો આજે આંય બૈરીની વાતથી બરાબર ખુલાસો મલી ગીયોચ. અરેરે, એકવારના ચાહતા જવાનને તારી તરફ આટલો જુલમ ફેંકતો જોતાં તારી છાતીમાં કેવું દુખ ઉભરાયું હોશે, તે હું હવે બરાબર સમજી શકુંચ; તેથીજ મને જોતાંને વાર તું એટલી બધી ઉશ્કેરઇ ગેઇ હતી. ઓ હું એટલુજ ઇચ્છુંચ કે તે લગન અટકે—કોઇબી રીતે તે લગન અટકે." તે જવાને તે બૈરી તરફ જોયું.

"કાંય શું વીચાર કરોચ બાવા?"

"એ ગુલનારનાં લગન કાહરે છે?"

"કોણુ જાણે— કહેચ કે છોકરો તો વીરવાદલમાં છે, પણ એ ગુલનારજ તેને ઉડાવ્યા કરેચ. ચાલોરે પરણીબી ગેઇ તો શું છે? છોકરીઓનાં શું દુકાલ છે? હજુ મારી ચાંદણુ ભલીની, કે કોઇ તરફ ઝાંખીને જોયબી નહિ ને કોઇનાં પોર્યાંઓને એમ દીવાના બાવરા બનાવે બી નહિ."

પણ પાસેજ જમીનપર બેઠેલો પેલો "પોર્યો" વીકો કયારનો દીવાનાની કાની ચાંદણુને ટીકતો હતો, તે તેવણુને માલમ નહિ હતું!

" પણ ખરા, હું તમુને પુછતાં ભુલી ગેઇ; તમુને એ ઠગારો એમ કાંહ સુધી ગાંધી રાખશે ? "

" તે તો તેનો જીવ જાણે. "

" મરે મેં તો એ વાત હમણુંજ જાણી, મને તો ખબરબી નહિ. મુવો મારો જીવ તો કુવામાં પડે તેવો. મારેથી કંઈ સંખાય નહિ. તે ધુતારાને હું તમે જોજોની બરાબર દેખાડશ. હું સહવાર પડતાં તો બાર દુ ચોવીશ ઘેરે પુગી જવશ ને બધે બધી એની આબરૂની ધુલ કરશ. " તે બૈરીને સરસ્વતી ભણુતાં ઘણું સરસ આવડતું હતું. એકવાર તેવણુ કોઇનીબી આલ ઓલાદ હોત્રાનું શરૂ કરતાં, તો લાગટ ત્રણુ કલાક તે એકસરખી રીતે બોલી શકતી, ને તે દુખી જવાને ખરેખર કમકમાતથી ડોકું ફફડાવ્યું.

" મરેરે, સારૂં થયું ખુદાએ ધી પુર્યું ને બચાવ્યા, બાકી હું તો મારી ચાંદણુ સાથે એની રાસ જોવરાવવા માંગતી હતી. માયરે, એવો ખરાબ માણુસ તો મેં કદી નહિ જાણેલો ! કેવો ઠગારો બદમાસ ! અમારા ખાનદાનમાં અમુને કેવું ખરાબ લાગતે ! મુવો તો જુલમગારબી તેવોજ છે. ભાડુતોપર એવો જુલમ ગુજારેચ કે બોલો ના. એનેજ કંઈ ઘેરબાર જોયાંચ કે ? અમારાબી બાપદાદાનાં ઘેર ઉતાં ને અમેબી ભાડુતોને રાજ કરાવ્યાંચ. "

તે જવાને એક બેદીલ નજર તેણીપર ફેંકી. મહેરબાનુ અને ગુલનાર જેવાં રાંક જીવોને સર દાદીબાની મહેરબાનીમાં આ બૈરી જોઇ નહિ શકી, તો જો ઘેરવાલી થતે તો ભાડુતોને જમીનપર ચાલવાબી નહિ દેતે એજ તે જવાનનું નક્કી મત હતું.

હજુબી તે બૈરી વધારે ઉશ્કેરાયલી તે ઠગારા માણુસને શેસ ભરતી હતી. "અરે મને પુછોની, એની તલેતલની વાત મને બધી માલમ છે. તમે જોજોની, હું એને હવે એવી પુરી પડું'ચ. હમણાં જતાંને વાર તેને તાંહ જઇને એવી એની ડોકી મરડું'ચ—એનું નાંમ શું "?

" દીનશાહ કુપર " તે ધીમેથી બડબડયો.

"અરે એને હું પકડાઉં તોજ ખરી. પછી મારૂં નામ ન્યુસેન્યુસ આવશે. બસ તમે જોજોની, હું એને કાલનો કાલ જાહેર કરીને દુન્યાની નામોશીમાં નહિ લાઉં તો મારૂ નામ દોસીબાઇ નહિ."

"ને તુંને હું આંય જીવતાં દોજખમાં નહિ પુરૂં તો મારૂં નામ દીનશાહ નહિ!" બેઉ હાથો પીઠ પછવાડે રાખી કઠોરતાથી હસતો દીનશાહ તે બૈરીની સામે આવીને ઉભો. ફરેદુનબી તેની સાથેજ કમરે હાથ દઇ ઉભો હતો.

"ઓ માય!" ની બુમ સાથે તે બૈરી બારીની બેરપરથી ઉછલી ને પડી ગઇ, પણ ઝડપમાં પાછી ઉભી થઇ. ચાંદણબી માયની પછવાડે ફીક્કી થઈ જઇ ધ્રુજતી ઉભી હતી.

વીકાજીનાં તો ટાંટયા થરથર એવા ધ્રુજતા હતા કે પડી જતો અટકવા તે ભીંતને અઘેલી પડયો હતો.

ફક્ત બહેરામ કેકોબાદ જેમનો તેમ, જાણે એક નાટક જોતો હોય તેમ, તદન બેદરકારીથી આ ચાલતો "ટાબલો વીંવા" જોતો બેસી રહયો હતો.

——:o:——

## પ્રકરણ ૬૦ મું.

"સીતમસે આજ આ જાલીમ, કયામત હોનેવાલી હય;
બયેસે દાવરે મહાસર અદાલત હોનેવાલી હય!"

કાળા–બંગલાના તે મોટા કમપાંઉન્ડને તાલું મારવામાં આવ્યું હતું, છતાં ફરેદુને ને દીનશાહે પહેલેથીજ એક ગીચ ઝાડોમાંથી પોતાનો રસ્તો દાખલ થવા માટે કરી રાખ્યો હતો, કારણ વીકાપર પહેલેથીજ તેઓનો ભરોસો હતો નહિ, ને તેજ રસ્તે આજે આ બેઉ માણસો અચીંતા તે ચાલતા તમાશામાં સામે આવી ઉભા હતા.

સૌથી વધારે ઝનુન અને ગુસ્સો દીનશાહને ડોસીબાઇપર છુટયો હતો, કારણ નજદીક અર્ધો કલાક થયો અહિ ઉભો રહીને તેણીની ઉડતી જીભલીની કાતીલ જબાન સાંભલતાં તેનું લોહી ઉકળી આવ્યું હતું.

" કંગાલ ઓરત, શું તારો ફેરો આંય દુન્યામાં ફકત એવી તારી-મારી કરવાજ સરજાયલો છે? તું મારાં મોહડાંપર તો એક રાજાને રૈયત માન આપે તેટલું મને માન આપેચ ને બધી થોડી થોડી થઇ જાયચ ને હમણાં હું કયારનો સાંભલુંચ તો તારી પાપી ગંધીલી જીભ-લીથી તું, મને કયારનો નવાજેચ. તું બીજાનાં પાપોનું માપ કરેચ, પણ તારો હીસાબ તેં કાહડી રાખ્યોચ કે? તારી સૌથી કીમતીમાં કીમતી ચીજ તારી જીભ છે, પણ હવે સંભાલજે. બધાં સાથે એ તારી જીભલી જીતી ગેઇચ, પણ મારા જેવાને છેડવાનો સવાદ હું તુને બરા-બરે બતાવશ. હું ગમે તેવો છેઉં, પણ તારા જેવું હીચકારૂં નીંદાનું નગારૂં નથી. હું દરેક કામમાં બહાદુરીથી લડુંચ-પણ તું લોકોની પીઠ પછવાડે તારૂં કમબખત હથ્યાર ચલાવેચ. હજુરબી તારી શુધ્ધ ઠેકાણે રાખ ને એવાં કામોથી હાથ ઉઠાવ, નહિં તો લોકો તુને જોતાં કમકમશે, એવો તારો દહાડો આવશે—સમજી!" તે હદબહાર ઉશ્કેરાયલો જવાન તે દબાઇને ઉભેલી બૈરી તરફ દાંત્યા પીસ્તો ધસ્યો.

" ફરેદુન, અતરચડી એને એની દુકતી સાથે આંય ઓરડામાં બંધ કર," ફરેદુને એક ઝટાક મારી તેણીને અંદર ધકેલી ને માતાની પછવાડે દીકરીબી અંદર ગેઇ કે તે સલ્યાના દરવાજાને તાળું મરાઇ ચુકું.

હવે દીનશાહના ઝનુની ડોળા તે બાજુમાં ધ્રુજતા ઉભેલા વીકાપર પડયા. તેણે ગુસ્સાથી બે ચાર થપ્પડ તેને થોકી કહાડી. " ચંડાલ બે-ઇમાન! મને એવું થાયચ કે તારૂં જો હું ખુનબી કરૂં તો પાપ નહિં લાગે. હમણા મારો પીત્તો એવો ઉછલેચ કે તેનો ઉપાય ફકત તારૂં મોતજ સમજ! મેં તુને આવો સારો પગાર, સારૂં ખાવાનું પીવાનું ને આવા મોટા વીશ્વાસમાં લીધો ને જોખમનું કામ સોંપ્યું તો તેમાં તે બૈરાંઓને સામેલ કીધાં, તેબી વલી કેવાં બૈરાંઓ? જે લોક ન્યુસપેપર વગર જાહેર ખબર ફેલાવે તેવાં માણસોને તેં મારો ભરમ કહયો!"

" સા સા—સાહેબ—મ—મ—મ—માફ કરો!"

" બઅઅઅસ ચુપ! તું મારીને લાયકજ નથી. દીવાના મુરખ, તારા જેવા એક હલકા માણસમાં મેં એવો કીમતી વીશ્વાસ મુકયો

એ મારોજ વાંક છે ને તેની સજા મને મથી ચુકીચ. સમજ, આય તારા ગુનાહની તોજેશ કરવા તુંને શાંતીની ઘણી જરૂર છે. તેથી આશજ મકાનમાં જીંદગીભરની હું તુંને શાંતી આપુંચ."

"ઓ એમ નહિ સાહેબ, એમ નહિ !"

"એમજ! મારો જીવ જોખમમાં નાંખવાની તેં હીમત કીધીચ તેનાં બદલામાં હું તારો તુચ્છ જાન ઘણો જલ્દીથી પુરો કરાવશ," ને અહિ તેને ટોટામાંથી પકડી દીનશાહે તે બાજુના બીજા ઓરડામાં ફેંકી દીધો અને ફરેદુને તેને તાળું મારી દીધું.

હવે તે ઉશ્કેરાયલો જવાન તે બંધ થયલાં સલ્યામાંથી દેખાતા જવાન—બહેરામ—તરફ ફર્યો. આ પળે તે હવે કંઈક ઠંડો પડેલો દેખાતો હતો. તે એકદમ નજદીક આવ્યો ને પાતલુનનાં ગજવામાં બેઉ હાથો ખોસી પાંચ મીનીટ તેગે તે જવાનને લહેરે લહેરે ટીકયા કીધો.

"હું તો સમજ્યો કે તું સધાવ્યો હોશે, પણ તું તો કેડો થપકી મારી ગીયો હ? હેહેહેહે," તે ઘણા ઠંડાથી હવે હસ્યો; ને આ રીતે તે માણસના આટલી હદ સુધીના બદલાયલા 'મુડ'થી બહેરામ પોતે ખરેખર અજબ થયો.

"ખુદાએ મને બચાવ્યોચ, તેમાં કંઇ તેની મતલબ હોશે. તું તેને વરે ઘણો વીચાર ના કર." બીલકુલ જેમનો તેમજ બેસી રહેતાં તેના ઠંડા તરફ તુચ્છકારથી નેણ ફેકતાં તે જવાન બોલ્યો.

"હા મારીપર તેવણુનું કાગલ આવ્યુંચ કે આંય જાતના સુખી દહાડાઓ જોવાજ તુંને તેવણે ખાસ જીવાડયોચ."

"એટલો બધો અધીરો ના થા, એવું સુખ તારે વરેબી નકકી થયલું છે. વખત આવશે તાહરે જોઇશું!"

"અહોહોહો—ઘણો ફીલસુફ ના થા—પણ મેં તો સમજેલું કે તારૂં ભેજુ ખસી ગયલું, તેમ હોય તો હું ઘણો દલગીર છેઉં."

"તે તારા સારાં નસીબને લીધેજ થયલું, નહિ તો અત્યાર વેર તારો દગો નીભતે નહિ."

"પણ હવે તો તમારૂં ભેજું બરાબર ને સલામત આવી પુગુંચ, તોબી સેવક તો જેવાને તેવાજ નીભેલા છે." તે ઠઠાથી તેને નમ્યો.

"ખુદા ઈનશાઈ છે ને તેનીપર મને પુરો ભરૂસો છે."

"બધું હંબગ! હવે તો મુગા મુગા તમારા જેટલા દહડા બાકી હોય તેટલાં અહિંજ પુરા કરજો. મારી કંઈજ ફીકર કરતા ના, હું તદન સારી કાની ને તમારી દુઆથી પુર ખુશાલ છેઉં, ને તમારી ગુલનારનીબી ચીંતા કરતા ના, તેબી આંય મારા બીરાદર ફરેદુનના હવાલામાં તદન સુખી છે ને અમન ચમન કરેચ."

"પાપી શખ્શ, તારી જબાનથી તે પવીત્ર નામ જો ફરીથી બોલશે, તો આંયજ જગાપર તું આખો બલીને ભસમ થશે," તે પોતાની ખાતલીપરથી ઉછલ્યો. "નાસ્તીક માણુસ, ખુદામાં તું માનતો નથી; પણ તેનો હાથ તારી આસપાસ જાહરે ફરશે, તાહરેજ તારી ગયલી શુધ્ધ ઠેકાણે આવશે. હમણાં તેનોજ આપેલો પવીત્ર આત્મા તારી ઘાંટીમાં છે કરીને તું આંય રીતે દમામમાં ઉભેલો છે; પણ તેનાં હુકમથી જયારે તું ખાકમાં પડશે, તાહરેજ તારી આંખ આગલથી બધી તારી કરણીઓ પસાર થશે ને તે વખતે તું એવાં ગમખ્વાર ડચકાંઓ લેશે કે આ હેવાન; તારા હવે પછીનાં પુનર્જનમને વરે હું અત્યારથીજ ધ્રુજુચ." તે જવાને તેની ગમ કંઈક ધીક્કારથી જોતાં પાછી હલવેથી પોતાની બેઠક લીધી. "ઘાતકી, શુધલા પુતેલ ધનશાન! એક દહાડો તુંને તે દાદારની સામે મોહડું બતાવવાનું છે, તું તે યાદ રાખજે, એક ગમ એક બીચારી કેવી હેતવંતી ગાય જેવી ધણીયાણી, બીજી બાજુ ગોલાબ જેવું બચ્ચું, ત્રીજી ગમ ભલા માયાળુ બીચારા સસરા એ બધાંને ગમીમાં રગડોલાતાં નાખીને ચાલી આયો. તે લોક તરફની ફરજને હવા પર નાખી દીધી, ને તે મહાન પાપ ઓછું હોય તેમ મારા ખુનની તેં કોશેશ કીધી ને જાણે ખુદાબી આંધલો હોય તેમ વલી દુન્યાને ઠગીને પારકી દોલતપર તરાપ મારી ખાસ્સો ગોઠવઈને બેઠોચ! પણ યાદ રાખજે આંય તારા ગુનાહોનો બોજો હવે એટલો બધો વધી ગીયોચ, કે તું તેનેથી હવે થાકવોજ જોઈએ, ને

જ્યારે થાકેલો તું જમીનપર પટકાશે ત્યારે તે દયાલુ પીતાની યાદ તારાં કલેજામાં વાગશે. હમણાં તું તારાં અંતઃકરણનાં અવાજને ગણકારતો નથી. પણ ત્યારેજ પસ્તાવાથી તારી નસેનસમાં જખમ થશે."

"અરે દીકરા, હજુર તું મારાં સૌથી મોટાં માનીતાં કામની નોંધ લેતો નથી. ગુનાહ ગુનાહ શું કરેચ, સેવકે એ બધો ગુનાહ ધોઇ નાખવા મીસ જીજીભાઇ બનાજી સાથે પરણી જવાનીબી મોટી કોશેશ કીધેલી ને તેમાં જો હું ફાવતે કેની તો કેદારનો તે બુલબુલને લઇને અમેરીકા ઉપડીબી જતે."

"અરે, અરે, ના બોલ–ના બોલ-તારા ફક્ત બોલોથીજ હું ખરેખર કમકમુંચ. મેં તે છોકરીને બરાબર જોયલી. તેવા એક જીવને ઠગવાને વરે તું ખરેખરો હીચકારો બદમાશ કહેવાય."

"જા, જા, તારા જેવા એક ધસેલાના બકબકારાની મને કંઇજ તુંબા નથી. હું આજે ખાસ તારી સામે તુંને કહેવાને વરેજ આયોચ કે હું તારેથી છુપાઇ રહેવા ચાહતો એક હીચકારો નથી. પણ ખુદ તારી સામે આવીને બહાદુરીથી તુંને જણાઉચ કે તારી જગે જે બહાદુર માણસ દરેક જણાંને સીફતથી ઠગીને બધું હક હલાલ કરીને બેઠેલો છે તે કોઇજ નથી. પણ હુંજ–સેવક દીનશાહ કુપર–પોતે છઉ."

"તારા મનથી તું બહાદુરમાં ખપેચ, પણ મારી નજરે તું એક બી કરતાંબી નપેતર છે. કારણ આવા લોખંડનાં સળ્યામાં ને બબ્બે તાલાંમાં મને ગાંધીને દરવાજાની બહારથી દમામમાં વાત કરતો તું એક રગેરગનો હીચકારો કહેવાય. તારામાં હીમત અને બહાદુરી હોય તો અબઘડી મને બહાર કહાડ ને પછી જો કે આંય ફક્ત એકજ મુક્કીથી હું તુને બરાબર બતાવી આપુંચ. આંય તારી આંખોમાં હું ખુલ્લું હીચકારાપણું વાંચી શકુંચ, આંય તારાં કપાલપર હું દેખીતી નામોશી અને બેજાબતનો છાપ જોઇ શકુંચ. તારા આંય હીલતા હોઠોપરથી હું તુને એક પહેલાં નંબરનો જુઠો ને ઠગારો ઓલખી શકુંચ. અરે દુન્યા આંધલી છે પણ મારી આંખે તો તું એક દગાબાજ તરતજ દેખાઇ આવેચ."

"માફ કરજો પણ આવાં બીહામણાં ઘેરમાં તમુને કોઇબી. તમારૂં મત પુછવા આવવાનું નથી. તે તમારી પોકિટમાં થાવું સાથે લઇ જવા રહેવા દેજો."

"તારા એવા બોલોથી તું મને જરાકબી દબરાવતો ના. મને મારા ખુદામાં પુર ભરૂસો છે, તેના ઇનસાફની રાહ જોતોજ હું અહિ ઊાટી થતો બેઠેલો છેઉં. તે મને છોડવશે ને તુંને પટકશે. બસ જા, તારા જેવા એકની સાથે વધારે વાત કરવાબી મને મોટો ધીકકાર છુટેચ."

"એના જેવા એકને તું ના વતાર, તદન તરકડો દેખાયચ," ફરેદુને હવે દીનશાહને ખભાંમાંથી પકડીને બાજુ લઇ જતાં સમજાવ્યું. "એનું એક તો ધસેલું છે તેમાં એનો એવા વાહીયાત પતપતારો સાંભલતાં આપરૂંબી ખસી જવાની મને ચીંતા લાગેચ." તે ઠઠાથી હસ્યો. "બહેરામ તું અમથો એ દીવાનાની સાંથે આજે આયો."

"મોહડું સંભાલીને બોલ, એનું નામ દીનશાહ છે," તે જવાન કેદી ઉશ્કેરઇને બોલ્યો. "મારૂં નામ એને વાપરવાનો કંઇજ હક નથી."

"આજકાલ સેવક તમારા દરેક હકના માલેક છે," તે ઠગારો જવાન તેનાં ચેશ્તા કરતાં નમ્યો, "ને તે મારા છેલ્લા દમ સુધી હું રાખી મુકવાની કોશેશ કરશ."

"તું કોશેશ હજાર કરશે પણ તું શું ચીજ છે, ખુદાની એક મરજી ને તારો આખો નાશ."

"બસ, બસ,–ખુદા, ખુદા, શું બકી મરેચ? બધું ભેજું ખાઇ ગીયો. ખુદા જેવી કોઇ ચીજ છેજ નહિ. તેવી ચીજ કોઇએ જોઇજ નથી, ને એવી નહિ જોયલી વાતોપર વખત રોકવાનો મારો વીચારબી નથી. બસ આંય જીવ્યેચ તેટલાં જેટલું સુખ મેલવાય તેટલું મેલવી લેવાનું. મોજ મજાહ, એશ આરામ, સુખ. શાંતી, પૈસો ટકો, અમનચમન બધું બધું જેટલું થાય તેટલું સુખ જોઇ લેવાનું; પછી એક વખત મરવાનું તો છેજ, આંય મુવા કે ગીયા. લે ચાલ ફરેદુન, એ દલીદરને જોયા કરતાં કંઇ વધારે મજાહવાલી ચીજપર આપરો

કીંમતી વખત રોકશું." તે ઘણા દમામમાં ત્યાંથી આગલ ચાલ્યો ને ફરેદુનબી તેની સાથે વલ્યો.

વરંડાપર તે જવાન આખરે થોભ્યો. આ ટકાવી રાખેલો ફોક-ટનો દેખાવ ગુમ થઈ ચુકો હતો. તેનો ફીકકો ચહેરો જોતાં ફરેદુન તેની વધારે નજદીક ગયો.

"કેમ શું છે? શું વીચાર કરેચ?"

"મને લાગેચ કે કંઈબી હવે બનશે, ને તે મારે વરે બુરુંજ બનશે."

"એ તો તારો અમથો ધખારો છે, તારા મનમાંથી બધું કહાડી નાંખ." ફરેદુને તેને ઘણી સારી હીમત આપી કારણ તે તો ખરે દીલે ઇચ્છતો હતો કે આજ માણસ તેની જગાએ સદા નીભી રહે, કારણ જો ખરો વારસ હાઉસમાં આવે તો તે પોતે દોલતે આખરએ કેવો રખડી જાય તે તે બરાબર જાણતો હતો. "તારો શું ગુંચવાડો છે તે મને કહે. આપરે તરત તેનો રસ્તો કરશું."

"આંય ઘેરમાં આજે તારે રહેવું જોઇએ, કારણ વીકો પોતેબી બંધ છે. હું જતાંને વાર પેડીને મોકલી આપુંચ. એ આય ઘેરનાં ને આંય માણસોનાં રખેવાલ તરીકે તદન લાયક માણસ છે. મને હવે સેક્રેતરીનું કંઇજ કામ નથી. આપરે બે જણા મલીને તે કામ સંભાલી લઇશું, પેડી અહિ રહી શકશે."

"તું બેફીકર રહે, તારી સલામતી તેમાં મારીબી હોવીજ જોઇએ. તું જા, હું બધી બરાબર દેખરેખ રાખશ, ફીકર ના કર."

"પેલી ડોસીબાઇને બનતાં સુધી અપવાસપરજ રાખજે કે એની ગંધીલી જીભડીનું જોર જરા ઓછું થાય," તે જરાક હવે જતાં જતાં હસ્યો ને બેઉ દોસ્તો હીમતનાં સખુનો એકમેકને આપલે કરીને છુટા પડયા.

"સંભાલજે!" એકવાર ફરીથી તે જતા જવાને ઘોઘારી અવાજે ચેતવણી આપી ત્યાંથી તે મોટો કમપાઉંડ વટાવતો બહાર નીકલી પડયો.

હે ધનશાન, તું ગમે તેવી શેખી કર ને અકકલ દોડાવ, હુસ્યારી રાખ, સાવચેતી વાપર પણ 'બનવા કાલ' કદીબી બન્યા વગર રહેતું નથી ! !

ફરેદુનના સધ્યારા અને હીમતથી દીનશાહ ઘણી નચીંતાઇથી તે કાળા બંગલાની બહાર નીકલ્યો પણ અરે જે બનવાનું હતું તે જો તે જાણુતે તો———પણુ નહિ, તે જે ખુદાને માનતો નહિ હતો તેજ દયાળુ બાપે દયા બતાવી તેને ભવીશ્યની ખબર આગલથી જણાવી હતી નહિ ને તેથીજ તે શાંતાકરૂસથી હયુઝ રોડ ઘણે ખુશાલ દીલે પંહોંચી ગીયો.

———:o:———

## પ્રકરણ ૬૧ મું.

### છુટકો !

આજે તે ભયંકાર 'કાલા-બંગલા' નુ નસીબજ જાણે ફરી ગયું હતું. જે જમીનપર વરસોવેર કોઇનો પગ નહિ તે જમીન વેચાતી લઇને દીનશાહે થોડાજ વખતમાં એક ભયાનક મકાન બંધાવી દીધું ને તેમાંના લોખંડી સલ્યાઓમાં ચાર જીવોને નીસાસા ખેંચતા નાખી તે લહેરે લહેરે હયુઝ રોડપર પહોંચ્યો. પણુ, આજે 'કાલા-બંગલા' ને ફુરસદ હતીજ કયાં ?

બહેરામ અને વીકો તો ત્યાં આજે ત્રણુ દહાડા થયા, એકમેકને ડોળા ઘુરકયા કરતા હતા; પણ ડોસીબાઇ અને ચાંદણુથી આજની સાંજ ખુશાલીમાં ગુજારવાનાં વીકાજીનાં મલકાતને કંઇ જપ મલે તેટલાં તો દેવ જેવા તે બેઉ જવાનો દીનશાહ ને ફરેદુન ફુટી નીકલ્યા, ને હજુતો દીનશાહના ચેતવણીના શબ્દો પછી ફરેદુન જરા તે 'લો ચેર' પર વીચાર કરતો બરડો નાખે તેટલાં તો તે બહારના મોટા દરવાજા આગલ એક બીજી કાર આવીને ઉભી રહી ને તેમાંથી ત્રણુ ગ્રહસ્થો ઝડપમાં બહાર કુદી પડયા.

"તાલું મારેલું છે." ફીરોઝે પોતાની તપાસમાં ઝડપથી બોલી દીધું ને આ સાંભલતાંજ ધનજીભાઇ, પેસી અને ફીરોઝે પોતેબી

વીચારમાં આખી પાંચ મીનીટ ગાળી કહાડી, ને આખરે અંચીતા તે બેઉ જવાનો એક ચોકસ બાજુની લાકડાંની વાડપર ઘણાં ઝનુનથી વળગી પડયા.

ફક્ત પાંચજ મીનીટનું તે કામ હતું, ને કરરરરરર કરતી તે વાડ તુટીને નીચે પડી. બસ એક માણસ પુરતી તે જગા તે લોકને માટે હવે પુરતી હતી. જબરદસ્ત મોટાં બમે તાળાં છતાં તે ત્રણે ગ્રહસ્થો કંઇક ગભીર વીચારમાં અંદર દાખલ થયા.

વરંડાપર એક ધીમી બતીના ઉજાસમાં તેઓ બેધડક અંદર દાખલ થયા. પહેલાજ તે નાનાં ઓરડામાં તે લાંબી ખુરસીપર ફરેદુન વકીલ કરારને જીવે આંખ મીચી કંઇક ઉંઘ ખેંચવાની વેતરન કરતો શાંત પડેલો હતો. ત્રણે જણાએ એક આંખના પલકારામાં એકમેક તરફ જોઇ એકજ વીચારની ઇશારત કરી લીધી ને પેસીએ આંગલી ઉંચકવાથી ફીરોઝે ઘણેજ ધીમેથી તે બારણું તરતજ બહારથી બંધ કરી દીધું.

"એ માણુસ સાથે તો આપુને ઘણું કામ લેવાનું છે. સારૂં થયું એબી આઇતો અહિજ મલી ગયો," ફીરોઝે ખુશાલીથી કહયું.

"એ દીનશાહ ને ફરેદુન એકજ પાત્યાંની બેઉ ચીપો છે," પેસી ભરમમાં હસ્યો.

"લેઓ, અહિબી કોઇ બીજો બંધ અડગરામાં પડેલો છે," ધનજીભાઇએ અટકી જતાં કહયું. ખરેખર વીકો જમીનપર પડયો પડયો તે તરતના બની ગયલા બનાવોપર વીચાર કરતો અહિ તહિ અલોત્યાં મારતો હતો.

"એજ પેલો વીકો છે." પેસીનાં આ બોલવા સાથેજ ફીરોઝ તે ઓરડો ઉઘાડી અંદર ઘસી ગીયો ને કંઇક બીહધરાવવાની મતલબે બેઉ હાથે તે માણુસનો ટોટો દાબ્યો.

"ઓ ઓ ઓ ઓ ઓ ——"

"બસ, એક શબ્દબી વધારે બોલતો ના, અબઘડી મને પેલા બહેરામને દેખાડ, નહિ તો તારો જીવ લેઉંચ."

"ઓ બાપરે, આંય શુ આફતમાં હું પડયોચ? મને માફ કરો, મારા શેઠનો હુકમ નથી, મને તેવણુ મારી નાખશે."

હવે પેસાએ તેને ધકકો માર્યો. "ચાલ વેક. બીજી ત્રીજી વાત કરવાનો વખત નથી. અતરઘડી અમુને તેની આગલ લઇ જા, નહિ તો સીધો પોલીસને હવાલે આપી દઇશું."

તેને તે ત્રણે ગૃહસ્થો તરફ જોયા કીધું. "મુગો મુગો આપી દે તું ગરીબ માંણુસ છે. પૈસાને લીધે વેચાયલો છે. અમે તુંને બંચાવશું." ધનજીભાઇએ ઘણાં નરમ અવાજે કહયું ને તે સાંભલતાંજ તે ઉલટથી બંહાર આવ્યો. ભીંતનાં એક ફાલકાંમાથી ચાવી કહાડીને તે લાકડાંની ફરેકાર ખસાડી નાખી.

તે ત્રણેની નજર એક બહુજ દયાલાયક દેખાવપર પડી

ઘણીજ નાની હદમાં ચારે બાજુથી લોખંડના સવ્યા ભરી લીધેલા હતા. બાજુમાં જમીનપર એક ફાનુસ ધીમું બલતું હતુ. ખુણામાં એક તીપોયપર એક પાંઉ ને સુપનું પ્યાલું પડેલુ હતુ. બાજુમા એક ઘોલકીપર એક કમનસીબ જવાન માથે હાથ દઇ જમીનને ટીકતો ઘણાંજ ગંભીર દુખી ખ્યાલોમાં લીન થયલો બેઠેલો દેખાતો હતો!!

ખરેખર બહેરામનાં વીચારો ઘણાંજ ઉડાણુમાં ઉતરી ગયા હતા. "તે નાસ્તીક માણુસો, જેઓ ખુદાની હસ્તી સુધાં માનતા નથી, તે લોકને આટલી બધી હદે ફાવવા દઇ, આવા સુખી સંજોગોમાં ફરતા રાખે ને મારા જેવા એક, જે આંય આવી મોટી આફતમાંબી દહાડામાં ચાર વખતની બંદગી કરે તેવાને આવી હાલતમાં સબડવા દે.—ઓ ખુદા, તારો ઇનસાફ હજુર શાંને વરે ખોતી છે?"

આંય છાતીતોડ દેખાવ પેસી વધારે વખત સાંખી શકયો નહિ. તેણે તે તાળું ઝડપેમાં ઉઘાડી નાખ્યું ને તેની સામે જઇ ઉભો.

"બહેરામ-બહેરામ!" તે માયાથી વાંકો વલ્યો.

"કોણુ?" વળી ફરેદુન હોશે એવા ખ્યાલથી તદન બેદરકારીથી તે દુખી જવાને કંઇક કંટાલાથી ઉંચે જોયું. તે ધીમા ઉજાસમાં તેણે

વધારે ધારીને જોયું કારણ ત્યાં એકથી વધારે માણસો આવીને ઉભેલાં તેણે જોયાં.

"બહેરામ, તું મને ઓળખેચ, હું કોણ છેઉં?"

પેસીનાં અવાજથી તે વધારે જાગૃત થયો. હવે તે ઉલટમાં ઉઠીને ઉભો થયો. "કોણ—ડૉ૦ શરોફ—તમે અહિ?" તે કંઇક ખુશાલીથી પુકારી ઉઠયો.

"હા, તું કેમ છે? હવે તદન બરાબર છે?"

"ઓ, ડૉ૦ શરોફ મારી સાથે દગો રમાયોચ. મને મદદ કરો! હું નહિ ધારતો કે તમેબી તેનીજ તરફથી આયા હોવો. હું તમુને દોસ્ત ગણું કે દુશ્મેન?"

"બીહ ના, આંય જો એવણ ઓનરેબલ મી૦ જમશેદજી ધનજીભાઇ દુબાશ, એવણને તું તારા ખરા મદદગાર જાણજે."

તે દુખી જવાન તરતજ ઉપકારથી નમ્યો, ને ધનજીભાઇએ તેને ઘણી મોટી દીલસોજીથી શેકહેંડ કીધી. "હું જો ભુલતો નહિ હોઉં તો મેં તમુને કંઇબી જોયલા છે."

"અલબેત, મેં તમુનેબી જોયાચ. દાદી-હાઉસમાં તમે જાહરે પહેલ વહેલા આવ્યા, ત્યારે તે મોટા મેલાવડામાં હુંબી તમારી સાથેજ ઉતો. આપરે ખાસ્સો અર્ધો કલાક વાત કીધેલી! બચ્ચીત, ગરીબ બચ્ચું! તું ઘણોજ લેવાઇ ગીયોચ," તેવણે લાગણીથી તેના બરડાપર હાથ ફેરવ્યો.

"ને આંય એવણ ફીરોઝ કેપટન, બાર-એટ-લો. એવણે તારો આખો કેસ પોતાને માથે લઇ લીધોચ, ને એવણુનીજ ઉલટથી આજે અમે અહિં વેર તુને શોધી કહાડવામાં ફતેહમંદ થયાચ." પેસીએ કહયું.

"તમુને જોઇને હું ઘણોજ ખુશી છેઉં," લાગણીભેર શેકહેંડ કરતાં બહેરામે મીઠાશથી કહયું. "હું તમારો ઘણોજ આભારી કહેવાઉં, મને નહિ ખબર કે મારી પીઠ પછવાડે હું આવા બાહોશ, દીલસોજ દોસ્તો છોડી આયોચ."

"ચાલો, એટલુંજ જોઇને અમે ખુશી છૈયે કે તમે તદન સલામત અમુને મલી શકયાચ." ધનજીભાઇએ તેને મહોબતથી કહયું. "તમે થાકેલા છેઓ. આપરે જેમ બને તેમ જલ્દીથી અહિંશી બહાર નીકલ્યે તો સારૂં, તાંહ તમે આરામ અને ખોરાક લઇ શકશો, પછી આપરે નચીતાઇથી તાંહ બધો ખુલાસો કરી શકશું." તેવણુ તેને લઇને બહારે પડયા ને પેસી ને ફીરોઝ પછવાડેજ ચાલવા લાગ્યા.

——:o:——

## પ્રકરણ ૬૨ મું.

### "તમારાં જેવાં કેળવણી વગરનાં કજીયાનાં કાલબુદ્દો હજુર આપરી કોમમાં રહી ગયલાં જોઈ મારો જીવ ખરેખર ઘણોજ દુખી થયોચ!!"

બહેરામના ધીમા સવાલોમાં ધનજીભાઇનાં દીલસોજ જવાબો સાથે તે ચારે જણુ ધીમે ધીમે ચાલતા હતા, તેટલાં એક ઘોઘારી કલાપીતથી તે લોક એકદમ અટકી ગીયા. "અરે બાવા, તમે લોક જરથોસ્તીઓજ દેખાવોચ, અમુનેબી છોડવતા જાવો પેલા મુવા સેતાને અમુનેબી અહિ ગોંધીયાંચ."

"એ કોણુ છે–કોઇ બાનુઓનો અવાજ છે," ધનજીભાઇ એકદમ અટકી ગીયા. જો કે વીકો તો નજદીકમાંજ જમીનપર બેઠેલો હાયસોસારા ખેંચતો હતો. પણુ તે 'નહિ ચું કે નહિ ચાં' કરતો !

"કોણુ દોશીમાઈ ?" તે નજદીક દોડી આવેલી બૈરીને જોતાંજ પેસી પોકારી ઉઠયો.

"ઓ મરૂંરે બધી, પેસી તું છે કે ? સારૂં થયું તું અમુને છોડવવા આયો. ચાંદણુબી અહિજ છે. આવની ચાંદણુ તાંહ શાંની ગગરી રહીચ ?"

પણુ આંય ઘેલી બકવાપર પેસીનું તો પાપણુબી હીલ્યું નહિ.

"આંય બાનુઓને એકદમ છોડવ, ફીરોઝ !" ધનજીભાઇએ હુકમ કીધો ને ફીરોઝ વીકા પાસે ચાવી માંગવા જાય તેટલાં પેસીએ તેને મજબુત પકડયો.

"તમે એ બૈરીને ઓરખોચ કે ધનજીભાઈ? એ એક પહેલાં નંબરની નીંદાવાલી જુઠી સ્ત્રી છે. મારી શીરીનને જઇને કહયું કે એક મારવાડી જેવા બ્યાજખાઉનાં છોકરાને શું પરણેચ? આંય બહેરામ કેકોબાદ કેવો મજાહનો છે! ને મારી આગલ બગ્યે વખત આવીને એવા કાન ભંભેરવા લાગી કે શીરીન તો તદન ઉછાછલી છે, બહેરામ સાથે ફરેચ હરેચ. જીજીભાઇ તો દીકરીને વેચેચ ને પૈસાથી છોકરી કબુલ થઇચ; ને એ પાપી ઓરતનાં તરેહવાર વાંધા ભરેલા શબ્દોથીજ હું મુર્ખો વધારે દોરવઇ ગીયો ને થોડીક મલેલી ઉશ્કેરણીમાં હું મારી શીરીનને હમેશની છોડીને નીકલી ગીયો; જો કે ગીયો તો સારૂંજ થયું. તેથીજ હું ખરા બહેરામને મલી શકયો ને આજનું કામ આપરે બજાવી શકયા; પણ આંય સ્ત્રીએ મને ઘણું દુખ આપ્યુંચ એને હું અહિથી કદીબી છોડવા દેવાનો નથી."

"અરે બાવા મરી જાઉં. મને માફ કરો, મને અહિં નાખીને ના જતા!" તે હદબહાર ઉશ્કેરાયલા પેસી તરફ એ હાથ જોડી અંદરથી કગલવા લાગી. 'બીચારી ચાંદણુ તારે વરે કેવી જીવ બારેચ. ને તેને તું અહિંજ આવા દોજખમાં ફેંકીને ચાલી જવા માંગેચ?"

"તમુને એમ કરવું નહિ હતું. તમે એટલાં પતલાં ને દુબલાં દેખાઓચ કે હવે તમે જીવીજીવીને કાંહવેર જીવવાનાં છેઓ, તો શાંને વરે દુન્યામાં એવાં કામો કરીને ગુનાહનો એવા બોજો બનાવોચ?" ધનજીભાઇએ તેણીની નજદીક આવી તાણ્યાં તપલા શરૂ કીધા. "તમારાં કામો પરથી લાગેચ કે તમે એક કેલવણી વગરનાં બાઇ હોવાં જોઇએ. જ્યારે હાલમાં આપરી પારસી કોમ આવી કેલવણીની ટોંચપર બેઠીચ કે બાનુઓ બેરીસ્તર, ડાકતર થઇને ઇનશાનોને મદદગાર થાયચ, જાહેર કામોમાં ભાગો લઇને શહેર ઘેરની સેવાઓ બજાવેચ, લીતરેચર અને ઉંચા શોખોથી કુટુંબ કબીલામાં આગલ પડેચ, તેવા વખતમાં તમારાં જેવાં કજીયાનાં કાલણુદો હજુર આપરી કોમમાં રહી ગયલાં જોઇ મારો જીવ ખરેખર ઘણોજ દુખી થયોચ પણ તોબી પેસી મારો વીચાર

છે કે હજુરબી એવણુને સુધરવાને વરે એક ટક આપુને આપવી જોઇએ."

"તમે ભુલોચ. એ સ્ત્રી હવે કદીબી શુધરે નહિ. એને ઘેરેઘેરની સૌથી તાજી ને પહેલી ખબર મેલવવાનો ઘણો શોખ છે, પછી તે જુઠી હોય સાચ્ચી હોય તેની ખાત્રી કરવા એ થોભતી નથી. બસ લાગલી 'કહેચ કે', 'કહેચ કે' કરતી બે કલાકમાં બાર ઘેરે તે ખબર પહોંચાડી દેશે. એવાં માણસોના વરે આંય ઘેર ઘણુંજ બંધબેસ્તું છે. એ ઘણાંજ જોખમ ભરેલા જીવો કહેવાએ. ચાર લોકોમાં ભેલાવાથી એ લોકની ગંધીલી જીભલીને ખોરાક મલી શકેચ. સુખી ઘેરોને જોઇ એ બલી જલી જાયચ, સારા માણસોની નીંદા કરવાની ભુખ છુટેચ, તેથી એવી સ્ત્રીઓને આય એકાંતવાસ તદન બરાબર છે કે જેથી પુરતો પસ્તાવો કરવાની એ લોકને ફુરસદ મલી શકે!" આટલી હદસુધી પેસીને ઉશ્કેરાયલો જોતાં ધનજીભાઇ અને ફીરોઝે હવે આગલ પગલાં ભરવા માંડયાં. તેની પછવાડે પેશબી મોટા તુચ્છકારની નજર ફેંકી ચાલવા લાગ્યો પણ બહેરામ તો જયાંનો ત્યાંજ ઉભો રહયો.

"પેસી તું જાંણેચ, આજનો દહાડો હું મારે વરે મોટી ખુશાલીનો ગણુંચ ને તેમાં એક થોડીબી દલગીરી બાકી રાખવા હું માંગતો નથી. મારી પછી આ બીહામણાં મકાનમાં કોઇબી સ્ત્રી જાતને છોડી જવી મારા અનુભવપરથી હું એક મોટો ગુનાહ સમજુંચ, જો કે ગુલનાર તીરંદાઝ તરફથી મેંબી એવણુને વરે કંઇક એવુંજ મત સાંભલેલું પણ તોબી મારો વીચાર છે કે આજે અહિથી એવણુને છોડવવાં. આપરે એવણુને એવણુનાં ગામે મોકલી દેવાનો બંદોબસ્ત કરશું ને એવણુને સુધરવાની ટક આપશું. પેસી મારે ખાતર એ બેઉ બૈરાંઓને અહિથી છોડી દે!" ને પેસીની એક ઇશારતથી ફીરોઝે વીકા પાસથી ચાવી લઇને તે તાળું ઉઘાડયું.

"વીકાજી તમેબી છુટાજ છેઓ. મહેરબાની કરીને આંય બેઉ બૈરાંઓને તે લોકને ઘેરે જરા પહોંચતાં કરજો." ધનજીભાઇએ જણાવ્યું.

"અરે સાહેબ, તમે આંય બધું શું કરીને જાઓચ? હવે મારૂં શું થશે! મને હવે મારો શેઠ જીવતોબી નહિ રહેવા દેશે! હું કીયો કુવો પુરૂં!" તે ગરીબ માણુસ મોટે મોટે રડવા લાગ્યો ને તે જોતાં ચાંદણબઇબી ડુશુક ડુશુક ડચકાં ખાવા લાગ્યાં.

પણ ધનજીભાઇ હવે વચ્ચે પડયા. "સમજો, શેઠ કોણ ને વાત કોણ! તમારા શેઠ તો આંય છે," તેવણે બહેરામને દેખાડતાં કહ્યું. "તે તો એક ઉઠાઉગીર ઠગારો છે, તમુને બીહવાનું કંઇજ કામ નથી. તમે બે દહાડા આંય બાઇઓને તાંહજ રહેજો, પછી એવણ તમારા નવા શેઠ 'દાદી-હાઉસ'માં બીરાજે ને તમે તાંહ સીધારજો." ને આય ખબર સાંભલતાં વીકો તો ખુશાલીને મારે કુદવા લાગ્યો. "કેટલી બધી ખુશાલી! આંય ઘેરમાંથી છુટવું—વલી ચાંદણબી છુટી—બીજા બે દહાડા ડોસીબાઇને ત્યાંજ ધામો નાંખવાનો ને વલી નવા શેઠની પાછી નોકરી મલવાની ને પછી શહાદી રામશની! વાહવાહ તે હવે ઘણુંજ ગેલથી કુદકા મારવા લાગ્યો ને ગીત ગાવા લાગ્યો,

"ચાલો જઇએ આજ રંગીલા હસતાં રમતાં 'હાઉસ' માં,
મોજ મજાહને હસી ગમતમાં વખત ગુજારીએ 'હાઉસ' માં,
થકથક કરતી ત્રેન હવે આવશે, ચાલો દોડો 'હાઉસ' માં,
બહેરામજી શેઠ ચાલો જઇએ, હુરરે હુરરે 'હાઉસ' માં."

વીકાનાં ખુશાલ ગાયન સાથે હસતા હસતા તે લોક હવે બહાર નીકલવા લાગા પણ ધનજીભાઇ અટકી ઉભા. "આપુને ભુલી નહિ જવું જોઇએ. હજુર એક માણુસ આંય ઓરડામાં રહેલો છે."

"તે કોણ?" બહેરામે એકદમ પુછી દીધું.

"ફરેદુન વકીલ." ફીરોઝને બોલતો સાંભલતાંજ બહેરામ ઝનુનથી તે તરફ ધસ્યો ને ધડાક કરતું બારણું ઉઘાડી નાંખ્યું.

ફરેદુન એક ઘેરાયલા ઉંદરની કાની તે ઓરડામાં એમથી તેમ આંટા મારતો હતો. તે આવા કોઇ વખતને વરે જાંણે તૈયારજ હતો. કોંઇનાબા આવી પુગવાની ખાત્રીથી રાહ જોતો તે તૈયારજ ત્યાં ઉભો હતો.

"સાહેબજી" બહેરામે ડોળા કહાડી ઠઠ્ઠા કીધા. "હું ધારૂંચ કે એક કલાકની વાતપર થયલી વાતચીત પછી તમારો વીચાર કંઇક હવે બદલાયો હોશે. ખુદા અને તેના ઈનશાફ પર ઠઠ્ઠા કરનારા ને શક લાવનારા મુર્ખ ઇનશાન તારા દોલા ફોડીને જો કે તેં ગમે તેવા લોખંડી ઓરડામાં તાળાંઓ મારી મને રાખેલો છતાં તેની જાહરે મરજી થઇ તો આવા ફરેસ્તાઓની મારફતે તેણે મારો કેટલો જલદી છુટકો કરાવ્યોચ. નહિ દેખાતી ચીજોને નહિ માનવાની જીદ લેનારા તારા જેવા આંધલા માણસોને એથી વધારે તેની પાક હૈયાતીની સાબેતી શું જોઇશે?"

"તમારા બાવાને તો હું ઘણી સારી રીતે ઓળખતો હતો પણ તેવણનાં બચ્ચાં એવાં નીકલે એમ મેં માનેલું નહિ," ધનજીભાઇએ દલગીરીથી બોલવા માંડયું. "તમારી કારકીર્દી ઘણીજ ખરાબ રીતે નીશફલ નીવડીચ, કેલવણીપર તમે ધુલ વાલીચ, ખાનદાનને એબ લગાડીચ, તમે એક મોટી દગાઇમાં જાણી જોઇને ભાગ આપ્યોચ, ઇનસાફથી જોતાં એ કંઇ નાનીશુની વાત નથી. તમુને એને વરે ઘણું ખમવું પડશે."

"શાંને વરે? હું કંઇજ જાણુતો નથી. મેં કંઇબી દગાઇ કીધી નથી. હું જનમથીજ મારા મામાજીપર દરેક હક ધરાઉંચ ને તેજ મારા હકપર હું હજુરબી બેઠેલો છેઉં. મને કોઇબી પુછી શકશે નહિ."

"તેમ સુખે બસીને ખાતાં તુંને આવડયું નહિ." પીરોજે તુચ્છકારથી બોલી દીધું, "તેં તેને ઓળખ્યો, તેની સાથે મલી ગીયો, ને આંય ખરા હકદારને દગાથી ગાંધી તમે બેઉ જણાં બીચારા સર દાદીબાની દોલત લુતવા લાગા, એમ કહીશું તોબી ચાલશે."

"તું ખુદ આપરા કુટુંબનો થઇને લોકો પાસે બીચારા કાકાજીને લુતાવ્યા! ફીટકાર છે, લ્યાનત છે તારીપર!" બહેરામે ધીક્કારથી કહ્યું "ને તબી તેવણ બીચારા ખાતલે અડેલા તેવી વખતે; જ્યારે તુંને તેવણની ચીજોની સંભાલ લેવાની જરૂર, તાહરેજ તેનો તેં એવો બુરો લાભ લીધો. ખુદા માલમ તેવણ બીચારા એવી મોટી માંદગીમાં કેમ સપડાયા."

"તેનીબી મને ખરી ખબર મલી ચુકીચ," ફીરોઝે વચ્ચે જણાવ્યું "તે ઠગારાને જોતાંજ તેવણે માન્યું કે એ ખરો બહેરામ ફેકોબાદ છેજ નહિ, તે જાણ્યાથીજ તેવણને એવો સખત આંચકો લાગો કે આય રીતે ખાતલે પડયાચ."

"ફીરોઝ એમ બને નહિ," ધનજીભાઇ વચ્ચે પડયા. "જો તેવણ એમ જાણે તો તેજ પળે તેને તેવણ બહાર કહાડી શકે! જે શખ્સે પોતાનાં દીકરાને ગુસ્સાથી ઘેરની બહાર કહાડી મુકયો તે શું એક ઠગારાનો આરખ્યા છતાં રહેવા દે?"

"કંઇબી હોઆ તે આપરે પછી શોધી શકશું, દાદીબાથી જાણી શકશું; પણ એટલું તો ખરૂંજ છે કે તેવણે તેને આરખ્યો ને તેથીજ ખરા બહેરામને ઇનસાફ આપવા ત્રીજેજ દહાડે વીલબી કરી નાખ્યું ને તે કામ ખલાસ થતાંજ આય લકવાનાં હુમલાથી તેવણ પટકઇ પડયા."

"ગરીબ મારાં કાકાજી!" બહેરામ દુખથી બડબડયો. "મને એ ઘાતકી માણસોપર ઘણોજ ગુસ્સો આવેચ. ગૃહસ્થો, મહેરબાંની કરીને જરાકબી દયા બતાવતા ના. આંય માણસ એક પોતાનો થઇને બુઢા મુરબ્બી તરફ આટલો ઘાતકી નીવડયોચ. એની સાથે મને ઘણું કામ કામ છે, એને અહિજ બંધ કરજો, નહિ તો અહિથી છુટયા બરાબર કંઇ વધારેજ બુરૂં કરી બતાવશે."

"હીચકારા! તું મારેથી બીહેચ ને તેથીજ મને અહિ રાખી જવા માંગેચ, પણ હું અહિ રહેવાનો નથી. મારો ઇનસાફ કરનાર તું નથી. મારા દાદીમામા મને બરાબર સાંભલશે." તે એકદમ તે ખુલ્લા દરવાજા તરફ દોડયો પણ બહેરામે તેને ખભાંમાંથી પકડીને તે ખુરશીપર પતકી નાંખ્યો.

"કદી નહિ. સૌથી વધારે સજાને તુંજ લાયક છે," ને અહિ તેણે બધા સાથે બહાર નીકલી જઇ બારણું બંધ કરી દીધું.

હવે તે ચારે ગૃહસ્થો બહાર નીકલ્યા. વીકો તો કયારનો ચાંદબુ-બાઇ સાથે કઇ ગુસગુસ કરતો ખુશાલ વરંડાપર ઉભેલો હતો. ડોસીબાઇ તો કાંસતાં કરાંજતાં સીડીપર ગગડેલાં હતાં.—બહેરામના હુકમને માન

આપી વીદા! તે બેઉ બીબી સાથે ટ્રેન માટે ચાલ્યો, જ્યારે તે ચારે જણાં તે કારમાં બેસી ત્યાંથી ગુમ થઇ ગયા.

હોર્નબી રોડપર ફીરોઝ ઉતરી પડયો કારણ, ગુલનાર તેની કાગને ડોલે રાહ જોતીજ બેઠલી હતી. તે ખરી બનેલી વીગતો સાંભલતાંજ તે છોકરીની કાળી ચલકતી આંખોમાંથી હરખનાં આંશુઓની કીમતી શેરો ગબ્બડી પડી.

આહ, ઘણે ઘણે વરસે ગુલનાર તીરંદાઝે આજે એક સુખી ને મીઠી નીંદની શાંત રાત આખરે ગુજારી હતી !!

——:o:——

## પ્રકરણ ૬૩ મું.

"જાનો જીગર આવો,
મોતીદે વધાઉં, પ્રેમરસ પાઉં,
હું તારી દાસી વારી, તું મારો સરતાજ
લાગો આ ગલે જાન, મને તમારી બનાવો !!"

બહેરામ ફ્રેકોબાદ જ્યારે પોતાના દીલસોજ દોસ્તો સાથે તાજ-મહાલ હોતલનાં તે કુશાદે સગવડ ભર્યાં ઓરડામાં પુગ્યો, ત્યારે તેને લાગ્યું કે તે ઘણી લાંબી ભયંકર ઉંઘમાંથી જાણે આ પળે હવે ખરેખર જાગ્યો હતો. તે લાંબી માંદગી ને તેની ગાફેલયત બેધ્યાનીમાં તે એક ઉંઘાયલા જેવોજ હતો; તે પછી જરા જાગૃત થતાં તે પોતાની તે વ્હાલી છોકરીને મલવા ગયો, પણ એક સ્વપ્ના મીસાલ તેણીએ તેને ધીકકાર્યો ને આખરે તે બીહામણાં ઘેરમાં જીવતો દટાયો, પણ આજે તે દુન્યામાં એક વખત પાછો પોતાની પુર હુશ્યારી ને અકકલ સાથે તદન છુટો થયો હતો. આખરે લખ્ખો વીચારો સાથે તે નરમ બીછાણાંમાં પડયો. પણ સુખી આવતાં ભવીશ્યનાં ખ્યાલમાં રોકાયલાં ભેજાંને ઉંઘ તો કયાંથીજ હોય! ઘડીકમાં બની ગયલા બના-વોની કમનસીબ યાદથી તે તાસવીસ કરતો હતો, તો ઘડીકમાં આવતી કાલના મોટા બનાવો શું રૂપ લેશે તે પર વીચાર કરતો હતો, તો ઘડી-

કમાં તે મીઠી વ્હાલી છોકરીને તે કયારે પાછો મળશે, તેજ ખ્યાલમાં લીન થઇ જતો તેને ઘણી મુશ્કેલીથી તે સુખી રાત પસાર કીધી.

બીજી તરફ ગુલનારની ખુશાલીની સીમા હતીજ નહિ. સહવારનાં બામદાદમાંજ તે ખુશાલ આશાવંતે જીગરે ઉઠી. કંઇક વધારે કાલજીથી ડ્રેસ કરી આ બારીથી તે બારીએ હરખભેર ઉછલતાં જીગરે દમકવા લાગી. જાણે આજે તેણીને કંઇ સુજ પડતુંજ નહિ. મહેરબાનુએ ત્રણ વખત નાસ્તો ખાવા બોલાવી પણ ખાવાની રૂચી હવે હતીજ નહિ. સુખ અને ખુશાલીથી તેનું રૂવેરૂવું ધ્રુજી રહેતું હતું; હરખ અને આશાથી તે જાણે ગુંગલાઇ જતી હતી, ત્યાં ખાવાની ગરજજ હવે શું હતી ?

"ઓ, આખરે મારૂં ગુમાયલું ગોહર મને પાછું મલ્યુંચ ! મારો મુવેલો પ્યાર પાછો સજીવન થયોચ. ઓ પરવરદેગાર ! મારી નાશ પામેલી આશાઓને તેં પાછી મારા ખોળામાં નાખીચ. હું તારો કેવો આભાર માનું !" તે ફરીથી બારી બહાર દુરવેર ટીકતી ઉભી. તે એક ખરી નમુનેદાર ખુબસુરતી તો હતીજ પણ નીરાશી અને સકટમાં તેણી જે ઝુમઇ જતી હતી તેની જગા ફરીથી રતાશે લીધી હતી. ઘણે લાંબે વખતે તેણી આજે ફરીથી તે માનીતો ટ્યુન ગાતી સંભલાતી હતી, 'There's the Hero coming' નું ગાયન તે લહેરે લહેરે સુંદર મીઠા હલકે ગાવા લાગી.

વાંચનાર, તેણીની ખુશાલી કદી વર્ણવી નહિ શકાય તેવી હતી. સુખ જે તેણી સદાની છોડી બેઠી હતી, તે આજે ફરીથી તેણીની સામે આવીને ઉભું હતું ! ખુશાલી જે તેણીની આબદાર રૂવાનીપરથી નાબુદ થઇ હતી, તે ફરીથી તે ગોલાબી ગાલોપર જગા કરીને બેઠેલી હતી !! તે ગાયન પુરૂં થયું ને એકવાર ફરીથી તે અધીરી છોકરીએ બારી બહાર જોયું, પણ આ વખતે તેણીનો ચહેરો સહેજ ઉતરી ગીયો.

"અરે ખુદા, હું ફોકતની આશા રાખુંચ ! કેમ જાણ્યું કે તેવણ આવશેજ ? મારાં આવાં મોટા અપમાન પછી મને નહિ લાગતું કે તેવણ આવે ! અરે જો તેવણ મને માફ નહિ કરશે તો !" તે છોકરીનો ચહેરો હવે કુમળાઈ ગયો.

તે એકવાર ફરીથી પોતાના વડી ગયલા દુખી બનાવોના ખ્યા-લમાં લીન થઇ ગઇ કે તેજ—હા તેજ આકાર—તેણીનો માનીતો બહેરામ નરમ પગલે તેણીની સામે આવીને ઉભો. તેનું બી તેણીને ભાન રહ્યું નહિ. પણ આખરે એક હસ્તા ચહેરાના ધીમા ખંખારથી તે ચોંકી.

"કોણ, મારા બહેરામ?" તે ઉછળીને ઉભી થઇ. તે જવાને કશો જવાબ દીધો નહિ, પણ તે નાનો ગોલાબી હાથ પોતાના હાથમાં માયાથી લીધો ને તે પાસેની ખુરસીપર પોતેબી બેસી ગયો. બે આખી મીનીટ તેજ મુગા મીઠાશમાં પસાર થઇ ગઇ.

"ગુલ, હું ધારૂંચ કે આંય વખતે તું મને જગતનો ધીકકાર આપશે નહિ." તે સહેજ હસ્યો ને તે છોકરી પોતાનાં વાંક માટે શર-માઇ ગઇ, "હજુરબી મારે વરે તારી પાસે ધીકકારજ છે કે? કે કંઇ તારો વીચાર બદલાયોચ?"

"મને માંફ કરો, હું આંધલી બની." તે છોકરી રડતી તે જવા-નનાં ગુઠણ આગલ પડી ગઇ. "બહેરામ, હું ઠગાઇચ. તે માણુસે મારી પર મોટો જુલમ ગુજાર્યોચ ને તેના ગુસ્સામાં મેં તમુને તેજ ગણ્યા, મને મીફ કરો." તે જવાને તેણીને માયાથી ઉઠાડી.

"ગુલ, હુંજ ખરી રીતે તકસીરવાર છેઉં. હું નાઠીમત બની તુંને છોડી ગીયો એજ મારી મુર્ખાઇ ઉતી. તું જો મારી સાથે હોતે તો હું એવા સંકટમાં સપડાતે નહિ."

"ને બહેરામ, હુંબી એટલુ બધું દુખ જોતે નહિ."

"હું જાણુંચ, હું બધું જાણુંચ કે તે દગલબાજે તમુ લોકને ઘણાં સતાવ્યાં પણ—પણ—" તે જવાને કંઇક નારાજીથી ડોકું નીચું કીધું.

"બહેરામ, તમે મારી તરફ જોઇએ તેવા પ્રીતીવાલા દેખાતા નથી. આ હું સમજુંચ, હું ગુનેહગાર છેઉં, હું તમારે લાયક નથી." તે હવે ખુલ્લું રડવા લાગી.

"મને જવાબ આપ. શું તું ફરેદુનને પણુવા તૈયાર નહિ બની! હું જો થોડો વખત રહીને આવતે તો તું જરૂર મીસીસ વકીલ થઇ

હોતે." તેનો અવાજ કંઈક કઠોર હતો. "કદાચ તું તારી કબસ હાલ તને લીધે તેને કબુલ થઈ હોશે."

"બેહરામ મારૂં માનજો, મેં તેવણુને ઘણી વખતે કહયું કે પ્યાર જેવું મારી પાસે કંઇ છેજ નહિ, તોબી તેવણે મારી પાસથી 'હા' નો જવાબ મેળવ્યો."

તે ચુપજ બેસી રહયો તેના ચહેરાપર તમામ કરડાઇ ફરી વળી હતી. તેની કોલી કોલી આંખોમાં ગુસ્સો દીપી રહયો હતો.

"ખુદા ખાતર તમે મને છોડી ના જતા. હુ તમારા વગર જીવતી છતાં મુવેલી જેવી ઉતી, દુન્યામાં નાવારેસ હાલતે જો હુ ભુખેબી મરતે તો કદી એવો જવાબ તેવણુને મારી તરફથી મલતે નહિં; પણ મારાં માયજી-તેવણુને હું મરતાં કેમ જોઈ શકું ? તેવણુની પછવાડે તે માણુસ છુટથી ખરચ કરી દેતો હતો, તેવણુની તરફ અનહદ કાલજી બતાવતો'તો, તેવણુને પોતાના માય તરીકેજ ગણુતો'તો. ઓ, જો ખરૂં બોલું તો મોટા દોકતરોની ધરફડી, ઉચામાંની કીમતી દવાઓ ને મોંઘા દાત ખોરાકોથીજ મારા માયજી તદન ઘડીપળમાંથી પાછા સાજા થયાં. તેજ માણુસે તેવણુને જીવાડયાં, બીજી કેઇ પણે તેવણુ પાછાં પતકાશે તેનો કંઇબી ખ્યાલ મને રહી શકતોજ નથી. તેવા વખતમાં એક માતાની કાકલુદી ને અરજથીજ મેં તેવણુને હા કહયું; તોબી હુ ખુલ્લુ બોલી કે મારા તે ગુમાયલાં ગોહરની જગાએ હું તમુને કદીબી બેસાડી શકશ નહિ. ઓ, હું તેને બોહેલોજ સમજતી'તી. ઓ બહેરામ, મને તમે માફ કીધું કે ?" તે કગલતી ત્યાં ઉભી હતી ને તે કંઇક થોભ-રાથી ત્યાં હજુરબી ચુપ મુગે મોહડેજ બેસી રહયો હતો. દેખીતું હતું કે તેનાં ધ્યાનમાં તેણીનાં બહાનાંઓ બીલકુલ ઉતરી શકતાંજ નહિ !

"બહેરામ, ખાત્રીથી માનજો કે મેં મારા આંગપરનું એકબી કપડું તેનાં ઉપકારમાં જઇને લીધું નથી ! એક પાંઇની કાતરીબી તેનાં પૈસાની મેં ખાધી નથી." તે છોકરી દોડતી જઇ પોતાની તે મોટી બારકીટ ઉચકી લાવી. "આ મારી ગધ્ધઇ મહેનત હું રાતે એકએક વાગાંસુધી બેસીને કરતી'તી; ને એ મને મારાં ગુજરાન કરતાં વધારે

સારૂં કમાવી આપતી'તી. ઓ બહેરામ, ખુદા ખાતર એટલુજ બોલો કે તમે મને માફ કીધું!"

તે હજુબી ચુપજ હતો. તેણે ગજવામાંથી રૂમાલ કહાડીને ઘસડીને પોતાનું મોહડું લુછ્યું.

"તુંને તેની સાથે ફરવા જતાંજ અકસમાત થયલો!"

"હા, મારા માયજી ઘણાં સીક પડી ઉઠયાં ને દોકતરે તેવણુને ફરવા લઇ જવા ઘણી તાકીદ કીધેલી. મારા વગર માયજી નહિ જતાં'તાં કરીને હુંબી તેવણુની સાથે ગયલી."

આખી પાંચ મીનીટ તે પોતાનાં બુતને જમીનપર ઠોકતો ચુપ વીચારમાં બેસી રહયો. ફક્ત ગુલનાં ડચકાં સીવાય ત્યાં બધું શાંત હતું.

"તારી ખાતરી છે કે તેં તેને કદીબી ચાહયો નથી?" તેણે એકદમ પુછી દીધું.

"કદી–કદી નહિ! હું તેને ચાહી કેમ શકું? ઘણી વખતે હું તેવણુને જોવાબી રાજી નહિં ઉતી, પણ મારાં માયજીને ખાતર હું મારો દમ ઉંચે રાખી તેવણુને માન આપતી'તી. બહેરામ, ખુદાના નામથી હું બોલુંચ તે ખરૂંજ માનો કે શેકહેંડ માટેનો હાથબી મેં તેવણુને કોઇબી દહાડો આખો પકડવા દીધો નથી. હું તેવણુને બીલકુલ પસંદ કરતી'તીજ નહિ. ગમે તેવી વીનંતીઓ છતાં, ગમે તેવી લાલચો છતાં, મેં તેવણુને સદા મારેથી એક વારને છેતેજ રાખેલા હતા. તે મને એક તદન અણગમતો માણસ હતો."

"ને તે છતાં તું તેને પણવા કબુલ થયલી?"

"ઓ તે એક ફકત મોહડેથી બોલાયલી 'હા' ને વરેજ હું તમારી માફ માંગુંચ!" તે છોકરી ફરીથી ડચકાં ખાતી તે જવાનના પગ પાસે પડી ગેઇ.

બસ ઘણું થયું હતું! દીલમાં ચાલી રહેલા અથાગ જોરાવર ઓતના ઉછલતા ઉભરાઓ છતાં તે જવાને તેણીને પુરતી શીક્ષા કીધી હતી. તેણે તેણીને પ્યારથી ઉઠીને પોતાની પાસે બેસાડી.

"મારી ગુલ, તું સદા મારીજ છે. આજે આપરે ફરીથી મળ્યાંચ તે ફરીથી કદીબી નહિ છુટાં પડવાજ મલેલાં છેયે, એમ ખાતરી રાખજે. મારી ગુલ, આંય મારી છાતીમાં છેલ્લો દમ છે તાંહસુધી હું તુંને હવે કદીબી છોડવાનો નથી. હું તારીપર તમામ વીશ્વાસ રાખુંચ. આખી દુન્યાની સૌથી મીઠી છોકરી, તારો સાચ્ચો પ્યાર જીતવાને વરે હું ખરે-ખર મગરૂર છેઉં. જયારે દરેક ઇનશાન જાત આંધલુ બન્યું ને તેને મારી જગાએ બેસવા દીધો તાહરે તેં તેને ધીકકારથી દુર ફેંકી દીધો એજ, બસ એજ, તારી સાચ્ચી પવીત્ર પ્રીતની સાબેતી મને પુરતી છે."

તે છોકરીનો ચહેરો હવે શાંત અને ખુશ દેખાવા લાગ્યો.

" ગુલ, મારી ગુલ, તારી તરફના તે કીનામાં હું આજે સાંજે 'દાદી-હાઉસ'માં જઇ તેને તેની દમલબાજીમાંથી ખેંચી કહાડવાનો છેઉં. આજે હું હાઉસમાં કાકાજી આગલ જઇ મારો હક માંગવા માંગુચ. શીરીન જરબી આવવાનાં છે. તો તેવા વખતમાં મારી હીમત ને ઉલટને વરે તું વ્હાલી છોકરી મારી બાજુમાં જરૂરજ જોઇએ. તું હમણુંજ મારી સાથે 'તાજ' માં આવ. હું સાંજે કાકાજીને દેખાડશ કે આજ મારી તે પસંદ કીધેલી કીમતી ગુલ ઉની કે જેને લીધે મેં દુન્યાની તમામ મોટાઇ ફેંકી દીધી હતી."

" બહેરામ, આપુને માયજીની રજા લેવી જોઈએ. આવો, તેવણુ અંદર છે; તેવણુ તમુને જોઇને ઘણુંજ ખુશ થશે. કાલનાં તમુને મલવા બારતે પડેલાં છે. "

તે બેઉ જણાં તે નાના શાંત ઓરડામાં ગયાં. મહેરબાનું નબળે દમે શાંત પડેલાં હતાં. " માયજી જાગોચ કે ? આંય બહેરામ કેકોબાદ તમુને મલવા આયાચ. "

તે બાનુ ધીરેથી ઉઠીને બેઠાં. " આવો બાવા, એનાં જેની ખુશની ખબર મારે વરે બીજી શું હોય ? " બહેરામે તેવણુનો નબળો હાથ પોતાના હાથમાં લઇને છોડયો ને તેવણુની નજદીકમાંજ બેઠો, "ઘણી ઘણી ફીકરમેંજ આબહેનો હવે છેડો આવેલો લાગેચ. મારાં આંય ગોલાબ બચ્ચાંને વરે આંય પાપી દુન્યામાં મને કોઇનો વીશ્વાસ ઉતોજ

નહિ. મારી માંદગીનુંબી તેજ કારણ ને હું જીવુંચ તેબી તેજ કારણ. હું ગમે તેવી સીક પડુંચ પણ મારો દમ નીકલી શકતો'તોજ નહિ. પણ હવે હું તદન નચીંત છેઉ. આય પળેબી હું હવે મરવા તૈયાર છેઉ."

"નહિ માયજી, અમારા સુખી દહાડાઓમાં તમુને એમ બોલીને અમુને દલગીર કરવાં નહિ જોઇએ." બહેરામે દીલસોજીથી કહયું.

એક મીનીટની ગંભીર ચુપકીદી પછી ગુલ તે માતા આગલ આવી ઉભી. "માયજી, આજે બહેરામ મી૦ કેપટન અને બીજાઓ સાથે 'દાદી-હાઉસ'માં પોતાનો હક માંગવા જાયચ. પેલા ઠગારાને ખુલ્લો કરીને સર દાદીબાને બધી વાત કહી દેવા માંગેચ. એવણ મનેબી ત્યાં સાથે લઇ જવા માંગેચ. હું જાઉં ? તમારી રજા છે ?"

"મોંરાં બચ્ચાંઓ, મને તમારા લોકમા પુરતો વીશ્વાસ છે. દીકરા બહેરામ, તારા હાથમાં મેં મારા આંય એકપુરાં વ્હાલાં બચ્ચાંનું પાંખડું આપ્યુંચ. એને તું પુરતી સુખી ને સંતોશી રાખજે." તેવણે તે બેઉ બચ્ચાંઓનાં હાથો પોતાને હાથે સાથે મેલાવ્યાં ને ખરાં દીલનાં આશીશ સાથે ઓવારણા લીધા. ને આ ભલાં બાનુના આશીશ સાથે તે બેઉ વ્હાલાં સુખી પંખેરાઓ 'તાજ' તરફ ઉડી ગયાં.

——:o:——

## પ્રકરણ ૬૪ મું.

### "દંખતાં દીલને શાંત કરવાની એક જોશાવર કોશેશ !"

'દાદી-હાઉસ' નો વારેસ થઇ બેઠેલો તે જવાન એક ભવીશ્યનો સર થવાનો હતો. પોતે જવાન હતો, દેખાવડો હતો, હસમુખો હતો, આલીદરાઝ હતો, ઉદાર રીતે પૈસા વેરતો હતો, મોજીલો શોખીલો હતો, એટલે સોસાયટીનો તે અતીશય લાડકો હતો. મુખ્ય કરીને જવાન છોકરીઓ અને તેવણીની માતાઓની સંખ્યા તેની આસપાસ ઘણી વધારેજ હતી.

દીલની વાત તો દીલનેજ ખબર હતી. માથાપર લટકતી તે ધાર-દાર તલવાર કેઇ ઘડીએ તુટીને બરાબર મસ્તકપર પડશે, તેની કાતરી

ખાતી ચીંતામાંથી તે જવાનને તો જાહેરમાં જેવો ને તેવોજ રંગીલો દેખાવ કરવો પડતો હતો, ને તેને વરે તે પોતે ઘણોજ સાવચેત રહેતો હતો. તે પોતાના દમામદાર ખુબસુરત દેખાવથી જવાન બાનુઓનો માનીતો હતો, પોતાના મલતાવડા સ્વભાવથી જવાન્યાઓનો ઘણો લાડકો હતો, અને ધારણુ કીધેલી નમનતાઇ અને ચંચળાઇથી બુઢાઓનો દોસ્ત થઇ પડયો હતો. દરેક જણની આંખો આ ભવીશ્યનાં સરપર આજકાલ ટીંગાઇ રહી હતી.

માણેકજી સરોફનાં લખ્ખો રૂપ્યાનાં કરજની વાત ને ખાતેનનાં ભોપાળાંઓની કોઇને સ્વપનેબા ખબર હતી નહિ ! સૌ કોઇ તે જવાનને એક સૌથી સુખી ને નસીબદાર જીવ સમજતું હતું. તેના આબાદ ને ઝલકતાં ભવીશ્યને વરે બધાં અદેખાઇથી જોતાં હતાં. તે લોકને તેમ ધારવા દેવા, તે મતને જોર આપવા તે જવાન હવે વધારેજ ઉડાઉપણે વરતતો હતો. દર પંદર દહાડે 'દાદી-હાઉસ' નાં તે નવા બંધાયલા હોલમાં મોટા પાયાપર પાર્ટીઓ ને મેલાવડાઓ કરીને તે પોતાનાં નામ ને કામથી સર્વને ડંગ કરતોજ રહેતો હતો. તેની ઉદાર રીતીની તારીફ અને વર્ણનથી તે વધારેજ લાડકો થતો જતો હતો.

આજેબી તે જવાને પોતાની આવી પડતી આફતથી તે નબળા પડી ગયલા કીલ્લાને ટેકાવી રાખવાની મતલબથી એક મોટો મેલાવડો ભેગો કીધો હતો. આજે તેણે તેડાંઓની ટીપ સૌથી મોટી કહાડેલી હતી, ને તેથી તે હોલ આજે ચીકાર પરોણાંઓથી ગાજીવાજી રહયો હતો. તરેહવાર રમતગમતોનાં સાધનો ત્યાં જેમ ગમે તેમ પડેલાં હતાં. ગાયન માટે ઈંગ્લાંડથી તરતનીજ આવી પુગેલી મેડમ બેલા ત્યાં મોજ આપવા મોટા ખરચે હાજર થઇ હતી. અયંગ મ્યુઝીશ્યન મીં૦ મેહેરમેહને પોતાનો કાબુ બતાવવા હાજર કરવામાં આવ્યો હતો. ઉંચામાં ઉંચા રીફ્રેશમેંટથી તે ભપકાદાર ટેબલો જાણે લચલચી જતી હતી. બસ, જાણે આજે જીવપર આવેલા તે જવાને પોતાનું ખીસું તદન ઉલટાવીજ નાંખ્યું હતું. કદાચ તે આ રીતે જીવપર કરીને એક આર કલાકની શાંતી મેળવવાની જીવતોડ કોશેશબી હોય !

પણ નહિ, આ દુન્યવી બહેસ્તખાનાંમાં, ખુબસુરતીની દેવીઓમાં, દુન્યવી ઝરઝવેરાતોમાં, ઉમદા ગાનતાનમાં, ખુશ ટાહુકાઓમાં તે ગમે તેવોબી અહિંથી તહીં ડમકતો ને ભેલાતો હતો છતા——આ છતાંબી તે અંતઃકરણના વાગતા અવાજને કેમબી કરીને તે ચુકાવી શકતોજ નહિ. તે ઘણુંબી હસ્તું મોહડું ને રંગીલો દેખાવ રાખવા માંગતો પણ આજે તેના ચહેરાપર પડેલો તે ગમગીન પડછાયો તે કંઇબી કરીને કહાડી શકતોજ નહિ, અરેરે, કોઇબી રીતે આ નહિ ને આ તે તરેહવાર ચીજપર મન લગાડવા જતો, પણ તેનું મન દીલ જાણે કશાંપર આજે લાગતુંજ નહિં ! !

ખુબસુરત છોકરીઓ સાથે ભેળાવામાં ને તે લોકનાં ટેસ્ટોની પરીક્ષા કરેવામાં તે જે હમેશ ઉલટ લેતો'તો તેની તરફ તે આજે આંખીને જોતોબી નહિ. બાનુઓના ગાયનોનાં મીઠા શુરીલા અવાજો જે તેને હમેશાં ઘણી મોજ આપતા હતા તે આજે તેના બહેરા કાનો સાથે અઠડીને પાછા છુટી જતા હતા. મેડમ બેલાનાં ગાયને જ્યારે પરોણાંઓને દીવાનાં કરી નાંખ્યાં, ત્યારે તે જવાનને તે ગાયન તેના 'મોતનો ઘંટ' હોય તેમ સંભલાતુ હતુ ! જવાન્યાઓના ટાહુકા ટુચકા જેમાં તે પોતે એક સરદાર જેવો હતો તે આજે તે લોકથી નાહસ્તો ફરતો હતો; તે લોકનાં રમુજી બોલો તેને જાણે પોતાની આવી પડનારી આફત માટેની ઠઠા મશ્કેરી જેવા કઠોર લાગતા હતા !

બુઢા માણસોનાં ટાહેલાં તેને આજે કડવાં ઝેર જેવા લાગતાં હતાં, બસ ટુકમાં, આ પરસ્તાન તેને આજે દોજખ જેવું લાગતું હતું. તેમાંની ધમાલ તેને અકારી હતી. કોઇબી રીતે 'શાંતી' ની શોધમાં તે બસ અહિંથી તહિ ફરતો હતો. આ બધો મેલાવડો એક ખુશીનો જમેલો નહિં, પણ પોતાને એક કેદી તરીકે લઇ જવા માટે એકઠું થયલું સાહજન જેવું તેને લાગતું હતું. બસ. કોઇબી રીતે આજની આ ભયભીત ખાનગી હાલતમાંથી છુટવા તે કોઇબી ટક શોધતોજ હતો. તેટલાં તેનાં ખંભાપર કોઇનો બારી હાથ આવી પડતાં તે ચોંકયો. "કોણ માણેકજી !"

——:o:——

## પ્રકરણ ૬૫ મું.

" કયા કરે ભરૂસા હય જેહાંન ખરાબ
ચાર ગાર સારે બેવફા બને
હય ખુશ જમાના આજકા જનાબ
કે દોસ્ત દમકે રંજો ગમમે ઔર હે આજાબ. "

" હા હુંજ ! આંય શું ? તમારા જેવા એક માથેથી પગસુધા કરજમાં ડુબેલા માણુસને વરે આંય કારભાર કેવો કહેવાય ?" ફાટેલે ડોળે ત્યાંનું પરસ્તાની ચાલતું ખાતુ જોના દંગ થઇ જતે દીલે માણેકજી શ્રોફે બોલી દીધું.

" તમે અહિ આવો આપરે વાત કર્યે, " આ અણુગમતા પરોણાને જોતાંજ દાદી હાઉસનો વારેસ ફીકોફીચ પડી ગયો. તેણે તેવણુને ખભાંમાથી પકડી ધીમે ધીમે ત્યાંથી આગલ ચલવતાં હાઉસમાં પોતાનાં ઓરડામાં લાવીને બેસાડયા.

" તમે આજે શું કામ આયા ? " તેણે નરમીથી પુછ્યું.

" શું કાંમ આયા તે તમારા જીવને પુછોની ? " તે શખશે તરારો કાઘો. " તુંને આપ્યાચ તે કંઇ કાકરા નથી કે અમથા ફેંકી દેવાય. તે પાછા મને મલશે કે નહિ તેને વરે મને મોટો શક છે. તારી સાથે કેમ કામ લેવું તેબી હવે તો મને સમજ પડતી નથી."

તેણે જોયું કે આજે તે શખ્શ બીલકુલ ઉશ્કેરાયલોજ આવ્યો હતો, એટલે કંઇ નાખતીની ધપે તે તે લાંબી ખુરસીપર અરડાઇ પડયો.

" માણેકજી તમે કોઇ દહાડાબી હસોચ કે ? મેં તો તમુને હસતા કોઇ દહાડા જોયાજ નથી. "

" પણુ તેં મને હસાવ્યોચ કવારે કે હું હસું ! વ્યાજ પર વ્યાજ ચહડી ગીયાંચ તો તેનું ઠેકાણુ નથી, ને આંય રીતે ખાણીપીણીમા પૈસા ઉડાવેચ. તે તારા દીલમાં કંઇ અરે નથી આવતી ? તારા જેવા દેખાતા મોટા માણુસો મને એમ રમડી મુકાવે તો પછી મારૂં શું થાએ ?"

" જરા હલ્લુ હલ્લુ બોલો. આંય એક ખાનગી મકાન છે."

"શું કામ? મને શું બીહક છે? તું તારી આબરૂથી એટલો બધો બીહતો હોય તો મને કંઇબી આપ ને નહિં તો આજે આય કરતો કે જઇને આંય સેંકડો લોકમાં તારી આબરૂની ધુળ કરૂંચ કે માથેથી પગ સુધીના કરજદારની આંય બોલબાલા છે, ખાવો પીવો, કોણુનાં બાપની હોલી—દીવાળી!' તે શખસને ઉઠી ઉભેલો જોતાં તે જવાને તેને ઠંડો પડયો.

"અરે બેસો, બેસો; એટલા બધા અધીરા શાંના થાવોચ? હું કંઇ નાહસી નથી જતો કે તમે કંઇ મરી નથી જતા"

"મરીબી ગીયા તો કંઇ તું છટકવાનો નથી. મારૂં કામ બધું પાકકું છે. મારો ખાનારો લેનારો બત્રીશ દાંતનો બેઠેલો છે. તે તારી પાસથી પૈએ પૈ આખી ઓકાવશે ને તારી છાતીપર બેસીને લેશે સમજ્યો! બસ વધારે વાત કરવા હું માગતો નથી; મને મારૂં વ્યાજ હપતો આપી દે કે હું આંય ચાહ્યો!"

"પણ એટલુ બધું મોહતે શાંના બોલોચ? હું કંઇ બહેરો નથી. બેસો તો ખરા, વીરવાહલમાં શાંના પડયાચ? સમજો ———"

"કોઇ બેરૂતુંબી નથી ને કોઇ સમજતુંબી નથી. આજે વરસ વરસ દહાડો થયો ઘણું બેસીને ઘણું સમજ્યું. હું તો ખુલ્લું કહી દેઉંચ કે લોક તુને માન આપેચ ને ભણીશ્યનો સર ગણેચ, પણ મને તો તારી રીતપરથી તું કઇ ઠીક માણુસ લાગતો નથી."

"તમે બીલકુલ અભણ માણુસ છેઓ. એટીકેટ શું તે તમે જાણુતા નથી; રીતભાત શું તે તમે સમજતા નથી; સારા માણુસો સાથે કેમ કામ લેવું તે તમુને આવડતુજ નથી."

"અરે ચાલરે સારા માણુસ! મુગો મુગો તોલી દેચ કે, નહિ તો આજે તો મેં નક્કી વીચાર કીધોચ કે કોઇબી રીતે તુંને ઉઘાડો પાડવો. હું તારો કેમ રસ્તો કરવો તે બરાબર સમજુંચ. તારા ઘેરપર હું ધાડ પડાવશ, તુને ચાચડા મારવા મોકલી આપશ."

"અરે પણ જરા હલ્લુ બોલી મરની! આજે તારો ધાંટો શાંનો કહાડેચ; એ કંઇ મછી બજાર છે કે? તું કંઇ અહિં એકલો નથી, તુ

શુ એમ સમજેચ કે બાંગ મારશે તો હું તુંને બધું કહાડીને આપી દેવશ?"

"તુંને જરાકબી શરમ લાજ હોય તો મને મારો હીસાબ આપી દે, નહિ તો હું આજે કદીબી પાછો હઠવાનો નથી. હું તુને નામોશીમાં લાવશ."

"પણ હમણુાંને હમણાં કીયા ચુહલામાંથી તુને આપું? હું કંઇ ગજવામાં લઇને ફરૂંચ શું? પેડીબી આજે બહાર ગીયોચ."

"અરે જોયો તારો એ પેડી. પહેલાં નંબરનો ચોર! કોણુ જાણે કાંહથી ઉંચકી લાવીને બેસાડયોચ. જાહરે જોઇએ તાહરે ધીંચતો ને ધીંચતો. તું ને એ બેઉ સરખાજ છેઓ; મને એ તારા બધા લાશરયા કારભાર સાથે કંઇ લાગતું વલગતું નથી. મને મારો રૂપયા તોલી દે. આવા મોટા મોટા મેલાવડાઓ થવાના પૈસા ખખરેચ ને મને આપતાં શું થયું?— પણ બચ્ચા, તું કોણુને શીખવેચ? મને તો લાગેચ કે જેમ ડુબતો માણુસ રીણુને વલગે તેમ તું મરતો મરતો આંય ફાંફાં મારેચ. મારી તો એ ખાત્રીજ છે ને તેથીજ હું મારો હીસાબ હવે ઘણાં દબાણુથી તારી પાસે માંગુચ." તે શખશ હવે ઘણાંજ ઝનુનથી ઉઠયો. "બહેરામ કૈકોબાદ, મને જે તે એકજ જવાબ દેઓ. મને હા કેહો ને હું અહિ બેસુંચ, મને ના કેહો ને હું આય તમારા પરોંણુાઓને તમારી જાહેર ખબર આપવા ચાલ્યો!" તે કમ્મરે બે હાથ ટેકવીને દમામમાં ઉભો રહયો.

તે જવાન ઉઠયો ને તેને બાજુમાથી પકડીને તે ખુરશીપર ફરીથી બેસાડયો. "તમે શુ કરવા માંગોચ તે કંઇ સમજોચ કે?"

"હું બધું સમજુંચ પણ તું કાંહ સમજેચ! આંય બધું હમણાં તેં હજારો રૂપ્યાનું તાંહ પ્રદરશણુ ભરયુંચ, એ હજારો રૂપ્યાની ધુલધાની ને વાપાણી કીધીચ. બધાં ફોકતનાં ફાંફાં છે. તું તો હજુર જવાન છે, એનીપર તો તુને બધી તારી જીંદગી લેવાની છે, તારો મોભો નીભાવવાનો છે; એ બધું જાણ્યા છતાં તુ શાંને વેરે એવી ફાદાફુદી કરીને બધું આંય રીતે ફુંકી દેતો હોશે તે મને ઘણી અજાયબી લાગેચ. તારાં ભેજાંનું ઠેકાણું નથી, છોકરા!"

"મારૂં ભેજું તદન સાબુત છે. તેને વરે તમે કંઇ ફીકર કરવી નહિ. પણ તમે જે કામ કરો તે બધું સાંભલીને કરજો, નહિ તો જરૂર પસ્તાશો. તમુને કોણુ સાથે કામ લેવાનું છે તે માણસ જોઈને પછી વાત કરજો."

"અરે જારે, એવી ભપકી કોણુને આપેચ? તારા જેવા વરેણુા તો મારે હાથે ઘણા મસલઇ ગીયાચ સમજ્યો કે? વલી ચોર કોટવાલને દંડે તેમ ભપકી શાનો કરેચ? વ્યાજનાં ઠેકાણું નહિ ને વેલાતી મડ-મોને ગાવા બોલાવેચ, ને આખી સોસાયતીની કોમને એકઠી કરવાંની તાકાદ રાખેચ? મને કંઇ તારી એ ગોલગોલ રીતી સમજ પડતી નથી."

"તું એક વ્યાજખાઉ મારવાડી મારા જેવાનાં કામની વચ્ચે સમજી શકે નહિ. તું તારા ચોપડા સાથેજ માથું કુંખી શકે."

"અરે ગમે તો દુન્યાનાં ગવૈયાઓને બોલાવીને બેસાડની, મને શું છે! મને તો મારા પૈસા સાથે કામ છે. તેજ મારો જીવ છે, તેજ મારો ખુદા છે. મને મારા પૈસા આપ!" તે શખશ એટલું મોટેથી બોલવા લાગ્યો કે તે જવાને ઉછળીને તેનું મોહડું દાબી દીધું.

"કંગાલ મુઆં, મારી પાસે હમણાં નથી તો હું તુંને કાંહથી આપું?"

"પણ એ તો તારો જવાબ આજે વરસ દહાડો થયો એકનો એકજ છે. તે શું તુ મને કહે ને હું રોજ ચાલી જયા કરૂં? એમ કાંહ વેર ચાલશે! તું મારો ટોટો પકડેચ, પણ હુ તુને સારૂ કહુંચ કે તું મારૂં જો ખુનબી કરશે ને હું મરશ પણ તોબી તુને તો તારા બધા પૈસા આપવાજ પડશે, તું કાંઇ તેમાંથી છતકી જવાનો નથી. હુ બધાંને કહેવશ કે આંય તદન ખાલી ઘડો છે ને તેથીજ ઘણો અફલાયચ! બસ હુ આજે કદીબી પાછો હથવાનો નથી; હું તે બધાં લોક આગલ જવાનો ને ફૂર જવાનો." તે શખશ ઘણું મોટે મોટે બોલતો હતો ને તે જવાનનાં હાથમાંથી છટકી જવાનાં મોટાં ફાંફાં મારી રહયો હતો. પણ આખર કરેને તે એક અઘોર શખસ હતો. આખરે તે જવાનના મુજ-બુત હાથે તે જોરમાં જમીનપર પટકાઇ પડયો.

"તું આજે હાથે કરીને મને વધારે છેડવા માંગેચ, તો તેનો અંજામ સારો નથી યાદ રાખજે! તારા જેવા એકની ઝેરી જબાંન ઢીલતાં શું વાર લાગવાની, પણ તેથી મને કેટલું બધું નુકશાન થાય તે તું સમજેચ કે? મેં તુને ઘણી વખતે કહ્યું કે મને ના છેડ—પસ્તાશે; પણ તું કમઅકલ માનતો નથી. હજુરબી બોલ, મારા હાથમાંથી છુટીને સીધો બહાર જવાનો હોય તો જા—સીધો રસ્તો. હું મારી સગવડે તુને તારૂં બધું ભરપાઈ કરશ. બોલ તું ચાલી જાયચ કે નહિ!"

"કદી નહિ, કદી નહિં!" તેણે પડયા પડયાએ જોરથી બુમ પાડી. "મને મારા પૈસા જોઈએ, ઓ મારા પૈસા! પૈસા! અરે આંધલા માણુસ, મેં કદી સારૂં ખાધું પીધું નથી કે સારૂં પહેરયું ઓઢયું નથી. કોપરેલની બતીઓ બારી મેં રાત કહાડીચ. પાઉં ને ચાહે પીને મેં દહાડો કહાડયોચ. મહિનાંની એકજ ડગલી ને પાંચ વરસની એકજ પાઘડીમાં મેં મારો જનમ ખોહયોચ. રઝલતાં રઝલતાં બધાં પગે આંતણો પડે એવા ધકેલામાં મેં મારા પૈસા એકઠા કીધાચ, તે શું તારા જેવા એક દીવાલ્યાને વરે કે? બસ મારો જીવ લઈ લે, હું કંઈ બીહતો નથી. પણ મને મારા પૈસા આપ, બસ મને મારા પૈસા આપ!"

તે શખશે ઘણુાંજ ઝનુનથી બરાડ મારી એટલે તે જવાને તેથી વધુ ઝનુને તેના મોહાડાંમાં પોતાનો રૂમાલ જોરથી દાબી દીધો ને હજુબી તેની વધુ અછાડ પછાડ અટકાવવા, તેણે તુરતજ પોતાનો તાઈ કહાડીને તેના બેઉ હાથો જોરમાં બાંધી લીધા. તેને તે કામ ઘણુંજ ઝડપમાં કીધું, કારણ તે માણસની મોટી મોટી બરાડે રખે કોઈ અહિં આવતું હોય તેની ધાસ્તીમાં તેણે તે પડેલા માણસને લાતે લાતે તે નજદીકનાં ખુણામાં ધકેલી દીધો.

ખરેખર તે જવાન આ પળે એક દીવાનાને વધારેજ મલતો આવતો હતો. હજારો વીચારોથી તે કયારનો ઘેરઈ તો રહેલોજ હતો, તેટલાં આ માણસે આવીને તેને બીલકુલ ગુંગલાવી નાખ્યો હતો તેમાં તે હમણાં શું કરતો હતો, શું કીધું હતું તે કંઈ સમજવાની

શકતી રાખી શકતોજ નહિ. બધી ગમનો જુસ્સો, ગભરાટ તેણે આ શખસપર એકદમ ખાલી કીધો હતો.

"મુરખ લોભી, મારા જેવા એકને ઘેરયાથી શું નતીજો પામ્યો તે જરા જો ! પૈસા, પૈસા ને પૈસામાંજ જીવ પટકેચ; પણ મારા સંજોગ જોતો નથી, મારી દયા ખાતો નથી; મારા જેવા એક દુખીને દુખ દઇને તું શું મેલવવાનો છે ?" તે એક શુધ્ધ ખોહેલા માણુસની માફક તે ઓરડામાં એમથી તેમ ફેરા ખાવા લાગ્યો. "હું તદન ઘેરઇ ગીયોચ. પેલો ફરેદુન હજુર આયો કેમ નહિ ? પેડીને સહવારનો મેં મોકલ્યો તો હવે તો તે આવવોજ જોઇએ. ઓ રખે કંઇ બુરૂં બની ચુકું હોય ?" તે જવાન હવે બેઉ હાથો એકેકસે મસલતો, જમીન તરફ ટીકતો બબડવા લાગો. "એ હું શું કરૂંચ ? હું બીલકુલ નાહીમત બની ગીયોચ. મને એમ નહિ કરવું જોઇએ. હું બધાં લોકોને બોલાવીને આવી રીતે વર્તી જાણે હુંજ મારો ભેદ ને લોક આગલ ખુલ્લો કરૂંચ. નહિ—નહિ, મારો નાશ હું મારેજ હાથે થવા દેવાનો નથી." તે પેલી નજદીકની ખુરસીપર બેસી ગીયો. "આજે કોણ જાણે શું છે તે મારો જીવજ મુંજેચ. મને દીલમાં કઇ એમજ ખતરો થાયચ કે હવે ઘણું થઇ ચુકુંચ–તેમજ છે. મને હવે આય ઘેર દોજખ જેવું લાગેચ. મને અહિં કરડવા આવેચ; હવે અહિં વધારે વખત રહેવામાં કંઇ સાર નથી. તે જીવતો છે—ઓ મારાં નસીબનો હરીફ ! મારો જમ ! તે હજુર જીવેચ ને તેબી વળી મારા નાકના દાંડા આગલજ આવીને બેઠોચ. વીકાજી જેવો એક બેઇમાન માણુસ ને તેની પેલી અભણ, નીંદાખોરી સહી દોસીઅઇ, એ બધો સામતો મસાલો એવો છે કે–ઓ મને લાગેચ કે અહિ થોભવામાં હવે ઘણો જોખમ છે. એકેકો દહાડો તો શું પણ એકેક કલાક વધારે ખોહવાનું ઘણું ભયંકર છે. બસ મારો જીવ મુંજેચ. મને અહિ ગમતુંજ નથી. હું હમણાંને હમણાંજ અહિંથી નાહસુંચ." તે એકદમ ઉઠયો, ખોળાયલા બાલપર હાથ ફેરવ્યો, ને બહાર નીકલવાને વીચારે બે ડગલાં આગલ વધ્યો. "શું એમ હાથે ને પગેજ નીકલું ? મારા નાકના દાંડા આગલ લફ્ખોનું

ઝવેરાત તીજોરીમાં પડેલું છે તે બધું બીજા દુશ્મનોને ખાવા આપી હું કોરડોજ બહાર નીકલું ? નહિં; તે આજે મારા કબજામાં છે તો મને તેનો રસ્તો કરવાનો બધો હક છે. દાદીબાનાં માય મમાઇનાં એ ઝહવેરાતો હમણાં કોણ પહેરવા ઓઢવા વગર બેસી રહયું ચ. મને તે ઘણું કાંમ લાગશે." તેણે તીજોરીની ચાવી ખેંચી કહાડી ને પાસેનાજ ઓરડામાં તે ધણે ધીમે કદમે અંદર ગયો.

———:o:———

## પ્રકરણ ૬૬ મું.

### "છેવટનાં ફાંફાં !"

'દાદી-હાઉસ'ના તે કહેવાતા વારેસનું મગજ આજે બીલકુલ બેબાકલું હતું. તેણે શું કીધું હતું, શું કરતો હતો, શું બોલ્યો હતો, શું બડબડતો હતો તે કશાંનુંબી તેને ધ્યાન હતુંજ નહિ. દીવાનાની માફક તે ઘડીકમાં કોઇ આવી લાગશેની બીહકથી ખુણાંમાં સંતાઇ જતો, ઘડીકમાં પલંગપર પડીને તેનીજ ગમ ઘુરકતા દાદીબા ગમ જોઇ કંઇક અપશબ્દ બડબડતો હતો. ઘડીકમાં પાછો પોતાના ઓરડામાં જઇ ખુરસીપર વધુ વીચાર કરતો બેસતો હતો. પણ આયંદે જે તેણે કીધું તે એજ કે તે મોટી પોખાલ તીજોરી પોરપરાક ખોલી નાખીને તેના છેક અંદરનાં ખંડમાં જે અસલી કીમતી ઝવેરાતોના દબ્બા કંઇક વરસોથી ગોઠવીને મુકેલા તે ઝડપથી બહાર કહાડવા લાગ્યો. તેણે તે બધા જમીનપર ખુલ્લા કરીને મુકયા ને તેમાંથી કીયો સૌથી કીમતી હતો તેની પરીક્ષા કરવામાં તેણે આખી પાંચ મીનીટ ગાળી નાંખી. તે જ્યારે ને કીમતી ચીજોમાંની તારવી તારવીને ગજવામાં સેરવતો હતો ત્યારે પલંગપર પડયા પડયા સર દાદીબા આ બધો તમાશો જોતા અને સમજતા હતા. પોતાનાં વંશજોનું કીમતી ઝવેરાત આજે આ રીતે લુટાતું જોતાં તેવણનો ચીટકાયલો અવાજ કંઇક વધારે જુસ્સાથી પલપલતો હતો. ઓ-આ--કરતાં તેવણે તે જવાનને ઘણી વખત ચોંકાવ્યો, પણ આ રીબતી હાલતે પડેલા તે વૃધ્ધ જીવ તરફ તે કંઇક ઠઠાથી જોઇ તેવણ તરફની બેદરકારીથી, તેણે પોતાનું કામ ચાલુજ રાખ્યું.

તેણે તે કીમતી બીદ્દયાનનાં અરીંગો અને મોતીની માલાઓ ને પોચીઓમાંથી કીમતી ચીજો ઘણી તારીતારીને લીધી ને હજુરથી શું લેવું ને શું છોડી જવું તેનો વીચાર તે કરતો હતો, તેટલાં——

"લુચ્છા ચોર !"

તે હેબતથી ઉછલ્યો. "કોણ બહેરામ? તું અહિં?" તે એકદમ ફીકકો પડી જતાં તે આવીને સામે ઉભેલા જવાન ગમ ધારીધારીને જોવા લાગ્યો.

"આય બીચારા માલેકની હેયાતીમાં તેવણુની નજરની સાંમે આય રીતે કિમતી ચીજોની તું લુટ ચલાવેચ? બદમાશ, જરા સબુર કર. હું તુંને હમણાં પોલીસના હાથમાં આપુંચ." બહેરામે તેને ટોટામાંથી પકડયો.

"ખબરદાર!" એક ધીમી પણ મક્કમ બુમ ઓચીંતી તે પલંગપરથી સંભલાઇ. તે બેઉ જણાએ પાછું ફરી જોયું. તો આ ઓચીંતા બનાવથી સર દાદીબા એકદમ લાગણીના ઝટકાથી ઉઠીને બેઠા હતા, અને તેવણેજ "ખબરદાર" ની એક ફરીથીબી બુમ પાડી. "બહેરામ, એને પોલીસના હાથમાં ના આપતો. એ મારો પોતાનો દીકરો છે."

"હેંએએ! શું ઉઉઉંઉં!" દીનશાહે ઓચીંતી બુમ પાડી ને તે સમેતજ બહેરામનો હાથ તે જવાનના ટોટાપરથી સરી પડયો ને હવે દીનશાહ કંઇક તેની તરફ ઠઠાથી હસ્તો ઉભો રહયો.

"કેમ સાંભલ્યું કે?—હું સર દાદીબાનો પોતાનો દીકરો થાઉચ, તું ઘણુંબી ફાંફાં મારેચ પણ તારૂં કરમ હજુરથી ફુટેલુંજ છે. જા—જા, એ બધું મારૂંજ ઉતુ ને મેં વાપરયુંચ; મારા પોતાના બાપનું ઉતું, પુછનારો હવે કોઇ નથી. ચાલ હટ નીકલ! જેવો આયો તેવોજ પાછો જા."

"પણ કાકાજી તમે જાણોચ કે એ તો એક ઠગારો છે. મારૂં ખુન કરીને એ મારા હકપર બેઠેલો છે. તમે એને તમારો દીકરો શાપરથી——"

"દીકરા, એના જમણા હાથની કાંડીપરની મોટી લાછણ એને મારો દીકરો ઓલખવાની પુરતી નીશાણી છે."

"બસ, બસ, મારા બાવાજી તરફથી તુને જાસ્તી ખુલાસો માંગવાનો કંઇજ હક નથી. બસ એ બધું મારૂં છે. આ ઘડી અહિંથી ચાલી જા–" તે એકદમ બહેરામનાં આંગપર ધસી આવ્યો; પણ તેજ પળે ઓરડામાં ધનજીભાઈ, ફીરોઝ, પેસી, લીમજી, જીજીભાઇ, શીરીન, જર, ગુલનાર, નાજાં, બુચી ફૈની બધાં હાઉસન ઝાઉસન અંદર ધસી આવ્યાં.

"તમારા વાંક ઘણા છે તેમાં હવે વધારે ઉમેરો ના કરો," આવતાંવાર ધનજીભાઈએ દીનશાહને ઠપકાથી જણાવ્યું. "ઇનસાફની રૂહે તમે એક મોટા ડગારા ચોર છેઓ."

"ને તેથી તમુને પકડવાજ જોઇશે," ફીરોઝે તરત બોલી દીધું.

"આ બીચારી ગોલાબ જેવી ગાય ફૈરીને બાજુ નાખી, જીવતી ફૈરીપર બીજી વખત પણવા તૈયાર થયલો તેની સજાગી તુંને થવી જોઇશે." પેસીએ તીરસ્કારથી કહયું.

"ઓ પપા, મારા પપા!" આ બધું શું ચાલી રહેલું તેનાં અંજાણપણામા તે નીર્દોશ બચ્ચું એકદમ દીનશાહ આગલ દોડી આવ્યું. "જોયુ મમા, તમે તો આ એવણને મારા પપા કહેતાંતા, પણ મારા પપા તો આંય રહયા;" તે ફરીથી પીતાના પગને વલગી પડી.

તે બેઉ જવાનો બહેરામ અને દીનશાહ પાસેપાસેજ ઉભેલા હતા. બેઉનાં દીલમા કાળો સુટ હતો. કુદરતના તમામ એકમલતા પણામાં નાજુ બીચારી ગુંચવાતી હજુર તો ઉભેલી હતી કે દીનશાહ કયો છે; તેટલાં તો નીર્દોશ બાળકે સર્વેની ખાતરી પોતાના પવીત્ર ખાલેશ એકરારથી કરી નાખી.

પણ દીનશાહ હજુરગી પોતાના નાટકનો સૌથી છેલ્લો ભાગ બજવવાની કોશેશ કરી રહયો હતો. તેણે મોટા ગુસ્સાથી તે બચ્ચાંને પાંખડામાંથી પકડીને દુર ફેંકી દીધું. "ચાલ નીકલ, પપા કોણ ને વાત કોણ! આંય બધા મારી સામે કંઇ ભયંકર દગો રમાયલો લાગેચ. એ એક મારવેલું કાવતરૂં છે. હું અબઘડી પોલીસને બોલાવાને તમુ લોકને બધાને અહિંથી બહાર કહડાવશ, નહિ તો બસ બધાં ચાલી જાઓ અહિંથી!!"

તે ઘણી હીંમતથી બોલતો હતો, તો જો કે તેનો અવાજ દેખીતી રીતે ઘણોજ ધ્રુજતો હતો. તેનો રતાશ તદન ગુમ થયો હતો અને તેની જગાએ તદન સફેદી તેના ચહેરાપર પંથરાઇ રહી હતી. તે છતાં ઘણી મોટી મુશકેલીથી હીમતથી તે બેઉ હાથો કમ્મરે ટેકવીને બધાં તરફ ડોળા કહાડી જોતો ઉભોજ રહયો.

" બસ—બસ—હવે ઘણુંજ થયુંચ, તારાં ફીતુર હવે બંધ કર ! તું એક ખુની છે તે હું બરાબર પુરવાર કરી આપીશ. આંય બહેરામ કેકોબાદને તેં ચાલતી ત્રેને ફેંકી, તેનાં ખુનની કોશેશ કીધી, તે ઉપરાંત તેના દરેક હકપર ત્રાપ મારી તેની જગાએ આવી બેસવાની તેં મોટી દગાઇ કીધીચ. તે પછી તે દોલત મીલકતનો જેમ ગમે તેમ ઉપયોગ કીધોચ ને એક મોટી ચોરીનોબી તારીપર આરોપછે. " ફીરોઝ ઘણા ગુસ્સાથી બોલતો તે જવાનની નજદીક આવ્યો.

બહેરામ તો કાકાજી તરફનાં 'ખબરદાર' શબ્દની સાથેજ એક ખુરસીનો હાથો પકડીને ઉભો રહી ગયો તે તેમનો તેમજ ઉભો રહયો હતો. તેની નજદીકમાંજ ગુલનાર આ પોતાનાં જુલમગાર માણસનાં કોડાંને જોતી બીહઘેલી ઉભેલી હતી. શીરીન એક દનશાન કેટલી હદે દુન્યામાં ફાવવા કોશેશ કરી શકેછે તે વીચારતી તેને જોતી ઉતી. પણ ખરી દયાલાયક હાલત બીચારી નાજુની હતી. આં બધા જણાં તેનાં ઘણીપર કેવા કેવા આરોપો મુકતા હતા ને તેમાંથી તે બંચીને તેની આગલ તેણીની સાથે પાછો ઘેરેબારે આવી શકશે કે નહિ તે વીચારતી તેણી ડચકાં ખેંચતી હતી. જયારે ખુદ દીનશાહે તો એક નજરબી તેણીની તરફ ફેંકવાનાં હાથે કરીને બીલકુલ અખાડા કીધા હતા. ભીમજીએ તો આંય વીટીપરનાં નંગને માટે પહેલેથીજ હાથ ઘસેલા હતા એટલે કુંમલાયલું દાચું કરી આ નફટ જમાઇ તરફ દીલસોજીથી જોતો તે ચુપજ ઉભો હતો.

" જે મેલાવડો તેં હમણાં પેલા હોલમાં એકઠો કીધાચ તાંજ હું હમણાં આપરા વડા જડજ મી. જસતીશ મુલ્લાંને મલી આયોચ ને તેવણ અહિં તમારી મુલાકાતે હમણાં આવેચ," ફીરોઝે ખુલાસો

કીધો અને તે જવાન રખેને કોઇબી દીશાએથી નાહસ્તી પકડે તેની બીહકથી પેસી અને પીરોઝ તેની નજદીકજ ઉભા રહયા હતા.

"એ આંય શું કુચો છે?" પેસીએ ઝડપથી તેનાં ગજવામાં હાથ સેરવી દીધો, પણ દીનશાહે ઝપાતામાં તે ઉડારી નાખ્યો ને તેને વરે તે બેઉ દોસ્તો કંઇબી વધારે વીચાર કરે તેટલાં તો દીનશાહે પુર ઝડપમાં તે પાસેનાં ઓરડામાં જતો રહી અંદરથી બારણું ધાંકી દીધું.

——:o:——

## પ્રકરણ ૬૭ મું.

## "એક આગલી યાદ."

'દાદી હાઉસ'ના વારેસના ત્યાંથી ચાલી જવાથી દરેક જણ એક મેકનું કાંહું ટીકવા લાગ્યું. પણ હવે વધારે વાર ચુપ નહિં રહી શકતાં ધનજીભાઇ સર દાદીબા આગલ ગયા. "તમે હાથે કરીને તમારી લુટ ચલાવા દીધી એ મારી મોટી ગુંચવણ છે. દાદીબા તમારા ખુલાસાને વરે અમે બધાં અહિં ખોતી છૈયે."

"બાનુઓ અને ગ્રહસ્થો, તમુ લોકને જોઇતો આવકાર આપવાની હમણાં મારી પાસે શકતી નથી; તમુ લોકને બધાંને મારી તરફ દીલસોજી દેખડાતાં જોઇ હું ઘણો આભારી છેઉં," દાદીબાએ લાગણીથી ધીમે નબળે અવાજે ચલાયું. આંય વખતે પેલા 'હોલ'માં હાઉસમાં ચાલતી ગડબડની વાત પવન વેગે ઉડી ગેઇ હતી. સો કોઇ આતુરતાથી પરપુછ કરતું હાઉસમાં ધસી આવ્યું હતું. કેટલે વરસે સર દાદીબાને ઉઠી બેઠેલા જોઈ કોઇ કોઇ ખુશીથી તે ભલા ગ્રહસ્થ માટે ખુશી થતુ હતું, જયારે કોઇ કોઇ ચાવાચીથી વધારવા, રાહધાત જોવા એકનું ચાર કરવાનાં વીચારે ઉભા કાને સમજતું ઉભું હતું; પણ તે બધી ચીજોપર દાદીબાનું ધ્યાન હતુંજ નહિ. તેવણ તો ગમગીન અવાજે માથે હાથ દઇ ઘણાં ઘણાં વરસની કંઇ યાદ કરી કરીને બોલવા લાગ્યા હતા. "મારી અરજ એટલીજ છે કે કોઇબી રીતે વાત વધારવી નહિં ને આ મારાં બચ્ચાંને નામોશીમાંથી બંચાવો!"

"તમારૂં બચ્ચું! કોણુ?" ધનજીભાઇએ અજાયબીથી પુછી દીધું. તેવણ સાથે દરેકના ચહેરાપર અચરતી ફેલાઇ રહી હતી.

"હા, એ મારો પોતાનો દીકરો છે. દુન્યાની નજરે હું એક કુમારો માણસ ખપું‘ચ, પણ મારી વાત મારો જીવજ જાણતો હતો. જે વાત મેં મારી આબરૂ જાલવવા આજવેર છુપી રાખી તે ખુદરતની મરજીથી આજે સેંકડો લોકોમાં હું મારીજ ખુશીથી, પોતે બોલીને કહી દેઉં‘ચ." તેઓ અહિ સહેજ અચકયા.

"ઘણાં, ઘણાં વરસોપર હું મારા બાવાને કહીને હીંદુસ્તાનની મુસાફરીએ ફરવા નીકલ્યો. ફરતાં ફરતાં હું એક હોટલમાં ઉતર્યો. તે એક પારસી હોતલ ઉતું. તે એક બાપને દીકરી ચલાવતાં’તાં; દીકરીની ખુબસુરતીનું વર્ણન હું આપી શકતો નથી, પણ સમજી જવું કે તેને મારૂં ઘણુંજ ધ્યાન ખેંચી દીધું, મારા તાંહ ઉતરવાની ચારજ દીવસમાં તે હોતલવાલાને કોઇ મોટી ઠગાઇ ને વીશ્વાસઘાતને વરે પકડવામાં આયો, ને તેવા વખતમાં તે તેની એકલી પડેલી છોકરીની બાજુમાં મને ત્યાં થોભી જવુંજ પડયું. તપાસ ચાલી ને તેણીનાં બાપને સાત વરસનું કેદખાનું મલ્યું. હવે તેણીનાં આંસુઓ મને નુછવા પડતાં ને દીલાસોબી મને દેવોજ પડતો. હું કહેવાને ઘણોજ દુખી છેઉં કે ઘણીજ ઉતાવળી વીચારશકતીએ મેં તેણીની સાથે ત્યાંજ લગન કરી નાખ્યાં કે તેણી પોતની એકલવાઇ હાલતથી વધારે દુખી થતી અટકે, પણ તે પછી વખત જતાં મને મારી ભુલ માલમ પડી. તે ફકત ઘણું સારૂં રાંધી શકતી. અને બજાર ખરીદી શકતી, એ ઉપરાંત સોસાયતીને લાયકનું તેણીનાંમા મેં કંઈબી જોયું નહિ. હવેજ મને મારા ગુસ્સાબાજ બાવાનો વીચાર આવ્યો જેવણે આંયજ બહેરામના બાવા કેકોબાદને એક ઉતાવળાં લગનને વરે બીલકુલ બાતલ કીધા હતા. એ બધા વીચારોમાં આચીંતું મને અહિંથી તેડું આવ્યું. તે વખતે તેણીના હાથમાં છ મહિનાંનું બાળક રમતું હતું. મે તેને મારા બપાવાનું નામ દીનશાહ અપાવ્યું. હું ઘણી કઠણ છાતી કરીને તે બેઉ જણાને ત્યાંજ છોડીને નીકલી આયો, તાહરે તે બીચારીનાં છેલ્લા બોલો એજ ઉતા કે 'ખુદરતે તમુને એક એવો દીકરો આપ્યોચ કે તેને તમે આખી દુન્યામાંથી શોધી શકશો. એના જમણા હાથની કાંડીપર મોટી લાછ્યુ છે ને જમણા કાનની ચાપલીપર જબરદસ્ત મોટો તલ છે."

"તે તેજ તેણીના બોલો હું આજે બરાબર યાદ કરૂંચ. ખરેખર તે જેવો પહેલો મારી સામે બહેરામ તરીકે આવીને ઉભો કે મેં તેને મારા કુટુંબનાં આબાદ ચહેરા ને ઠસ્સા સાથે તુરતજ તેની ઇધાણીઓ સાથે ઓલખી કહાડયો. પછી હું શું કરૂં ! મેં બહેરામની તરફેણમાં વીલ કરી દીધું ને તેથી વધારે કંઇબી પગલાં લેઉં તેની અગાઉ આંય બાબીત માંદગીને હું બીછાણે પડયો. કાંહ છે એની બૈરી છોકરીને જરા મારી આગલ લાવો."

તરતજ લીમજી નાજાંને ને ફ્રેનીને લઇને તેવણ આગલી ગયો. "સાહેબ, જે બાનુની તમે વાત કરોચ તેવણતો આંય બચ્ચાંને બેજ વરસનું મુકીને બીચારાં હક થયાં, એટલે મારાં બહેને એ બચ્ચાંને પાલ્યું ને તેવણનાં ગુજરયા પછી મેં એને ઉધાર્યો, કેલવ્યો ને સંસારી બનાવ્યો."

"અફસોસ મારૂં પાપ ખુદા કેમ માફ કરશે ?" સર દાદીબાએ દુખથી બોલી દીધું. "હું શું કરૂં ? એક સજા પામેલા ગુનેહગારની દીકરી ને તેનાં બચ્ચાંને હું મારી સોસાયતીમાં ભેલાવી શકયો નહિ. મારાં કુટુંબને દાગ લાગે, મુરબ્બી ખફા થાય એવા વીચારોથી હું તેને તેનાં બચ્ચાં સાથે હમેશની છોડી આયો. મેં તેને મારૂં નામ 'દાદાભાઇ કુપર આપ્યું'તું. ગરીબ બીચારી તે ! પણ આખરે મારી ધાસ્તી ખરીજ પડી. હું હમેશાં એ બચ્ચાંની ખાશ્યત ને વરે ફીકરમંદજ હતો; ને તે અહિ આવ્યો તેવોજ મેં તેને તેવીજ ખાસ્યત ને ખવાસમાં પીછાણી લીધો. તે બની શકતી નરમાશ મારી સાથે વાપરતો; પણ તેનાં ડોળાના બાહર ને શબ્દોની રચનાથી તેને એક હાથથી ગયલો માણસ મેં તરત પીછાણી લીધો. પણ હું કંઇબી વધારે કરવા લાચાર ઉતો. નાજાંમાએ મારી આગલ આવ. દીકરા તું કંઇ ફીકર કરતી ના, મારી તરફનો આટલા વરસનો ગેરઇન્સાફનો બદલો હું તુંને ને તારા બચ્ચાંને બરાબર વાલી આપશ." તેવણે તે બાળકને ખોળાપર બેસાડયું. દરેક જણ આ લાગણીથી ભરપુર દેખાવ જોતાં જાણે દીગમુધ બની ગયાં હતાં.

"ઓ સર દાદીબા, મને વધારે કંઇ જોઇતું નથી. બધી વાત રહેવા દેઓ ને પહેલાં આ ઓરડામાં ગયલા મારા દીનશાહને શાંત

કરો. એવણુ ઘણું ઉશ્કેરાયલા છે, કોઇ મારા દીનશાહને બચાવો !" આ એક નાજુક અવાજનો હૃદયભેદક કકલાટ હતો. તે જવાન સર દાદીબાનો પોતાનો દીકરો હતો, એક નાજુક ધણીયાણી અને નીર્દોશ બાલકનો પીતા હતો એટલે સૌ કોઇ બનેલા બનાવો બીલકુલ વીસરી ગયાં હતાં. પેસી, ફીરોઝ, ધનજીભાઇ, લીમજી પરોણાંઓમાંનાં ઘણા માયાળુ જીવો પણ તે દરવાજા તરફ ધસી ગયાં.

——:o:——

## પ્રકરણ ૬૯ મું.

**" કતી ગુનાહોમે ઉમ્ર હય સારી, ઈલાહી તૌબા, ઈલાહી તૌબા,**
**મય બંદા ખાકી તું રબકે બારી, ઈલાહી તૌબા, ઈલાહી તૌબા.**
**મુસાફરાને સરાહે ફાંનીમે આયસે સોયે કે ફીર ન ચોંકે,**
**શીરાને આકે અજલ પુકારી, ઈલાહી તૌબા, ઈલાહી તૌબા."**

દીનશાહે બધી ગમથી ઘેરાયલો પોતાને જોતાંજ તેમજ વડા જડજ સાહેબ મી૦ જસતીશ મુલ્લાંનાં આવી પુગવાની ખબર સાંભલતાંજ તેને લાગલો પોતાનાં ઓરડામાં ભરાઇ જઇ, બારણું બંધ કરી દીધું. તે હાંફતો હાંફતો તે ડેસ્કની આગલ બેસી ગયો.

" ઓ બૂઢા આખરે મારો પાસો ઉંધોજ ફેંકાયો. આંય પેડીએ મને ઉશ્કેર્યો ! ઓ, તે વખત પરવર તું મને પાછો આપ, હું તે કામ કદીબી કરતે નહિ ! તેને મને ઉંધી સુધ્ધી આપી ને આજે તે મારી બાજુમાં આંય દુખી ભાગમા ભાગ લેવા આયો નથી ! બસ, બસ, હવે મારે વરે શું કરવું જોઇએ તેજ મને વીચારવાનું છે. બહેરામને મારવા ગીયો પણ તે મર્યો નથી. તે તદન સલામત છે, એટલે મને બીહવાનું નથી. કારણ હું હવે ખુની નથી, હું પોતે સર દાદીબાનો દીકરો છેઉં, એટલે મને મેં જે ખાધું, લીધું, વાંપર્યું, ઉડાવ્યું તેની ધાસ્તી નથી. તે બધું મારૂં હકનું. ઉતું ને મેં લીધું તે કદીબી એક ઠગાઇ કે ચોરી કહેવાશેજ નહિ. મને ડીચકારાની કાની એ બધાંની વચ્ચેથી નાહસી જવાની કંઇજ અગત નહિ ઉતી," તે હવે ઉઠયો ને ઓરડામાં આતાં ખાવા લાગો.

બે ચાર ફેરા ફરતાં તેની નજર તે ખુણાંમાં પડેલા તે આકાર તરફ પડી. "ઓ ખુદા, આંય મારૂં કામ તો હું ભુલીજ ગીયો." તે તરતજ તે તરફ દોડયો. "ઉઠ, ઉઠ ! માણેકજી ઉઠ, તારા બધા પૈસા આપી દેવા હું શકતીવાન છેઉં. હું પોતે હવે સર દાદીબાનો દીકરો પુરવાર થયોચ, ને મારા બાવા હમણાં તદન સારી કાની છે, તેવણ તુંને પૈએ પૈ ચુકવી આપશે, ઉઠ ચાલ." વેને તેનાં મોહડાંમાંનો ડુચો ઝપાટામાં કહાડી નાખ્યો. હાથે બાંધેલો તાઇ છોડી ને ફેંકી દીધો, ને તેને ઉઠાડીને બેસાડયો. પણ નહિ, તે શરીર એક લાકડુંજ બની ગયું હતું ! જીભ ખેંચઇ ગઇ હતી, આંગ કાળું મારી ગયું હતું, ને તદન ખુલ્લું હતું કે માણેકજી શરોફ કયારનો મરી ચુકો હતો ! !

તેણે તેને મસલ્યો. થોકયો થાકયો, અફાલ્યો જીંકયો. "ઓ ખુદા, કશાંને ખાતર નહિ તો આંય એક માણુસનાં મોતથી તેં મને ફરીથી મોટી આફતમાં નાખ્યોચ ! શું ફરૂં? શું કરૂં ?" તે ફરીથી દીવાના જેવો પોતાનું માથુ કુટવા લાગ્યો. "ઓ માણેકજી, હજુરબી ઉઠ. હું તુંને મારી નાખવા માંગતો નથી, મેં તુંને મુગો મરવા કહયું પણ તું સમજ્યો નહિ ને તેથીજ ફકત એક ઉતાવળી ઉંઘી અક્કલે તુંને ચુપ રાખવા મેં તુંને બાંધ્યો, તુંને મેં માર્યો નથી. ઓ, હવે શું કરૂં !" તેણે એક વખતની ફરીથી કોશેશે તેનાં હાથ પગ જોરથી મસલવા માંડયા પણ કંઇજ—કંઇજ નહિ ! તે માણુસના દમની એક સહેજબી નીશાણી તેને મલી નહિ !

તે હવે ખરેખર રડવા લાગ્યો. "શું એ મરી ગીયો ? અફસોસ હું એક ખુની ! ગરીબ માણેકજી ઉઠ, હજુરબી ઉઠ. મારી મતલબ તુંને મારી નાખવાની ઉતીજ નહિ. મારે વરે ઉઠ, દયા ખાતર ઉઠ." તે તદન દીવાનો મેડ થઇ જતો હતો. જાણે તેના શબ્દ તે સાંભલતો હોય તેમ તેની આગલ તે બેસી જઇ કગલવા લાગ્યો. "મારાં બધાં પાપોનો તો ઘણો સારો છેડો આવી ગીયોચ, હવે તું મને બંચાવ. તું ઉઠ, ને હું તદન સલામત છેઉં. મને કોઇ આંગલી લગાડવાનું નથી. હું તુંને તારૂં બ્યાજ ને મુદ્દલ બધું અબઘડી મારા બાવા પાસે અપાવી દેઉંચ. તું ઉઠ ! બસ ઉઠ." તેણે તે શરીરને જબરીથી ઉંચકયું, પણ

નહિ, તેનાં નાહીમત ગુભલાતાં શરીરમાં હમણું બીલકુલ શકતી હતીજ નહિ. તે ભારી સખ્ત બોજો તેનાં હાથમાંથી ફરીથી પટકઇ પડયો ને ત્યારેજ તે બીલકુલ સાવધ થયો. તેણે પોતાનો પગ જમીન-પર જોરમાં થોકયો ને તે મુરદાંને ખુણાંમાં ધકેલી તે પર તે ભારી કારપેટ બરાબર ઢાંકી દીધો.

". એ મરી ચુકોય ને મારે વરે ફાંસી તૈયાર કરાવી ગીયોચ." તે જવાન તે ડેસ્ક આગલની ખુરશીપર બેસી ગયો. "જો આંય બારણું હમણું ઉઘડયું તો એ બધું લોક અહિ ધસી આવશે, ને તેમાં પેલો એનો દીકરો પેસી સૌથી પહેલો મારી ગરદન પકડશે. આ બીજાનાં બોલો સાંખુ પણ તે મારો દુશ્મેન, મારો હરીફ તેનેજ હાથે નામોશી ખમી હું મારો અંત લાઉ ? કદી નહિ ! " તેણે હલવે રહીને તે ડેસ્કનું ખાનુ કુંચીથી ખોહલ્યું. "હું મરવા તો માંગતો નથીજ, મને મરવા ગમતુંબી નથી, પણ અફસોસ, મને જીવવાનો હવે રસ્તોજ નથી." તેને બેઉ હાથોમાં પોતાનું માથું ખોસી દીધુ ને તે ડેસ્કપર ઉંધે મસ્તક પડયો, તેની આંખોમાંથી ગરમ આંશુઓની નહેર તદન છુટથી વહેતી હતી; હાથ પગ ઠંડામાર બની ચુકા હતા, આખું શરીર થર થર કાપતું હતું.

ને તેજ વખતે તે દરવાજો જોરથી થોકાયો.

"દીનશાહ, દીનશાહ, દરવાજો ખોલ–બીહ ના–બારણું ઉંઘાડ."

તે સખત ચોંકયો. "ઓ ખુદા, તે લોક આવી લાગાંચ !' તે જવાને પોતાનાં બેઉ હાથો ઉંચે જોડયા, "ઓ ખુદા, આંય બંધ બારણુંથીજ મારી હૈયાતી છે. હું હમણું મરવા તૈયાર નથી, બીજી થોડી મીનીટ આય દરવાજો મારી દયા ખાતર બંધ રાખજે." તે એકદમ ઉઠયો તે કુંચીથી ઉઘાડેલાં ખાનામાં પડેલી તે રીવોલવર તેણે પોતાનાં હાથમાં ઉંચકી લીધી ને તપાસી. "આખી દુન્યામાં મારી દયા ખાનારૂં હમણું કોઇજ નથી, મારી નામોશીમાંથી મને બંચાવનાર ફકત આંય હથ્યાર હમણાં મારો મદદગાર છે. ઓ પરવર, મેં તુંને મારી આખી જીંદગીમાં કદી યાદ કીધો નથી, પણ હું જોઉંચ કે હજુરબી તું મારી તરફ દયાળુ છે. ફાંસીના માચડાથી તેં મને બંચાવ્યોચ. ઓ–ઓ–હું મરૂંચ.

ખુદા મારી તરફ તું દયાથી જોજે." તેણે પોતાની આંખો બંધ કીધી, ને તે હાથમાંનું હથ્યાર પોતાની છાતી તરફ ધરીને ફોડયું.

ધીમે ધીમે દરવાજો ઠોકાતો તો ચાલુજ હતો, પણ હવે એક ખુલ્લો મોટો બાર દરેકને કાને પરગરો સંભલાયો ને તે સાંભલતાંજ નાજુની એક ભયાનક ચીસ અને દાદીબાની બુમથી સર્વેના મોહડાં બીલકુલ જરદ મારી ગયાં.

બધા જણાએ મલીને હવે તે દરવાજો જોરથી તોડી નાંખ્યો.

અફસોસ, તે એકવારનો દમામદાર જુસ્સાવાળો, માથે ધરતી લઇને ફરનારો જવાન તમામ લોહીથી ઝરઝરતો તે કીમતી કારપેતની ઉપર ચતોપાત પડેલો હતો ! સૌ કોઇએ તેની તરફ દયાથી જોયું. નાજુ તો આંય દેખાવ જોતાંજ તે પડેલા આકાર પર દુખથી દીવાની બની તુટી પડી. અરેરે, જે જવાને તેણીને એક કતરા ભારબી સુખ દેખાડયું નહિ, એક રતીભારબી દરકાર તેણીની રાખી નહિ, તેજ જવાન તરફની તેણીની આંય રીતની જાનફેશાની ને માહેનમ જોતાં બહેરામનું દીલ પાણી પાણી થઇ જવું હતું. ગુલનાર, શીરીન, જરની જેગી માયા અને દીલાસાથી નાજુને ત્યાંથી ખસેડવામા આવી, તે નાની રડતી નીર્દોશ બાલકી ફ્રેનીને સર દાદીબાના ખોળામાં બેસાડવામા આવી ને દીઓ ખેંચીને રડતા કાકાજીના આંસુઓ બહેરામે અથાગ દીલાસાના સખુનોથી નુંછી નાખ્યા ! !

અફસોસ ! સદ હજાર અફસોસ ! હઝારોને ખરચે ઘણી મોટી મોટી આશાઓથી જે જવાને આજે સૌથી ભપકાદાર મેલાવડો ભેગો કીધો હતો, સૌથી ઉંચું ગાયન રજુ કીધું હતું. સૌથી ઉત્તમ રીફ્રેશમેંટ આપ્યું હતું, ને સૌથી સરસ રીતે રીઝવનાર તેજ જવાનને આંય રીતે કમકમાટ ભરેલા મોતમાં પડેલો જોતાં તે વીદાય થતાં સર્વેના પગો તે હાઉસની સીડીઓ ઉતરતાં જાણે લડડતા હતા. દરેકના મોહડાંમાંથી આ જુવાન મોત માટે મોટા ને ખુલ્લા નીસાસા નીકલી પડતા હતા. "ઇનસાનનો ઘડીનો ભરૂસો નથી" એજ મુખ્ય બોલ સર્વેના મોહડાંમાંથી દુખથી નીકલી પડતો હતો.

અરેરે! બે કલાકની વાતપર તે લોકની વચ્ચે ઉભેલા તે રંગીલા શોખીલા દમામદાર ખુબસુરત જવાનને આ રીતે મરી ગયલો જોતાં તે વીદાય થતી બાનુઓ તો ખુલ્લાં ડચકાં ખેંચતી હતી, પણ મરદોની છાતીબી જાણે ભરાઇ ગઇ હતી.

ખલાસ—ગમે તે હવે થાઓ! પણ તે જવાન તો આ દુન્યામાં હુબજેબ 'કરીને માથે ધરતી લઇને આડાઅવળા પાસા ફેંકાને ફતેહ મેલવવાની કોશેશમાં આખરે બીલકુલ નીશફલ નીવડી એક અફડા-તફડીની જીંદગી ગુજારી ખલાસ થઇ ચુકો હતો.

હવે એ ગમખ્વાર બનાવપર મારી નાજુક કલમ વધારે નહિ લબાવતાં એટલુજ જાણવું બસ થશે કે ઘણાં સારાં માનથી તે મરનાર જવાનને ત્યાંથી ખસેડવામાં આયો.

પણ બીજા બેજ કલાકમાં ઘણી મોટી અજાયબીનાં આંચકા સાથે માણેકજીની લાશ સૌ કોઇની નજર આગલ જાહેર થઇ, અને આ તે મરનાર જવાનનાં કરપીણુ કામ તરફ દરેક જણે ઘણોજ ધીકકાર નાંખ્યો: જે દયા ને દીલસોજીનો જુસ્સો અત્યાર વેર તે જવાને પોતા તરફ ખેંચી નાખ્યો હતો, તે હવે મોટા ધીક્કાર અને અણગમામાં ફેરવાઇ ગયો.

બીજે દહાડે સહવારે 'દારૂ-હાઉસ' માંથી તે બે રવાનો બહાર પડયાં, ત્યારે સૌ કોઇની ઘણી મોટી દીલસોજી પેસી તરફ ખેંચાઇ રહી હતી. જયારે મરનાર દીનશાહ માટે બધાં ઘણાં આડા શબ્દો અને તુચ્છ-કાર બતાવી રહયા હતા.

ઇનશાનનુ ધાર્યું કદી થયું નથી ને થવાનુ નથી! તે ઇનસાફી બાપે આખરે ઇનસાફ અપાવ્યો હતો. આ ચાર દહાડાની દુન્યામાં ઘણા જીવો મારૂ મારૂ ને તારૂ તારૂ કરી જાણે અમ્મર કાયા હોય તેમ ફાંફાં મારી સરસાઇ ભોગવવાની અફડાતફડી કરેછે, પણ કાલ કોણે જોઇ છે ને મોત કેટલું નજદીક છે તે આપણે દીનશાહ અને માણેકજીના હાલથી ચેતી ચુકયાચ. માણેકજી જયારે 'હાઉસ' ની સીડીપર લહેરે લહેરે ચહડયા ત્યારે તેવણને કદી ખબરબી હતી કે એજ મકાનમાં તેવણ બીજા એક કલાક પછી પોતાનો છેલ્લો દમ ખેંચશે! તેમજ દીનશાહે જયારે હજારો

રૂપ્યાને ખરચે જે સુખની સાંજ ઉભી કીધી, તેજ સાંજે તે પોતે પોતાનેજ હાથે જખ્મિ થશે એમ તેને સ્વપનેબી ખ્યાલ હતો !

કોઇ ચીજ નહિ ! દયાળુ બાપે એવી ભયંકર ખબરો ઇનશાનને આગલથી પહોંચાડીજ નથી, ને તેજ અચોક્કસપણામાં ઇનશાન પોતાની એકલપેટી ધુંધમાં મારૂં મારૂં ને તારૂં તારૂ કરી તુફાન કરેછે. ખાલી હાથે આવ્યા ને ખાલીજ હાથે જવાનું છે. એ ચોક્કસપણે જાણ્યા છતાં ઇનશાન આટલી હદે દુન્યામાં અફડાયચ તો જો પોતાનું મેલવેલુ સાથે લઇને જવાનું હતે તો શુ બી કરતે તે વીચારવું ઘણું મુશ્કેલ છે.

વ્હાલા વાંચનાર, તું દીનશાહ કુપર જેવો ઝનુની દયા વગરનો ભયંકર બુરો માણુસ બનતો ના, માણેકજી શ્રોફ જેવો લોભી પૈસાને ખુદા ગણનારો નાસ્તીક થતો ના, ફરેદુન વકીલ જેવો બેઇમાન, નબળાં મનનો હોતો ના, પેડી રાઇત જેવો સાથીને ખરાબ કરનારો ને દારૂડયો રહેતો ના, વીકા જેવો બેવીશ્વાસ ને અભણ બનતો ના, ડોસીબાઇ બેલાબ્બા જેવો બસ પોતાનુજ સારૂં જોવા ઇચ્છનારો એકલપેટો નીંદા-ખોરો ને ઝેરી જબાનનો થતો ના,

—પણ—

બહેરામ જેવો નેકી નીતીવાલો થજે, પેસી જેવો મગરૂર અને સ્વમાનવાલો નીવડજે, ફીરોઝ જેવો હીમતવાલો ને ઉપયોગી માણુસ બનજે, ધનજીભાઇ જેવો સાલેશ, દયાળુ નીવડજે, ગુલનાર જેવો ધીરજ સબુરીવાલો થજે, જર જેવો સમજદાર બનજે, તોજ તારો ફેરો સફળ થયલો ગણાશે ! ! !

———— :o: ————

## પ્રકરણ ૭૦ મું.

" ધને ધને દહાડોરે આજનો,
કાંઇ હોએ ને પરણુંઉ રે મારા દીકરા.
મને ઘડીઓની લાગે ન વારો રે.
ધને ધને દહાડોરે આજનો "

સર દાદીબા હોશંગનો પસ્તાવો ઘણોજ અનહદ હતો. પોતાની જુવાનીની એક ઉતાવલી ભુલથી આજે બુઢાપામાં તેવણ પોતે કેવી નામોશીમાં આવ્યા હતા તે વીચારતાં તેવણનું દીલ કોતરઇ જતું હતું.

એક ખુની ઉઠાઉગીર, ઠગારો, બુરો શખસ કોઇજ નહિ પણ સર દાદીબાનો પોતાનો દીકરો હતો એ વાત એક જાહેર વાત થઇ ગઇ ને તે થયલી આબરૂની ધુલથી. તે વૃદ્ધ ગ્રહસ્થ ખરે મને શરમીંદા થતા હતા. ભલા રૂસ્તમજી સેક્રેતરી એકવાર ફરીથી 'દાદી હાઉસ' માં તેવણને સલાહકાર અને મદદગાર તરીકે આવી ચુકા હતા ને તેવણની મહેતનભરેલી ગણત્રી કરતાં ખુલ્લુ માલમ પડયું કે તે ઠગાઇ એટલા મોટા પાયાપર. થઇ હતી કે તીજોરીનું બીલકુલ તલયુંજ આવી ગયું હતું, ને એ રીતે આબરૂ અને દોલત બેઉનો નાશ થયલો જોતાં સર દાદીબા દુખ અને પસ્તાવાથી જાણે જુમાઇ જતા હતા પણ એ બધું પોતાનાં પેટનાંજ દીકરાથી થયું હતુ એટલે ગળે ગાંઠ ને મોહડે ડુચો મારી તેવણ બેઠા હતા. રૂસ્તમજી, જીજીભાઈ, પીરોજબાઇ, ધનજીભાઇ, ફીરોઝ, પેસી, જર શીરીન, ગુલ વગેરે તેવણની આસપાસ એવા દીલસોઝ ન માયાલુ જીવો ફરી વલતા હતા કે આવાં મોટાં દુખમાંબી તેવણ કંઇક શાંત રહી શકતા હતા.

છ આખા મહિના તે કમનસીબ જવાનનાં મરણને વીટી ચુકા હતા. 'દાદી–હાઉસ' માં હેતવંતા બહેરામ અને માયાળુ રૂસ્તમજીની મદદથી સર દાદીબા હવે લાકડીના ટકા સાથે આખો વખત અહિ તહીં દમકયા કરતા હતા ને એકવાર ફરીથી તેવણ આગલના જેવા ખુશાલ બની ચુકા હતા.

× × ×

આજે અર્દીબહેસ્ત મહિનો ને ખોરશેદ રોજનો સગનવંતો દહાડો હતો. આજે દાદી-હાઉસ પોતાના પુર બહારમાં સણગારાયલો હતો. તે પમરતા દીલખુશ બગીચામાં પાતરે પાતરે લાઇટ થઇ હતી. નામદાર ગવરનરનું બેંડ પોતાનાં મીઠા શરોદો તે આવતા માનવંત પરોણાંઓને સાંભલાવી રહયું હતું. નામદાર ગવરનર, સ્ટેટનાં મહારાજાઓ જાણીતા માનવંત ગ્રહસ્થો અને બાનુઓથી જાણે આજે 'દાદી-હાઉસ' સુખની સૌથી ઉંચામાંઉંચી ટોંચે આવીને ઉભેલો હતો.

પણ એ આજે હતુ શું ?

આજે 'હાઉસ' માં એક નહિ. બે નહિ, પણ ત્રણ ત્રણ ભાગ્યશાલી જોડાંઓની શેહાદી હતી. સર દાદીબાએ પોતાનાં દીકરા તોલનાં સાલેસ બહેરામને તેની માનીતી છોકરી ગુલનાર તીરંદાઝ સાથે પોતાની મોટી ખુશીથી જોડી આપ્યો હતો ને તેજ મોટી ખુશાલીમા બહેરામના બે જાની મદદગારો ડૉ૦ પેસી શ્રૉફ અને ફીરોઝ કેપટનને બી તે લોકની માનીતી છોકરીઓ સાથે એકજ ધામધુમમાં ઘણી બહુંસથી બેસાડી દીધા હતા. મહેરબાનુ તીરંદાઝ આજનાં જેવાં સુખી કોઇ દહાડોબી દેખાયલાં નહિ, તેમજ આજે સર દાદીબા, જીજીભાઈ બનાજી અને ઓનરેબલ મી૦ જસતીશ ધનજીભાઇ દુબાશથી જાણે હસાઇ હસાઇ જવાનું હતું. તે ત્રણે ગ્રહસ્થો પોતાનાં બચ્ચાંઓના ઝલકતાં ભવીશ્ય જોઇ ખુશ થઇ જતાં હતાં. સુંદર આંખોને ઉડી વલગે તેવી ઝગઝગતી કીમતી ભેટોથી તે ગંજાવર તેબલ જાણે લચલચી ગઈ હતી, જેમાં સૌથી કીમતીમાં કીમતી ભેટ બહેરામને ડૉ૦ પેસી શ્રૉફ તરફની હતી. મરનાર દીનશાહે કીધેલુ માણેકજી શરોફનું બાર લાખનું કરજ આજના સુખી દીવસે પેસીએ પોતાનાં માનીતા ભાઇ બહેરામ અને ધીરજવંતા નેક બહેન ગુલનારને પોતાની તરફથી નજીવી ભેટ તરીકે તદન માફ કીધું હતું ને એ ભેટથી તે બેઉ કાકા ભત્રીજા બીલકુલ દગ થઇ ગયા હતા.

આખરે સૌનાં ભલા આશીર્વાદ સાથે તે સુખી ત્રણે જોડાં જીંદગી ભરનાં જોડાઇને એક થયાં.

પણ વાંચનાર, આ બધી ધાંવલમાં તું તે ખુણાંમાં બેઠેલા એક ગમગીન જવાનને ઓલખતાં ભુલીજ ગયો !

તે કારણજ નહિ પણ આપણો એકવારનો આભ ને ધરતી એક કરનારો ફરેદુન વકીલ પેતે હતો. મરનાર દીનશાહે પેડી રાઇતને સાંતાક્રુસ મોકલ્યો પણ તેને જતાંને વાર ચસકેલો મામલો જોઈ લીધો દરેક જણ ત્યાંથી સલામત બહાર નીકલી ચુકું હતું ને મોટા તાળાંથી ફરેદુનને બંધ કરવામાં આવ્યો હતો એવો મામલો જોતાંજ તે પોતાનો જીવ લઇને નાહઠો ને આજની ઘડી સુધી પકડાયો નથી. પણ ફરેદુનની મદદે ગુલ સાબુત ઉભી હતી ! તે ભલી પ્રીતીવાલી છોકરીએ બહેરામનો ગમે એવો ગુસ્સો અને ઝનુન ઠંડા કીધા હતાં. તેણીએ બે હાથ જોડીને પોતાનાં ભરથાર આગલ આ માણસને મારી બક્ષવાની કાકલુદી ભરી અરજ ગુજારી પોતાની નાવારેસ હાલતપર કેવી મોટી આફતની વખતે જયારે દુંન્યા તે માય દીકરીને જાણે તજી બેઠી હતી તેવા વખતમા તે જવાને તે લોકને કેવી કીમતી મદદ કીધી હતી, તે વ્હાલી મહોબતવંતી માતાના મરતાં બીછાણાપર તે જવાને કેવી કેવી મહેનત લઇ તેણીને તે જીવલેણ માદગીમાંથી મરતી બચાવી હતી, એ બધી દુખી યાદ તેણીએ આખોમાં આંસુઓ સાથે એવી તો ખરાં દીલથી વર્ણવી, કે બહેરામે કશને ખાતર નહિ તો ફકત તે છોકરીની લાગણી નહિ દુખવવાના વીચારે તે જવાનને મારી બક્ષી. સર દાદીબાએ એવા એક બેઇમાન દુકતાને એક ખોતી દમડી વગર ગમે તેમ પોતાનું કાડી લેવા કહ્યું, એટલે આજ કાલ તે એકવારના પ્રાકડા મીજાજી જવાનને આપણે કંઇક ગરીબ હાલતે અને શાંત રીતે એક ખુણાંમાં બેઠલો જોઇએ છીયે.

આ લગનનાં તેડાંને માન આપીને આવવાની તેની ફકત એકજ મતલબ હતી ને તે એજ કે એકવાર ફરીથી તે છોકરીનો પવીત્ર પ્યારો મીઠો ચેહરો તે જોઇ શકે ! ધનશાહને ખાતર કહેવું જોઇએ કે દરેક વાતમાં જો ફરેદુન વકીલે ઠગાઇ અને દાવપેચ વાપરયો હોય પણ ગુલનાર તરફની તેની મોતી તદન સાચ્ચી હતી; કારણ તે પછીનાં ઘણાં ઘણાં વરસો તે જીવ્યો પણ જયારે તે મરણ પામ્યો ત્યારે કુમારોજ ગયો, ને ત્યારેજ જણાયું કે તેની રોજની બંદગી કરવાની તે અવસ્તાની ચોપ-

ડીની આમદ્દજ ઉભેલી તે સખીમાંની જવાન છોકરી તેની એકવારની માનીતી ગુલનારજ હતી.

પેલી ડોસીબાઇ એલાબ્યાને અને તેણીની એકપુરી ચાંદણુને બહેરામ અને પેસીએ તેણીના ધણી ઉકરજી આગલ એલાવ ગામે પહોંચતી કીધી; જો કે આ ગોઠવણુપર તે પોતાની જુની રીત પ્રમાણે ઘણી સામે થઇ, પણ ફીરોઝ બેરીસ્તરે જરાકબી વધારે ટેંટું કરે તો કોર્ટમાં ઘસડવાની વાત કરતાં તે બૈરી લાગલી ઉપડી ગેઇ.

ચાંદણુ આખરે વીકાજી જેવું ઇનામ જીતી ગઇ હતી ને વીકોબી એલાવમાજ સસરા સાથે ખેતીનાં કામમાં મદદ કરતો હતો.

ઘણાં ઘણાંનું એકજ મત હતું કે ડોસીબાઇ જેવી એક નીંદખોરી બૈરીનાં જવાથી મુંબઇનાં ઘણા સારા આબરૂદાર લોકોના જીવને કંઇક શાંતી અને રાહત મલી હતી, જો કે ખબર કહાડતાં માલમ પડેછ કે એલાવમાંબી તેણીના જીભ ઘણી વવરયા કરતી હતી, પણ ત્યાં તેવો ખોરાક નહિ મલવાથી ગરીબ બીચારા ઉકરજી સાથે તેણી વાજેકુ લેયા કરતી હતી.

× × ×

તે શુભ શેહાદીને આજે આખાં ત્રણ વરસ પસાર થઇ ચુકાં હતાં. સર દાદીબા એક ઘણાજ સુખી ને સંતોશી મોતને આધીન થઇ ચુકા હતા ને હાલના નવા સર દાદીબા પોતાનાં ખુબસુરત ધણીયાણી અને ગોલાબ જેવા બે દીકરાઓ સાથે 'દાદી-હાઉસ' માં જાણે સુખનાં દર્યામાં ડોબા ખાતા હતા. આ જવાન સર દાદીબા અને લેડી ગુલનાર પોતાનાં ભલાં કામો અને ઉમદા ખવાસથી કોમનાં અતીશય માનીના થઇ પડયાં હતા.

મરનાર સર દાદીબાએ વીલ બદલ્યું હતું અને નાજાંનાં નામપર પચાસ હજારનું ત્રસ્ટ કરી, તેણીની પછી તેણીનાં બચ્ચાંને-ફ્રેનીને-મલવાની કલમ નાખી ગયા હતા. બહેરામે અને ગુલનારે હીમજી, નાજાં અને ફ્રેનીને મરહુમ દીનશાહે નવા બંધાવેલા તે મકાનમાં રહેવાની સગવડ કરી આપી હતી, ને ઘણીજ સગવડથી રહેતાં તે કુટુંબનો દરેક ખરચ

બહેરામ ઘણી ખુશીથી માથે ઉઠાવી રહયો હતો. ગુલનારના બે દીકરાઓ ઉપરાંત તે નાની ફ્રેનીને પોતાની સાથેજ રાખવામાં ને તેણીને ઉંચી કેળવણી આપવામાં મોટી મોજ માની લેતી. વ્હાલી દીકરીનાં બુલંદ સુખમાં મહેરબાનુ હવે તદન સારી તબીયતનાં થઇ ગયાં હતાં ને આખો જનમ દુખ અને ગમીમાં પસાર કરવા પછી, હવે લેડી દાદીબાનાં માતા તરીકે માન અને ખુશાલીમા તેવણ ઘણાં સુખી દહાડા કહાડતાં હતાં.

ડાં૦ પેસી શ્રોફ અને તેની ખુબસુરત ધણીયાણી શીરીન સોસાયટીના અતી માનીતાં પંખેરાં હતાં. પોતાની બે પરીયાં જેવી દીકરીઓ સાથે એલ્ફીંસ્ટન રોડપરના તે ભપકાદાર શાટો–શીરીનમાં તે બેઉ હેતવંતાં ધણીધણીયાણી જાણે મહોબત અને આબાદીમા મોજ કરતાં હતાં.

ફીરોઝ કેપટનથી પોતાની વ્હાલી સુંદર જર અને બે બાળકો સાથે પુર મજાહમાં રાજ કરતો હતો, અને ભલા નેક ધનજીભાઇ તે પ્યારાં બચ્ચાઓના સુખમા ખુબ મોજ લેતા હતા.

ચાલો, સોનાં ઘેરો એવાજ મહોબત અને માન, આબાદી અને સુખમાં વાજતાં ગાજતાં રહે, એવુ ઇચ્છતાં હું મારી કલમ એક બાજુએ મુકું છું.



# સુબોધ સંગ્રહ.

લેખક

ડૉ૦ ડોસાભાઈ રૂસ્તમજી ધાભર એલ. આર. સી. પી.
એલ. આર. સી. એસ. વગેરે.

"હેન્રી ફ્રૉન આઇકનફેલઝ ખુદાને કેમ પીછાણતાં શીખ્યો,"
"કંગાલીયત અને માણસાઇ કાયદાનો ભોગ," "ઇટાલીયન વાર્તા સંગ્રહ"
"ફારસી શાએરોમાંથી ચુંટેલાં ગોહરો"ના કર્તા.

આ પુસ્તકમાં નીતિ, ડહાપણ અને દુનીઆના અનુભવને લગતો એકેક વિષય ટુંકમાં લખેલો છતાં તે ઉપર ટપકેનો કે અધૂરો લાગતો નથી. વળી દરેક બાબતને લાગુ પડતાં પ્રસિદ્ધ કવિઓ, શાએરો કે લેખકનાં વચનો ટાંકી કે કથારૂપ દૃષ્ટાંતો આપી તે એવી આકર્ષક બનાવવામાં આવી છે કે એકેક લેખ વાંચનાર થોડા સમયમાં પૂરો વાંચી લઇ શકે છે, જે એવા લેખની કસોટીજ છે.

ડોકટર ધાભરના બહોલાં વાચણનુ માપ દરેક વાંચનાર આ પુસ્તક ઉપરથીજ કરી શકશે. ઇંગ્રેજી બીજાં સાહિત્યોનો એમનો અભ્યાસ અને આ પુસ્તક ઉપરથી જણાઇ આવે છે, એટલુંજ નહિ અને એઓ ફકત વાંચીને [illegible] નથી પણ દરેક બાબતનો પોતે વિચાર કીધો છે અને તે ઉંડા વિચારનું ફળ વાંચનારને આપ્યું છે એમ પણ જણાશે. જ્યારે કર્તાની ફીલસુફી આગળા જમાનાના પ્રખ્યાત રોમન સેનેકા અને ફીલસુફ બાદશાહ માર્કસ ઓરેલીયસની તથા ઇરાની સાયરો સાદી અને હાફેઝની આપણને જગે જગ યાદ આપે છે. વળી તેમની ટીકાની ઝીણી ચીમકીઓ વાંચતાં રોમન કવિ હોરેસ કે જુવેનલના satires કે ઇંગ્રેજી કવિ પોપ કે ડીન સ્વિફ્ત કે ચેસ્ટરટનના લેખોનું વારંવાર સ્મરણ થાય છે.

એ ઉપરાંત સુપ્રસિધ્ધ યુરોપીયન લેખકોના ચુંટી કાઢેલા વિષ્યો બહુ સુંદર આકારમાં કર્તા રજુ કરે છે.

૮૩ જુદા જુદા વિષ્યો ધરાવતું, ૨૪૦ સફાનું આ પુસ્તક દરેક મા બાપે પોતાના બચ્ચાંઓના વાંચવા આપવુ જોઇએ.

પ્રગટ કરનારઃ—હોશંગ તે૦ અંકલેશરીઆ

કીમત રૂ૦ ૨-૦-૦ વી૦ પી૦ સાથે ૨-૪-૦.

હીંદુસ્તાનની સંગીત, તેની ભેદી શકિત અને તેના જુદા જુદા
રાગોથી માણસના મન ઉપર થતી જુદી જુદી અસરો, જુદી
જુદી રાહના ગાયનો અને તેની સમજ આપતું

# કળાવંત

યાને

## હિન્દુસ્તાંની સંગીત શાસ્ત્ર.

## સુધારેલી વધારેલી બીજી આવૃતી

મી૦ ડી. એન. પટેલનું

આ પુસ્તક સંગીન વિદ્યાના શોખીનોની ખાસ પસંદગી પામ્યું
છે અને મુંબઇ તેમજ દેશાવરોના જાહેર છાપાએ તેને માટે
એક અવાજે ઉંચી કિસમના મત દરશાવ્યા છે

પેહલી આવૃતીમાં પ્રગટ થયા પછી આ નવી આવૃતીમાં
કર્તાએ જ્ઞાન પ્રસારક મંડળી તરફથી આપેલાં નિચલા
ભાશણોવાલી બાબદો અને દંતકથાનો વધારો કીધોછે.

1. ગરબા અને તેની ઉતપતી તેની દંતકથા અને આગલા અને હાલના થોડાક કવીઓ.
2. નૃત્ય કળા.
3. ઇરાંની સંગીત વિદ્યા
4. ભષ્મ મદન ( દંતકથા ).

દંતકથાના શોખીનોને આ પુસ્તકમાં સમાયેલી કેટલીક દંતકથા
વાંચવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.

પ્રગટ કરનાર:—
હોશંગ તે. અંકલેસરીયા.
નં૦ ૧, પારસી બજાર સ્ટ્રીટ, કોટ, મુંબાઇ.
કીંમત રૂ૦ ૨.
વી. પી. સાથે. રૂ૦ ૨-૪-૦